# ગ્રંથ પરિચય

ગ્રંથ અને ગ્રંથકાર એ પુસ્તકના પ્રકાશનનું પ્રયોજન બતાવવાની ભાગ્યે જ જરૂર હોય. પ્રસ્તુત પુસ્તકની યોજના ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ કરી ત્યારે એમાં છબીઓ આપી એને વધારે સુશોભિત કરવાનો ઈરાદો હતો; પરંતુ એ યોજના અમલમાં નથી મૂકી શકાઈ તે અમારી દિલગીરી છે. પૂરતી છબીઓ મળી શકી નથી, એ અને બીજાં કારણોથી આ વર્ષ એ બાબત પડતી મૂકી છે. હવે જ્યારે નવેસરથી એ પુસ્તક છપાશે ત્યારે એ ધારણા પાર પડશે એવી ઉમેદ છે.

સદરહુ પુસ્તકની ઉપયોગિતા દેખીતી છે. ગુજરાતી સાહિત્ય અત્યારે એટલી કક્ષાએ પહોંચ્યું છે કે તેના શિષ્ટ ગ્રંથ–ગ્રંથકારોનો પરિચય આવકારદાયક થઇ પડે. આવી એકત્રિત કરેલી માહિતીની કીમત હાલ કરતાં ભવિષ્યમાં અનેકગણી વધી જવા સંભવ છે. અમુક નાટકો પ્રેમાનંદનાં કે નહીં એવા સંશયગ્રસ્ત પ્રશ્નો પાછળથી ઉભા ન થાય એ કાર્ય આવું પુસ્તક કરી શકે. જુના વખતના એટલે સો વર્ષ પૂર્વે લખાએલા ગ્રંથો કેટલાક નાબુદ થઇ ગયા છે; તેમનાં નામ અને તેમના કર્તાઓનાં નામ શિષ્ટસાહિત્યમાંથી લગભગ નષ્ટ થઇ જવા આવ્યાં છે. પ્રાચીન કાળના હસ્તલિખિત ગ્રંથો પરથી કર્તાનાં નામ શોધવાં, તેની સાલ કાઢવી વગેરે મુસ્કેલીઓ નવા જમાનામાં જણાતાં તેના નિવારણ તરીકે પ્રસ્તુત પુસ્તક જેવાં પુસ્તકો પાછળના જમાનાને માહિતીનું આધારભૂત સાધન પૂરૂં પાડે એવો સંભવ છે.

સાહિત્યમાં આગળ વધેલા બધા દેશોમાં આ પ્રકારની સાધનસામગ્રી જોવામાં આવે છે, અને તેને પ્રતિદિન વધારેને વધારે સમૃદ્ધ કરવાના પ્રયત્નો કરવામાં આવે છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ આ પુસ્તક માત્ર આરંભ રૂપે જ પ્રકટ કર્યું છે. ઘણા ગ્રંથકારો તેમાં રહી ગયા હશે. તે સર્વેને સોસાઇટીનું જાહેર આમંત્રણ છે કે તેઓ કૃપા કરી પોતાની તરફથી હકીકત મોકલી આપે જે નવીન આવૃત્તિમાં દાખલ થઈ શકે. આવું પુસ્તક પ્રતિ વર્ષે નહીં તો બે ત્રણ વર્ષે નવું પ્રકટ થાય એ ઇષ્ટ છે. તો જ પ્રગતિમાન સાહિત્યની સાથે સાથે એ માહિતી સંપૂર્ણ રહી શકે.

વિદ્યમાન ગ્રંથકારોનો આમાં પરિચય છે. એ હકીકત તેમના પોતાના તરફથી મંગાવેલી અને પુરી પાડેલી હોવાથી ઘણે ભાગે માત્ર bare facts જ મોકલવામાં આવે એ સ્વાભાવિક છે. બીજાના મુખમાં શોભે એવી

કેટલીક હકીકતો જાતે મોકલના સંકોચ થાય એ પણ બનવાજોગ છે. સોસાઇટીની ઑફીસ તરફથી એ હકીકતોને વણી લેવા અને જાણીતી વાતો બહાર આણવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

શરૂઆતમાં કરેલા ૧૯૨૯ ના ગ્રંથ-પ્રકાશનના અવલોકન પરથી જણાશે કે આપણા સાહિત્યનાં કેટલાંક અંગો વિકાસ પામ્યાં છે અને કેટલાંક હજી અણવિકસ્યાં રહ્યા છે. બાળસાહિત્ય એ આ દશકામાં પ્રમાણમા ઘણી પ્રગતિ પામ્યું છે અને હજી પણ પામે એવા ચિહ્નો જણાય છે. વિજ્ઞાનના સાહિત્યમાં નહીં જેવી પ્રગતિ થઇ છે એ આ વિજ્ઞાનના જમાનામા અસહ્ય છે. આપણા વિજ્ઞાનવેત્તાઓ હજી આપણી ભાષા તરફ જોઇએ તેટલા આકર્ષાયા નથી એ સિદ્ધ થાય છે. પારિભાષિક શબ્દોનો અભાવ એ જો કોઇ તેનું કારણ બતાવે તો સ્વીકારી શકાય તેમ નથી. ઉલટું સાહિત્યને અભાવે શબ્દોનો અભાવ છે અને શબ્દો તેથી જ રૂઢ થવા પામતા નથી. શબ્દોની મુશ્કેલી હશે પણ તે નિવારી ન શકાય તેવી નથી.

છેલ્લા કેટલાક વર્ષ દરમિયાન ગુજરાતી સાહિત્યમા અને તેના પ્રચારમા થએલા વધારાનું માપ એકલા ગ્રંથો પરથી જ જો કાઢવામા આવે તો એ સાહિત્યને અન્યાય થાય. માસિકો અને વર્તમાનપત્રો દ્વારા વિવિધ પ્રકારનું સાહિત્ય પ્રચાર પામે છે. સેંકડો લેખકો તે લખે છે. ગ્રંથકાર થવાની લગભગ પ્રથમ ભૂમિકા એ સર્વમા છે એમ કહીએ તો ખોટું નથી. ગ્રંથોમા નહીં ખેડાએલા વિષયોને પણ એમા સ્થાન મળે છે. જો કે એ સાહિત્ય ચિરસ્થાયી નથી છતા જનતાને કેળવવાનું મ્હોટું કાર્ય એ કરે છે એ નિઃસંશય છે; વાર્તાઓ, મુસાફરીના લેખો, અર્થશાસ્ત્રના લેખો, વિજ્ઞાનના લેખો, કાવ્યો વગેરેનો ભારે સમૂહ માસિકો અને વર્તમાન પત્રોમા પ્રસિદ્ધ થાય છે. સર્વે લેખકોને તેને ગ્રંથરૂપે બહાર પાડવાની અનુકૂળતા ન હોય એ માની શકાય તેવું છે. એમાના કેટલાક વર્તમાન પત્રો અથવા માસિકોના દૃષ્ટિબિન્દુથી લખેલા એટલે ઉંડા ચિંતન વાળા નહીં હોય પણ ગંભીર લેખો પણ શિષ્ટ પત્રોમા હોય છે એ નિર્વિવાદ છે. વર્તમાન પત્રોની વીસ વરસ પરની ફાઇલો જુઓ ને હાલની જુઓ તો આ ભેદ સ્પષ્ટ જણાશે અને એના એક સુખ્ય ચિહ્ન તરીકે પત્રોની ભાષા એ પોતે મહોટો પુરાવો છે. આપણી ભાષામા અર્થસૂચન કેટલું બધુ વધ્યું છે, પ્રયોગો કેટલા વધારે વપરાય છે, અને સામાન્ય રીતે ભારે ગણાતા શબ્દો હવે રૂઢ થઈ ઘરગથ્થુ વિષયો માટે પણ વપરાશમા આવ્યા છે. આનું એક દૃષ્ટાંત યાદ આવે છે;

# પ્રસ્તાવના

સોસાયટીની નોકરીમાં જોડાયા પછી તુરતજ ઑન. સેક્રેટરી સ્વ. રા. બ. લાલશંકરભાઇએ સન ૧૮૬૪ સુધીમાં પ્રસિદ્ધ થયલાં ગુજરાતી પુસ્તકોની છાપેલી યાદી બનાવી* તે ધોરણે ગુજરાતીમાં છપાયલાં સઘળાં પુસ્તકોની એક વર્ગીકૃત સુચિ તૈયાર કરવાનું મને સૂચવ્યું; પણ ચાલુ ઑફીસ કામ એટલું બધું વ્યવસાયવાળું અને જવાબદારીભર્યું કે તે કાર્ય પાછળ ધ્યાન આપવાને ભાગ્યેજ સમય મળતો; અને એકાદ માસમાં તે પડતું મૂકવું પડેલું; પણ ત્યારથી એ કાર્યમાં મારૂં ચિત્ત પરોવાયલું; વળી પૂણામાં ડક્કન વર્નાક્યુલર ટ્રાન્સલેશન સોસાઇટી, છાપેલી સરકારી ત્રિમાસિક યાદી પરથી એવી એક સુચિ મરાઠી ગ્રંથોની કરાવતી હતી તે જાણવામાં હતું. એટલે એ કાર્ય કેવી રીતે આટોપાય એના વિચાર આવ્યા જ કરતા. અને પ્રસંગોપાત વડોદરા સેન્ટ્રલ લાઇબ્રેરીના આસિ. ક્યુરેટર શ્રીયુત મોતીભાઇ અમીનનો ભેટો થતો, તેનો લાભ લઇ, એ વિષય એમની સાથે ચર્ચતો પણ ખરો. તેની ઉપયોગિતા એમના લક્ષમાં પુરેપુરી ઠસેલી હતી અને એમના ખાતા તરફથી એવું કાર્ય ઉપાડી લેવાય તો સોસાઇટી સહકાર કરે, એમ એમને મેં વાતમાં જણાવેલું. પણ એ નરરત્ને જેમ પુસ્તકાલયના અંગના અનેક પ્રશ્નો ઉકેલી ગુજરાતમાં પુસ્તકાલયની હિલચાલને, તેનાં મૂળ ઉંડાં નાંખીને, આગળ વધારી છે, તેમ એ સુચિનું કાર્ય એમણે જાતજવાબદારી પર ઉપાડી લીધું, અને મને નોંધતાં આનંદ અને સંતોષ થાય છે કે એ પ્રશસ્ય પણ ભગીરથ કાર્ય એમના શુભ પ્રયાસ અને આગ્રહથી સફળ થઇ આપણે 'આઠ હજાર ગુજરાતી પુસ્તકોની એક વર્ગીકૃત સુચિ' એ નામનું એક મોટું દળદાર, મહત્ત્વનું અને ઉપયોગી રેફરન્સ પુસ્તક મેળવવાને ભાગ્યશાળી થયા છીએ; એ પણ વળી એક સુયોગ છે કે સદરહુ સુચિ સન ૧૯૨૮ સુધી આવીને અટકે છે અને પછીનાં સન ૧૯૨૯ નાં પ્રકાશનની નોંધ કરવાનો અવસર સોસાઇટીને સાંપડયો છે; પ્રસ્તુત "ગ્રંથ અને ગ્રંથકાર"નું પુસ્તક પ્રતિ વર્ષ નિયમિત રીતે નિકળતું રહે તો વાર્ષિક પ્રકાશનની નોંધ કરવાનું ચાલુ રહેવા સંભવ છે.

ઇસુનું વર્ષ ૧૯૦૭ એ નામથી લેખ લખી સ્વ. રણજીતરામે સાહિત્યમાં અને અન્ય સંસ્કૃતિના ક્ષેત્રમાં પ્રગતિની વાર્ષિક સમાલોચનાનું કાર્ય આદરેલું અને એ પ્રથા આગળ ચાલુ રહે એ ઉદ્દેશથી સોસાઇટીના મણિ મહોત્સવના

---

* Catalogue of Native Publications in the Bombay Presidency up to 1864.

અવસરે એમણે ઓન. સેક્રેટરીને એક પત્ર લખી મોકલી, તે માટે યોજના કરવાનું સૂચવ્યું હતું.

કારોબારી કમિટીએ તે પરથી વાર્ષિક સમાલોચના માટે રૂ. ૧૦૦) નું પારિતોષિક જાહેર કરી સન ૧૯૦૯ ની પ્રથમ પ્રસિદ્ધિનું અવલોકન કરવાનું કાર્ય પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરને સોંપ્યું, સન ૧૯૧૦ નું પ્રો. કાન્તિલાલ છગનલાલ પંડયાને આપ્યું, પણ એ બંને સજ્જનોને, દૂર સ્થળે રહેવાનું અને ત્યાં સાધનોની પૂરતી અનુકૂળતા નહિ તે કારણે; અને વળી એકજ વર્ષની સમાલોચના કરવામાં કંઈક અપૂર્ણતા આવી જવાની અને કોઇને અજાણ્યે અન્યાય થવાની ભીતિથી, તેઓએ તે કાર્ય કરવામાં શિથિલતા દાખવેલી. તેથી તે મુશ્કેલી દૂર કરવાને કમિટીએ સ્વ. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીને સન ૧૯૦૯, ૧૯૧૦ અને ૧૯૧૧, એમ ત્રણ વર્ષનું સામટું અવલોકન કરવાનું જણાવી તે વર્ષોના પ્રકાશનો પણ તેમને મુંબાઇ મોકલી આપ્યા હતા; તેમ છતાં એ ધારેલો હેતુ સિદ્ધ થયો નહિ.

આમ નિરાશા મળતાં સન ૧૯૧૬ નું સાહિત્યનું અવલોકન કરવાનું ગુજરાત સાહિત્ય સભા તરફથી મેં માથે લીધું અને પ્રિન્સિપાલ આનન્દશંકર ધ્રુવના પ્રમુખપદે તે લેખ વાંચ્યો હતો. તે પ્રસંગે એમણે પ્રમુખસ્થાનેથી એક મનનીય વ્યાખ્યાન આપ્યું હતું તે તેના અંગે એક વિશેષ લાભ થયો હતો.

દરમિયાન સોસાઇટી તરફથી વાર્ષિક સભાના દિવસે, એકાદ જાણીતા વિદ્વાનને નિમંત્રણ કરી, સાહિત્ય, ઇતિહાસ કે તત્ત્વજ્ઞાનના વિષય પર વ્યાખ્યાન અપાવવાની રૂઢિ દાખલ કરી, જે હજુ ચાલુ છે.

આ પુસ્તકના પ્રારંભમાં સદરહુ વાર્ષિક વ્યાખ્યાન મુકવાની ધારણા રાખી હતી. શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશીએ ચાલુ વર્ષનું વાર્ષિક વ્યાખ્યાન આપવાનું સ્વીકાર્યું હતું, પણ અત્યારની સત્યાગ્રહની લડતમાં તેઓ જોડાતા, તેમને જેલનિવાસ પ્રાપ્ત થયો એટલે એ કાર્ય મુલતવી રાખવું પડ્યું, હાલ તુરત એ સ્થાન સન ૧૯૨૯ ના પ્રકાશનનું અવલોકન એ લેખને આપ્યું છે, જે ઉપર નિર્દેશેલ ખખતરાના અનુસંધાનરૂપ છે.

થોડાંક વર્ષ પર શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા-એઓએ સ્વ. વ્રજલાલ શાસ્ત્રીની મૃત્યુ તારીખ અને વાર પૂછાવેલા, પણ તે વિષે કશી ખાની લાયકમાહિતી મળી શકી નહિ. તે દિવસથી અર્વાચીન ગ્રંથકારોના જીવનચરિત્રના સાધનો-એમના જીવનને લગતી હકીકત, બને તેટલી વિશ્વસનીય, વિગતવાર અને પ્રમાણભૂત એકઠી કરવાને અને નોંધવાને કંઈક

વ્યવસ્થા થવા મનમાં અડમથલ કર્યા કરતો; તે સંજોગમાં શ્રીયુત વિજયરાય કલ્યાણરાય વૈદ્ય અમદાવાદમાં સ્થાયી આવી વસતાં, અને સોસાઇટી તરફથી કાંઇ સાહિત્યનું કાર્ય સંપાદન કરવાની–મળવાની તેમણે ઇચ્છા પ્રદર્શિત કરતાં, કમિટીએ તેમને પ્રાચીન કવિઓની ચરિત્રાવળી, ઉપલબ્ધ પ્રસિદ્ધ વૃત્તાંત પરથી તૈયાર કરી આપવાનું સોંપ્યું.

આ પ્રમાણે રફતે રફતે અને ક્રમસર એ યોજના આગળ ચાલુ રાખી, ગુજરાતી ગ્રંથકર્તાઓની ચરિત્રાવળી, એમનાં જીવનની સાધનસામગ્રી, કોઇ રૂપે અભ્યાસીને અને વાચકને સુગમ અને ઉપયોગી થાય, એ તેમાં મુખ્ય હેતુ હતો.

પ્રસ્તુત ગ્રંથમાં તેથી પ્રાચીન લેખક કવિઓનો સમાવેશ કર્યો નથી અને અર્વાચીનમાં પણ પ્રથમ વિદ્યમાન ગ્રંથકારોના જીવનચરિત્રની હકીકત, એમનીજ પાસેથી બને તેટલી મેળવી, તે નોંધ, ખાસ કરીને એમના ગ્રંથોની યાદી, તેના પ્રકાશનની સાલ સાથે આપીને, જેમ બને તેમ તે પ્રમાણભૂત થાય એવો પ્રયત્ન કર્યો છે.

અહિં મારે ઉપકાર સાથે કહેવું જોઇએ કે જે ગ્રંથકર્તાઓને છાપેલું માહિતીપત્રક મોકલી આપ્યું હતું, તેમાંના ઘણાખરાએ તેમાં જરૂરપુરતી વિગતો ભરી મોકલીને અને પછી તે નોંધનો કાચો ખરડો તપાસી જઇને, મારૂં કાર્ય જેમ સરળ કરી આપ્યું હતું તેમ તેમાંની વિગતો તેટલે દરજ્જે વિશ્વસનીય છે, એવું પ્રમાણપત્ર આપ્યું છે એમ કહી શકું.

વળી વિદ્યમાન ગ્રંથકારોમાંના ઘણાંનાં નામો આ સંગ્રહમાં મળી નહિ આવે. જે જે ગ્રંથકારોને છાપેલું માહિતીપત્રક મોકલી આપેલું, તેમાંનાં કેટલાકની હકીકત વખતસર લખાઇ આવી નહોતી અને બીજા ભાઇઓ ચાલુ રાજકીય લડતમાં જોડાતાં, તેમની પાસેથી કામપુરતી માહિતી મેળવવાનું પણ કઠિન થઇ પડયું હતું.

આ સંજોગમાં એ ઉણપ આગળનાં પુસ્તકોમાં જરૂર દૂર કરવામાં આવશે. તે પછી અર્વાચીન વિદેહીનાં ચરિત્રો ઉતારવાની ઉમેદ રાખી છે.

પ્રસ્તુત સંગ્રહમાં વર્ષ દરમિયાન પ્રકટ થયલાં સાહિત્ય, ઇતિહાસ, તત્વજ્ઞાન અને પુરાતત્વ વિષેનાં લેખો, રેફરન્સની સવડ માટે, ફરી છાપવાનો તેમજ ગુજરાતી માસિકોમાં આવી ગયલા મૌલિક અને અગત્યના લેખોની સૂચિ, જેમ ઇંગ્રેજી જર્નલોમાં આવે છે તેમ, આપવાનો વિચાર હતો; પરંતુ પુસ્તકનું કદ ધાર્યા કરતાં બહુ વધી જવાથી એ વિભાગ ઉમેરવાનું આ વખતે બની શક્યું નથી.

હવેથી સદરહુ સૂચિ તેમ વાર્ષિક પ્રકાશનની યાદી લિડનમાંથી છેલ્લાં બે વર્ષથી પ્રસિદ્ધ થતી એન્યુઅલ બિબ્લોગ્રાફી ઑફ ઇંડિયન આર્કીઓલૉજી—Annual Biblography of Indian Archaeology—ની પેઠે, સટીક અપાય એવી ધારણા રાખી છે.

ઇંગ્રેજીમાં આ જાતનાં અને અનેક વિષય પરનાં સંખ્યાબંધ પુસ્તકો મળી આવશે. એવું રેફરન્સ સાહિત્ય આપણે અહિં ઉભું કરવાને આ એક શરૂઆતનો પ્રયોગ છે; તેની સફળતાનો આધાર આ કાર્યમાં લેખકવર્ગ જે પ્રમાણમાં સહકાર અને મદદ કરશે તે પર અવલંબી રહેશે. વસ્તુતઃ આવાં પુસ્તકો એકલે હાથે સંપાદન થઈ જ શકે નહિ; સૌના સહકારની સાથે તેની ઉપયોગિતા વધારવા સારૂ મદદરૂપે નવાં નવાં દૃષ્ટિબિન્દુઓ, સૂચનો મળતા રહે, એ પણ એટલુંજ જરૂરનું છે; તોજ તે વિકાસ પામે અને ખીલે અને એક સ્થાયી રેફરન્સનું પુસ્તક થઈ પડે.

અંતમાં 'કુમાર કાર્યાલય'ના પ્રાણસંચારક અને કળામર્મજ્ઞ શ્રીયુત બચુભાઇ રાવતનો મારે ઉપકાર માનવો જોઇએ; જેમણે આ કાર્યમાં શરૂઆતથી કેટલીક વ્યવહારુ સૂચનાઓ કરવાની સાથે, નવા લેખકબંધુઓને માર્ગદર્શક અને મદદગાર થઇ પડે, એ દૃષ્ટિએ, 'પ્રેસકોપી અને પ્રુફરીડિંગ' વિષે એક મનનીય લેખ, મારી માગણીથી ખાસ લખી આપ્યો છે.

અને શ્રીમતી લેડી વિદ્યાબ્હેને, પ્રસ્તુત પુસ્તકનો પરિચય લખી આપીને, મને વિશેષ આભારી કર્યો છે, એમ કહું તો તે અતિશયોક્તિભર્યું નથી જ.

અમદાવાદ
તા. ૨૦-૮-૧૯૩૦ } હીરાલાલ ત્રી. પારેખ.

## અનુક્રમણિકા

# સન ૧૯૨૯નું ગ્રંથ પ્રકાશન

## : અવલોકન :

**સંખ્યા**

પ્રસ્તુત લેખના છેડે સન ૧૯૨૯માં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની વર્ગીકૃત યાદી આપી છે, તે પુસ્તકોની સંખ્યા આશરે ૬૧૦ની થવા જાય છે; પણ એ સિવાય એવાં બીજાં કેટલાંક પુસ્તકો બાકી રહેલાં હશે, જે સાધનના અને માહિતીના અભાવે સદરહુ ગણત્રીમાં આવ્યા નહિ હોય; અને તે ઉપરાંત શાળોપયોગી અર્થ અને નોટ્સની ચોપડીઓ, નાટકોનાં ગાયનોની ચોપડીઓ, અને અલ્લકાઉ બજારૂવાર્તાઓ અને કવિતાની ચોપડીઓ, જેની નોંધ એમા કરવામાં આવી નથી; એ બધી પ્રસિદ્ધિઓને ઉપરની સંખ્યામાં અડસટે ઉમેરીએ તો તેની કુલ સંખ્યા લગભગ સાડી સાતસેં પુસ્તકોની થવા જાય; એટલે કે, દરરોજના બે પુસ્તકો સરેરાશ પ્રસિદ્ધ થયાં છે, એવું અનુમાન તે પરથી ખેંચી શકાય; અને તેને બીજી રીતે સમર્થન પણ મળે છે.

**સાધન**

તાજા બહાર પડેલા મુંબાઇ ઇલાકાના સન ૧૯૨૮–૨૯ના વાર્ષિક રીપોર્ટમા સન ૧૯૨૮માં ગુજરાતી ગ્રંથ પ્રકાશનની સંખ્યા ૫૦૬ની આપી છે, અને એ તો પ્રસિદ્ધ વાત છે કે એ નોંધમા દેશી રાજ્યો—જેમકે, વડોદરા, ભાવનગર, રાજકોટ, ગોંડલ—માં પ્રકટ થતાં પુસ્તકોનો સમાવેશ થતો નથી; અને હમણાં હમણાં ત્યાથી ચોકબંધ પુસ્તકો પ્રસિદ્ધ થાય છે, એમ કોઇ પણ સામાન્ય વાચક કહી શકશે.

**મુખ્ય દેશી ભાષાઓનાં પ્રકાશન સાથે સરખામણી**

પણ બીજી ભાષાઓ—મરાઠી, હિન્દી, કાનડી, બંગાળી વગેરેમાં પ્રતિ વર્ષ પ્રકટ થતા પુસ્તકોની સંખ્યા અને તેની વર્ગીકૃત યાદી ઉપલબ્ધ થાય, તો હિન્દની મુખ્ય મુખ્ય દેશી ભાષાઓમા કયી દિશામા અને શી પ્રગતિ થતી રહે છે, તેનુ માપ કાઢવાનું સુગમ બને.

ઉપર ઉલ્લેખ કરેલા સરકારી વાર્ષિક રીપોર્ટમાં મરાઠી પુસ્તકોની સંખ્યા ૬૭૭, કાનડીની ૮૫ અને હિન્દીની ૧૦૨ બતાવેલી છે. પરંતુ

**પ્રકાશક મંડળનુ સંગઠન**

આવી આકડાની ગણત્રી કરવામા ઇગ્લાડાદિ પાશ્ચાત્ય દેશોમાં જેવી સુગમતા અને સગવડ રહેલા છે તેવી વ્યવસ્થા આપણે અહિં નથી. ત્યા પુસ્તકનું પ્રકાશન અને વેચાણ કાર્ય, લેખક જાતે કરતા નથી; પણ સામાન્ય રીતે કોઇ પ્રકાશક વ્યકિતને વા મંડળીને અને પુસ્તક વેચનારને તે સોપી દેવાય છે; અને એ બધા પ્રકાશકોનુ એક સંગઠિત મંડળ હોય છે, તેની પાસેથી વર્ષ દરમિયાન પ્રસિદ્ધ થયલા પુસ્તકોની સપૂર્ણ અને વર્ગીકૃત યાદી જોઈએ ત્યારે મેળવી શકાય છે. વળી કેટલીક પ્રકાશન સંસ્થાઓ અને પુસ્તક વેચનારાઓ તો નવા પુસ્તકોની પોતે જૂદી માસિક યાદીઓ પ્રકટ કરે છે, તેથી વાર્ષિક પ્રકાશનના આકડા મેળવતા ત્યા ઝાઝી તકલીફ પડતી નથી.

**મ્યુઝિયમ**

બીજી સવડ ત્યા એ છે કે કાયદાની રૂએ બ્રિટિશ મ્યુઝિયમને પ્રત્યેક પ્રકાશનની એક એક પ્રત ભેટ મળે છે, જેનો સગ્રહ થવાનુ અને સાચવવાનું કાર્ય તેના પર ફરજીઆત નાખેલુ છે, જ્યારે બીજી પાચેક સંસ્થાઓને જે પ્રકાશનની પ્રત તેના તરફથી માગવામા આવે તે જ અપાય છે.

આથી મોટો લાભ એ થાય છે કે તે પુસ્તકો એક સ્થળે જોવા તપાસવાની સહજ તક મળે છે, તેમજ તે સંગ્રહ કાયમ સચવાઈ રહે છે.

**અત્યારની પરિસ્થિતિ**

પણ આપણે અહિંની પરિસ્થિતિ જૂદી છે. નામદાર મુબાઇ સરકાર તરફથી સન ૧૮૮૨ કે ૮૬–૮૭ પછી નિયમિત રીતે દર ત્રણ માસે ઈલાકામા પ્રસિદ્ધ થતા પુસ્તકોની એક વર્ગીકૃત યાદી સરકારી ગેઝીટમા છપાય છે; પણ તેમા આગળ જણાવ્યુ તેમ દેશી રાજ્યોની હદમા છપાતા ગ્રથોની નોધ થતી નથી, અને બીજુ છાપખાનાના કાયદાથી જે પુસ્તકો સરકારને ભરવામા આવે છે તેનો વ્યવસ્થિત અને સંપૂર્ણ સંગ્રહ પણ કોઈ એકસ્થળે સચવાતો હોય એમ જાણવામા નથી, અને વર્ષ પૂરૂ થતા એ પ્રકાશનનુ વિહગાવલોકન ઉપરી અધિકારી–મહધા એકાદ યુરોપિયન ગૃહસ્થ,–૩૦૦ શબ્દોની અંદર મર્યાદિત, બહારથી લખાઈ આવેલા, જૂદા જૂદા ગૃહસ્થોના નાર્ત્તિક પરથી કરે છે, એનું મૂલ્ય કેટલું આકવુ એનો વિચાર કરવાનું અમે વાચક પર છોડીએ છીએ.

મરાઠી પુસ્તકોમાં મધ્ય પ્રાંતનાં અને દેશી રાજ્યો, જેમકે ઈંદોર, ગ્વાલીઅર, ઔંધનાં તેમજ કાનડી માટે મૈસુર, નિઝામનું સંસ્થાન વગેરે સ્થળોનાં પ્રકાશનો આવી જતાં નથી.

પણ સમગ્ર રીતે અવલોકતાં, આપણે સ્વીકારવું પડશે કે ગુજરાત કરતાં મરાઠીમાં અને હિન્દીમાં વધુ પુસ્તકો પ્રકટ થાય છે. મહારાષ્ટ્રને વિદ્યાવ્યાસંગ જાણીતો છે; અને હિન્દીનો સ્થળપ્રદેશ બહોળા વિસ્તારવાળો છે, તેમ ભારતવર્ષની એક સામાન્ય ભાષા તરીકે તેની પસંદગી થયલી છે. બંગાળી માટે માહિતી મળી નથી; પણ બધી દેશી ભાષાઓમાં તે વિશેષ ખીલેલી અને સમૃદ્ધ છે, એવો સામાન્ય અભિપ્રાય છે.

આ પ્રમાણે વાર્ષિક ગ્રંથ પ્રકાશનમાં ગુજરાતીનું સ્થાન છેક ચોથે નંબરે આવે છે; અને તેની પ્રસિદ્ધિની સરખામણી ઈંગ્લાંડમા પ્રસિદ્ધ થતા પુસ્તકો સાથે કરવામાં આવે તો આપણે ક્યાં ઉભા છીએ, અથવા કેવી પ્રગતિ કરીએ છીએ, તેની કંઈક ઝાંખી થાય.

**ઈંગ્રેજી પુસ્તકો સાથે સરખામણી**

તા. ૧૦મી. જાન્યુઆરીના પબ્લીક ઓપિનિયન 'Public opinion' નામક સાપ્તાહિકમાં સન ૧૯૨૯માં ઇંગ્રેજીમા પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની સંખ્યા ૧૨૯૧૨ આપી છે; તેમાં વાર્તાનાં પુસ્તકો અગ્રસ્થાન લે છે, અને તેની સંખ્યા ૩૭૦૬ આપી છે. બીજું સ્થાન બાળસાહિત્યને મળે છે; અને તેની સંખ્યા ૧૫૩૩ છે. એ દૃષ્ટિએ આપણે અહિં બાળસાહિત્ય પ્રથમ સ્થાન લે છે, જેની કુલ સંખ્યા ૧૬૪ છે, જ્યારે નવલકથા બીજે નંબરે આવે છે, અને તેની સંખ્યા ૭૪ નોંધાયલી છે.

**સરેરાશ પુસ્તક સંખ્યા**

એ બતાવી આપે છે કે જનતાની અભિરુચિ હાલમાં કયી જાતના સાહિત્ય માટે છે. વળી ઇંગ્લાંડના અને ગુજરાતનાં પ્રકાશનના કુલ આકડાઓની તુલના કરતા તુરત સમજાશે કે ત્યાં સરેરાશ દરરોજ ૩૫ પુસ્તકોનું પ્રકાશન થાય છે; જ્યારે અહિં તેની સંખ્યા, ઉપર ગણત્રી બનાવી તે મુજબ, માત્ર (૨) બેની થવા જાય છે; અને તેના ગુણદોષ, ઉપયોગિતા, મૌલિકતા વિષે અહિં કંઇ વિવેચન નહિ કરતા તેનું સૂચન માત્ર બસ થશે.

આવી આંકડાની ગણત્રી કરવામાં ઇંગ્લાંડાદિ પાશ્ચાત્ય દેશોમાં જેવી સુગમતા અને સગવડ રહેલા છે તેવી વ્યવસ્થા આપણે અહિં નથી ત્યાં પુસ્તકનું પ્રકાશન અને વેચાણ કાર્ય, લેખક જાતે કરતો નથી, પણ સામાન્ય રીતે કોઇ પ્રકાશક વ્યક્તિને વા મંડળીને અને પુસ્તક વેચનારને તે સોંપી દેવાય છે, અને એ બધા પ્રકાશકોનું એક સંગઠિત મંડળ હોય છે, તેની પાસેથી વર્ષ દરમિયાન પ્રસિદ્ધ થયેલા પુસ્તકોની સંપૂર્ણ અને વર્ગીકૃત યાદી જોઇએ ત્યારે મેળવી શકાય છે. વળી કેટલીક પ્રકાશન સંસ્થાઓ અને પુસ્તક વેચનારાઓ તો નવા પુસ્તકોની પોતે જૂદી માસિક યાદીઓ પ્રકટ કરે છે, તેથી વાર્ષિક પ્રકાશનના આંકડા મેળવતાં ત્યાં ઝાઝી તકલીફ પડતી નથી

**પ્રકાશક મંડળનું સંગઠન**

બીજી સવડ ત્યાં એ છે કે કાયદાની રૂએ બ્રિટિશ મ્યુઝિયમને પ્રત્યેક પ્રકાશનની એક એક પ્રત ભેટ મળે છે, જેનો સંગ્રહ થવાનું અને સાચવવાનું કાર્ય તેના પર ફરજીઆત નાખેલું છે, જ્યારે બીજી પાંચેક સંસ્થાઓને જે પ્રકાશનની પ્રત તેના તરફથી માગવામાં આવે તે જ અપાય છે

**મ્યુઝિયમ**

આથી મોટો લાભ એ થાય છે કે તે પુસ્તકો એક સ્થળે જોવા તપાસવાની સહજ તક મળે છે, તેમજ તે સંગ્રહ કાયમ સચવાઈ રહે છે.

પણ આપણે અહિંની પરિસ્થિતિ જૂદી છે નામદાર મુંબાઇ સરકાર તરફથી સન ૧૮૮૨ કે ૮૬-૮૭ પછી નિયમિત રીતે દર ત્રણ માસે ઈલાકામાં પ્રસિદ્ધ થતા પુસ્તકોની એક વર્ગીકૃત યાદી સરકારી ગેઝીટમાં છપાય છે, પણ તેમાં આગળ જણાવ્યું તેમ દેશી રાજ્યોની હદમાં છપાતા ગ્રંથોની નોંધ થતી નથી અને બીજું છાપખાનાના કાયદાથી જે પુસ્તકો સરકારને ભરવામાં આવે છે તેનો વ્યવસ્થિત અને સંપૂર્ણ સંગ્રહ પણ કોઈ એકસ્થળે સચવાતો હોય એમ જાણવામાં નથી અને વર્ષ પૂરૂં થતાં એ પ્રકાશનનું વિહંગાવલોકન ઉપરી અધિકારી-બહુધા એકાદ યુરોપિયન ગૃહસ્થ,-૩૦૦ શબ્દોની અદ્ર મર્યાદિત, મહારથી લખાઈ આવેલા, જૂદા જૂદા રિપોર્ટોના વાર્ષિક પત્રથી કરે છે, એનું મૂલ્ય કેટલું આંકવું એનો વિચાર કરવાનું અમે વાચક પર છોડીએ છીએ.

**અત્યારની પરિસ્થિતિ**

વાર્ષિક સમાલોચના

ખરી રીતે સન ૧૮૫૫ સુધી દેશી ભાષાઓમાં પ્રસિદ્ધ થયલાં પુસ્તકોનું કેટલૉગ સરકાર તરફથી પ્રકટ થયલું, તેમાંના મરાઠી વિભાગની સમાલોચના સ્વર્ગસ્થ મહાદેવ ગોવિંદ રાનાડેએ જે ધોરણે અને વ્યાપક રીતે કરેલી છે, તે એટલી વિચારશીલ અને વિવેકપૂર્વક થયલી છે કે મરાઠી વિવેચન સાહિત્યમાં તે લેખ અદ્યાપિ મનનીય લેખાય છે. તદનુસાર એ કાર્ય કોઈ જાણીતા ગુજરાતી સાહિત્યના વિવેચકને સોંપાવું જોઇએ છીએ, અને વખતે તેમ કરવામાં સરકારની પ્રતિષ્ઠાને ઝાંખપ લાગતી હોય તો તે કાર્ય દેશી ભાષાના કૉલેજ અધ્યાપકને સોંપાવું જોઇએ, જેઓ ચાલુ સાહિત્યપ્રવાહ સાથે નિકટ પરિચય અને સંસર્ગમાં હોઇને તેની યથાર્થ પરીક્ષા અને તુલના કરી શકે.

મધ્યસ્થ પુસ્તક સંગ્રહ

વળી કોઇ અભ્યાસીને વર્ષ દરમિયાન પ્રકટ થયલાં પુસ્તકો જોવા તપાસવાની જિજ્ઞાસા થઇ આવે તો કોઇ એવું સ્થળ કે કોઇ એવી સંસ્થા નથી કે જેમાં તેનો સંપૂર્ણ સંગ્રહ થયલો અને સચવાયલો હોય. ખાસ કરીને પુસ્તકોના વર્ગીકરણ માટે આવા સંગ્રહની આવશ્યકતા વિશેષ રહે છે; અને પ્રો. બળવંતરાયે 'પુસ્તકાલય' માસિકમાં (માર્ચ, ૧૯૩૦) આઠ હજાર પુસ્તકોના વર્ગીકૃત કેટલૉગની સમાલોચના કરતાં જે મહત્ત્વની સૂચનાઓ કરેલી છે, તે લક્ષમાં લેતાં આવા એકત્રિત સંગ્રહ વિના તેનો અમલ જ થઇ ન શકે એ સ્પષ્ટ વાત છે; અને કદાચ એવો સંગ્રહ કરવાને કોઇ તરફથી પ્રયત્ન થાય તો તેમાં મુખ્ય મુશ્કેલી જે તે પુસ્તક મેળવવામાં આવી પડે છે. પ્રથમ તો, કોઇ જાણીતા પુસ્તક વેચનારને ત્યાથી તે પુસ્તક મળી શકે નહિ; બીજું ગ્રંથકર્તાનું પૂરૂં સરનામું જાણવામા હોય નહિ; ત્રીજું, પોષ્ટેજ ખર્ચ એટલું જાદે અને ભારે હોય છે કે બે આનાની ચોપડી પર પાચ આના પોષ્ટેજ નુરના ભરવા પડે છે અને છેલ્લું પુસ્તકની ઉપયોગિતા કે ગુણદોષ વિષે કંઇ પણ માહિતી ઉપલબ્ધ નહિ અને કેટલીકવાર એવા નિરર્થક અને માલ વિનાનાં, કચરા પુસ્તકોનાં નામ મળી આવે છે કે જે મંગાવવાની ઇચ્છા જ થાય નહિ.

આ સંજોગોમાં વ્યવહારૂ અને વાજબી માર્ગ એ જણાય છે કે સાહિત્ય પરિષદ દ્વારા વારંવાર માગણી કરીને અને પ્રાંતિકધારાસભામાં ઠરાવ આણીને સરકારને જે ત્રણ પ્રતો પ્રેસ-છાપખાના તરફથી બક્ષિસ આપવામાં આવે

છે, તેમાની એક પ્રત ગુ. વ. સોસાઇટી વા સાહિત્ય પરિષદ મંડળીને ફરજિયાત આપવાનુ દબાણ કરવામા આવે; અને તે હકના બદલામા બ્રિટિશ મ્યુઝીઅમની પેઠે તેના સંગ્રહ અને સાચવણી માટે એ સંસ્થાઓ જવાબદાર રહે.

થાણામા આવેલું મરાઠી ગ્રંથ સંગ્રહાલય એ દિશામા સ્તુત્ય કાર્ય કરી રહેલુ છે. વડોદરા સેન્ટ્રલ લાઇબ્રેરી અને ગુ. વ. સોસાઇટીની લાયબ્રેરીના સંગ્રહ નાના નથી; પણ તેને સંપૂર્ણ કરવાને અને તેના કાયમ સંગ્રહ માટે ઉપર નિર્દિષ્ટ કર્યા મુજબ કાયદાથી કંઇક વ્યવસ્થા થાય, કંઇક સવડ અને મદદ મળે તોજ એ પ્રશ્નનો ઉકેલ સહેલાઇથી અને ઝટ થઈ શકે, એવુ અમારૂ માનવુ છે.

**પુસ્તકોનુ વર્ગીકરણ**

પુસ્તકોનુ વર્ગીકરણ કરવામા પડતી મુસ્કેલી પણ તે પુસ્તકો એક મધ્યસ્થ સ્થળે વાચવા તપાસવાની સવડ મળતા દૂર થાય; અને તે પછી પ્રો. બળવંતરાય સૂચવે છે તેમ ગ્રંથનું વર્ગીકરણ, તે અનુવાદ છે કે સ્વતંત્ર ગ્રંથ છે; અનુવાદ હોય તો કયી ભાષામાથી અને તેના એકથી વધુ ભાષાંતરો થયા હોય, જેમકે શાકુંતલ, તેનો ઉલ્લેખ–નોંધ કરવાનું બની શકે, અને તેને એકથી વધુ વિષય ખંડમા બતાવવા ક્રોસ રેફરન્સ આપવાનુ સુગમ બને. સન ૧૯૧૧–૧૨ મા સ્વ. ભાઈ ચીમનલાલ દલાલે એક હજાર ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત યાદી, નમુના રૂપે તૈયાર કરી હતી અને હમણા જ પુસ્તકાલય સહાયક સહકારી મંડળે આઠ હજાર ગ્રંથોની એક મોટી વર્ગીકૃત સૂચિ બહાર પાડી છે અને તે પુસ્તક લાઇબ્રેરીઅનને નવા મળતા પુસ્તકોનું વર્ગીકરણ કરવામા મોટે અંશે માર્ગદર્શક અને મદદગાર થાય જ; તેમ છતા કેટલીક ગુંચ ઉભી રહેવાની જ. દાખલા તરીકે 'બારડોલી સત્યાગ્રહની લડત' એ પુસ્તકને કયા વિષય વિભાગમા દાખલ કરવુ ? રાજકીય, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, કે કાયદા–કેમ તપાસમા ? અમદાવાદનુ ચિત્ર આલ્બમ ચિત્રો, સ્થાપત્ય, ઇતિહાસ, કે રેફરન્સમા ? પણ તે વિષેની ચર્ચા "પુસ્તકાલય" જેવા માસિકમા ઉપયોગી અને રસિક થઈ પડે.

**ભાષાંતર ગ્રંથો**

કેટલીક વાર ટીકારૂપે કહેવામા આવે છે કે આપણા સાહિત્યમા ભાષાંતરગ્રંથોની સંખ્યા વધુ છે, અને મૌલિક પુસ્તકો પ્રમાણમા જૂજ લખાય છે; પણ જેમને એ ભાષાંતરગ્રંથોની સુગ છે તેમને અમે આપણી પરિસ્થિતિને તેના વાસ્તવિક સ્વરૂપમા લક્ષમા લેવાની અને તપાસવાની વિનંતિ કરીશું.

જેને આપણે સામુદાયિક કેળવણી કહીએ છીએ તેનો આરંભ બહુ જ અર્વાચીન છે અને તે માટે સરકાર તરફથી ચાલુ પ્રયત્ન થવા છતાં વસ્તીના ૭ ટકાને પૂરું અક્ષરજ્ઞાન હજી મળેલું નથી શરૂઆતના પાઠ્ય પુસ્તકો ઇંગ્રેજી પુસ્તકોના અનુવાદ જ હતા અને તે અનુવાદ સીધા ઇંગ્રેજીમાંથી નહિ પણ મરાઠી અનુવાદ પરથી થતા હતા તે સમયે ગુજરાતી લખાણ પર મરાઠીની છાયા વિશેષ હતી, અને સ્વ નારાયણ હેમચંદ્રે બંગાળીમાંથી અનુવાદ કરવા માંડ્યા પછી તે ભાષાસાહિત્યનો પરિચય આપણે અહિં દિનપ્રતિદિન વધતો ચાલ્યો આવે છે, અને તેના પરિણામે કેટલીક સુંદર બંગાળી કૃતિઓના ભાષાંતરો આપણને પ્રાપ્ત થયાં છે, અને તે લોકપ્રિય નિવડ્યાં છે હિન્દી ગ્રંથોનાં ભાષાંતર પણ ગુજરાતીમાં થોડાંક થયાં છે, પણ તેની અસર આપણા સાહિત્ય પર ઝાઝી થયલી જણાતી નથી, જો કે ઇંગ્રેજ અમલ પૂર્વે હિંદી-વ્રજનો ઉપયોગ આપણે અહિં વિશેષ હતો અને તે ગ્રંથો જ ઉચ્ચ વર્ગમાં સામાન્ય રીતે વંચાતા અને સમજાતા હતા, અને બ્રિટિશ અમલ સ્થપાયા પછી, તેની રાજનીતિના અને વહીવટના પરિણામે અને બીજાં વિધવિધ કારણોને લઈને પાશ્ચાત્ય સાહિત્ય, ઇતિહાસ, વિચાર અને સંસ્કૃતિએ આપણા એકલા સાહિત્ય પરજ નહિ પણ સમગ્ર સમાજજીવન પર એટલી બધી ઊંડી અને પ્રબળ અસર કરેલી છે કે તેમાંથી આ સમયમાં ભાગ્યે જ પોતાના વિચારમાં કે વર્તનમાં કોઈ વ્યક્તિ મુક્ત રહી હશે કહેવાનું તાત્પર્ય એ છે કે આપણું અર્વાચીન સાહિત્ય ઘડાયું છે તેમાં ઇંગ્રેજી ભાષા અને સાહિત્યની છાયા અને અસર સર્વત્ર અને મોટા પ્રમાણમાં અચૂક નજરે પડશે

પરંતુ આ પ્રશ્નમાં વિચારવાનો મુદ્દો માત્ર એ રહે છે કે સાહિત્યમાં ભાષાંતરનું સ્થાન અને પ્રમાણ શું અને કેવું હોવું જોઈએ તે પુસ્તકો એટલાં બધાં ન જોઈએ કે તે સ્વતંત્ર અને મૌલિક કૃતિઓને તેની સંખ્યાના ભારથી દાબી દે તે એવાં નિર્માલ્ય, નીરસ અને તદ્દન સામાન્ય કોટિનાં ન હોય કે જે અરુચિકર થઈ પડે જેમાં સાહિત્યનું ઉંચું ધોરણ કે કોઈ ઉત્તમ આદર્શ ન હોય જે સાહિત્યને ઉન્નત કે સમૃદ્ધ ન કરતું હોય

ઉદાહરણ તરીકે આપણે ઇંગ્રેજી ભાષાસાહિત્યનું દૃષ્ટાંત લઈશું તો જણાશે કે તેને જ્યાં જ્યાંથી શબ્દો આવશ્યક અને ઉપયોગી લાગ્યા ત્યાં ત્યાંથી તે શબ્દો તેમાં વપરાશમાં લેવાયા છે અને દુનિયાભરના સાહિત્યમાંનું

એવું કોઈ કિંમતી પુસ્તક,–પછી તે ગમે તે દેશ કે ભાષાનું હોય,–નહિ જડે કે જેનો ઇંગ્રેજીમા સમગ્ર સાર કે અનુવાદ પ્રકટ થયનો મળી નહિ આવે, અને તે કારણે ઇંગ્રેજી સાહિત્ય આજે અત્યત સમૃદ્ધ, વિવિધ પ્રકારનુ, વૈભવભર્યું અને પૂરૂ વિકસેલુ અને ખિલેલુ છે

જેના ગાઢ સસર્ગ અને નિકટ સહવાસમા આપણે પ્રતિદિન આવીએ તેના ભાષાસાહિત્યની અને આચારવિચારની આપણા

**આર્યવર્તનુ ઐક્ય** જીવનપર અને આપણા સાહિત્યપર અસર અચૂક થાય એમ આપણો પાઠનો ઈતિહાસ કહે છેજ

આપણી આર્યસસ્કૃતિની રચના અને વ્યવસ્થા એવી રીતે ઘડાઇ છે કે હિન્દના કોઇ પણ ભાગમા આપણે વિચરતા હોઈએ–અને આપણા તીર્થ સ્થાનો તો હિન્દની ચારે દિશામા પથરાયના છે અને જ્યા અદ્યાપિ હજારો ગતુષ્નો, સ્ત્રી પુરૂષો યાત્રાએ જાય છે–છતા આપણે એક પ્રકારના આચારવિચાર અને ભાવનાની સામ્યતા અને સળગતા તથા જાતિએકતા નિહાળીએ છીએ, તો પછી એક બીજા પ્રાતના સાહિત્યનો વિશેષ પરિચય થાય અને એ રીતે પરસ્પર સબધ દૃઢ અને ગાઢો થાય, એમ કોણ નહિ ઇચ્છે? તે ઉપરાત જો આપણે સાહિત્ય અને સસ્કૃતિની અમર કૃતિઓ કહી શકીએ, તેનો આનદ મેળવવાને કોણ ઉત્સુક નહિ બને? બગાળામાથી એક ટાગોર કે એક શરદ બાબુ, મહારાષ્ટ્રમાથી એક તિલક કે એક વૈદ્ય, એક ગડકરી કે એક ખાન્હાટકર પજાબમાથી એક સર મહમદ ઇકબાલ કે એક લજ પતરાય, સયુક્ત પ્રાતમાથી એક ગૌરીશકર ઓઝા કે એક પ્રેમચદ કે એક મૌલાના શિબલી સાહેબ વગેરેની કૃતિઓના અનુવાદ ગુજરાતીમા ઉતારવામા આવે તો પર પ્રાન્તના સાહિત્યનો પરિચય વધવાની સાથે, ત્યાની ઉત્તમ કૃતિઓ થી આપણ સાહિત્ય વિશેષ સમૃદ્ધ અને પ્રકાશિત થાય, અને એ તો પ્રસિદ્ધ બીના છે કે છગનલાલ પડ્યાની કાદબરી, દી બા કેશવલાલની મેળની મુદ્રિકા, પ્રધાનની પ્રતિજ્ઞા, સ્વપ્નની સુદરી, મહાદેવભાઇનું ચિત્રાગદા, નવલ-રામનુ ભટ્ટનુ ભોપાળુ, મણિલાલનુ ગુલાબસિંહ, પ્રો મગનલાલનુ પ્લુટાર્ક, ઉત્તમલાલનું ગીતા રહસ્ય, રાણુ પુરાણીના ગીતા નિષ્કર્ષ અને પૂર્ણયોગ, અરવિંદ કૃત–પ્રેમ સુધાહાસિની, શિલરનું વિલ્હેમ ટેલ નાટક, જીવન નષ્પા, બકિમનુ કૃષ્ણચરિત્ર, લેન્ડોરના કાલ્પનિક સવાદો, કાન્તનુ આત્મતત્ત્વ, વગેરે વગેરે અનુવાદ પુસ્તકોથી ગુજરાતી સાહિત્ય ઉજ્જવળ બન્યુ છે એમ કોણ નહિ કહેશે?

વસ્તુતઃ આપણા ગ્રંથ સંગ્રહાલયને બારીકાઇથી તપાસીશું તો તેમાં મૌલિક અને સ્વતંત્ર પુસ્તકો કરતાં તરજુમાનાં પુસ્તકો બહુ મોટી સંખ્યામાં મળી આવશે; અને તે ખરી રીતે આપણને ખેદનું કારણ ન હોવું જોઇએ. સામાન્ય રીતે બુદ્ધિશાળી લેખક પરભાષામાંથી એકાદ સારા ગ્રંથનો તરજુમો કરવાનું ભાગ્યેજ કબુલે; એ કાર્ય કઠિન છે તે માટે નહિ; પણ મૂળ ગ્રન્થને પોતાની ભાષામાં ઉતારતાં એનું વ્યક્તિત્વ લુપ્ત થાય છે અને એમ કરવાને કયો સમર્થ લેખક તત્પર હોય ? પણ આપણે એવી સ્થિતિમાં મુકાયલા છીએ કે તેને વશ થયા વિના આપણો છુટકો નથી.

**મૂળ ગ્રંથ વા લેખનો નામનિર્દેશ**

પરંતુ આજકાલ એક ખોટી પ્રથા આપણા લેખકવર્ગમાં પેસી ગઈ છે, તે પ્રતિ દુર્લક્ષ કરાય એમ નથી. ઇંગ્રેજી, બંગાળી, હિંદી અને મરાઠીમાંથી, હમણાં હમણાં, સંખ્યાબંધ નવા લેખકો, માસિકો અને વર્તમાનપત્રોમાં, અનુવાદ કે રૂપાંતર કરી લેખો, વાર્તા અને નાટકો લખી મોકલે છે; પણ તેના મૂળ લેખક વા ગ્રંથનો નામનિર્દેશ સરખો કરતા નથી. બહુ તો કોઈક વખત સુચિત, ઇંગ્રેજી પરથી, કે અનુવાદ એટલોજ ઉલ્લેખ-નોંધ કરીને સંતોષ પામે છે; પણ તે કોઇ રીતે યોગ્ય તેમ વાજબી નથી. ન્યાયની ખાતર લેખકે મૂળ ગ્રંથ વા લેખકનું આખું નામ દર્શાવવું જોઈએ, જેથી મૂળ કૃતિ સાથે જરૂર પડ્યે તેને સરખાવી તપાસી જોવાય; તેના ગુણ-દોષ પણ પારખી, તારવી શકાય; અને તેમ કરવાથી માસિકોમાં ખાસ કરીને "સાહિત્ય"માં અપહરણ સંબંધી જે સંખ્યાબંધ ચર્ચાપત્રો લખાઈ આવે છે તે લખાતાં અટકે. ( જુઓ, જુલાઈ માસનું "સાહિત્ય"–રા. રામચંદ્રનું ચર્ચાપત્ર. )

**અપહરણ**

વાસ્તવિક રીતે મૂળ લેખકનું નામ તેમ તેની કૃતિનો નિર્દેશ થવો, એ જેમ ન્યાયયુક્ત તેમ તે તરજુમાની યથાર્થતા જોવા વિચારવા અને તુલના કરવા સારૂ આવશ્યક છે. 'બ્રહ્માંડનો ભેદ' નામક એક રોમાંચક કથાનું પુસ્તક થોડા સમય પર બહાર પડ્યુ હતુ; પણ તેમાં કોઈ સ્થળે સૂચન સરખુંએ નહોતું કે તે એક અનુવાદનો ગ્રંથ છે; વાચક સામાન્ય રીતે તેને એક સ્વતંત્ર કૃતિ તરીકે સમજે. વસ્તુતઃ તે આર્થરબુથબી નામના એક અંગ્રેજ ગ્રંથકારના 'રીટર્ન ઑફ ડૉકટર નિકોલો 'નો અનુવાદ છે. આવું તો ઘણું બને છે; પણ

એ પ્રથા પ્રશસ્ય નથી, ખોટી છે, એમ સાહિત્યની પ્રગતિ ઇચ્છનાર કોઈ હિતેચ્છુ અવશ્ય કહેશે

કેટલીક વાર અમુક લેખકની કૃતિમાં, અમુક ગ્રંથ વા ગ્રંથકારની છાયા અને અસર હોવાની ફરિયાદ થાય છે, પણ એવી છાયા અને અસર અનિવાર્ય છે, અને ચોસર, શેક્સપીઅર, કિટ્સ વગેરે જાણીતા ગ્રંથકારો–કવિઓના નામો, ઉદાહરણ તરીકે, આપી શકાય, જેમની કૃતિઓના બહાર ... સાહિત્ય અને લેખકોની અસર પરોક્ષ અને અપરોક્ષ જરૂર બતાવી શકાય

ખરી રીતે રા. નરસિંહરાવે કવિશ્રી નાનાલાલના એક પ્રસિદ્ધ કાવ્યના

" હરિને હાથે તે નાથ્ય' મહીડાં વ્હલોવતો,
મહીડાની રીત્ય ન્હોય હારીએ ગોત. "

(જુઓ 'ગુજરાત' કાર્તિક ૧૯૮૧) સમજે આ ઉદાહરણનો ગર્ભ બતાવવા પ્રયત્ન કર્યો હતો, તેને અપહરણ ન કહી શકાય અને એવા દોષમાંથી અમારું માનવું છે કે બહુ જ થોડા લેખકો મુક્ત માલુમ પડશે

આ નગત સન ૧૯૨૯ ના પ્રકાશનની યાદી આપેલી છે, તેમાંના બધા પુસ્તકો તપાસવા–અવલોકવાનું પ્રાપ્ત થયું હોત તો એ સંખ્યામાં ભાષાંતર ગ્રંથોનું કેટલું પ્રમાણ છે તે કંઈક ચોક્કસ રીતે જાણી શકાત, તેમ છતાં મૂળ સ્વતંત્ર લખાણ કરતાં હજુ લેખકોની વૃત્તિ કેળવાઈ નથી, અને અનુવાદ અને રૂપાંતર કરવા તરફ વિશેષ વલણ રહે છે, એવી છાપ મન પર રહે છે જ

**બાળસાહિત્ય**

ગત વર્ષ દરમિયાન પ્રકટ થયેલા પુસ્તકોની સંખ્યા વિચારતાં અમારી જોયું કે તેમાં બાળસાહિત્ય પ્રથમ સ્થાન લે છે અને તેની સંખ્યા ૧૯૪ ની છે આ વિભાગમાં આટલી સુંદર પ્રગતિ છેલ્લા દશકામાં થયેલી જણાશે સન ૧૯૨૦ માં અમદાવાદમાં છઠ્ઠી સાહિત્ય પરિષદ મળેલી તે વખતે આપણે અહિં બાળસાહિત્ય નહિ જેવું હતું તેથી તે કેવી રીતે ઉભું કરવું તે સંબંધી યોગ્ય વિચાર અને ચર્ચા કરવા તેમજ વ્યવહારુ યોજના ઘડવા એક જૂદી કમિટી નિમાઈ હતી, પણ તે પછી તે માટે જૂદી જૂદી સંસ્થાઓ અને વ્યક્તિઓ તરફથી છૂટક છૂટક પણ ખંતપૂર્વક અને સતત પ્રયત્નો થતા રહ્યા છે, તેનું એ ઇષ્ટ અને આનંદજનક પરિણામ છે

બાળ કેળવણી પ્રતિ વિશેષ મહત્વ અને લક્ષ આપતા દક્ષિણામૂર્તિ

ભવનના કાર્યવાહકોને બાળકો માટે વાચનસાહિત્યની ખોટ સાલતાં તેમણે તે પૂરી પાડવા બાળવાર્તા-પાંચ ભાગમા-દાદાજીની વાતો, ડોશીમાની વાતો, બાલગીતો-બે ભાગમા-વગેરે પુસ્તકો તૈયાર કરી છપાવ્યા, પણ એટલાથી બાળકોની જિજ્ઞાસાવૃત્તિ, જ્ઞાન માટેની પિપાસા સતોષાય એમ નહોતું, તેથી તેમણે બાળ સાહિત્યમાળા ૮૦ મણકામા અને તે સસ્તી કિંમતે, કાઢવાનું બીડું ઝડપ્યુ. તે સાહસમા એમ કહેવુ જોઇએ કે તેમને સફળતા મળી છે, પણ જેને આપણે mass production-જથ્થાબંધ માલ-વસ્તુની પેદાશ કહી શકીએ, એ જાતની વસ્તુના ગુણદોષ અને લાભ આ માળાના મણકામા સ્વત આવી જાય છે, અને જેને ઈંગ્રેજીમાં Knowledge of information-જ્ઞાન માહિતી કહે છે તે આ માળાનો પ્રધાન હેતુ જણાય છે આ માળાના પ્રોજકો વિરુદ્ધ એક ભારે આક્ષેપ એ મૂકાયો છે કે તેના લખાણમા પ્રાતિક કાઠિયાવાડી બોલ-શબ્દો, પ્રયોગ, વાકો, પુષ્કળ-ઝાઝા પ્રમાણમા વપરાયા છે અને તે આ બાજુના-દક્ષિણ તરફના-વાચકોને સમજવાની મુશ્કેલી પડે છે અને તેના પુઠાના રંગીન કાગળ વગેરેમા એક પ્રકારની-drabness monotony જણાય તે બાળકોને રૂચતા-આકર્ષતા નથી.

વળી કલ્પનામય અને ચમત્કારની વાતો બાળકોને જે વધુ ગમે છે અને તેમની રસવૃત્તિ અને કલ્પનાને સતોષે છે અને ઉત્તેજે છે, તેનો આમા કાંઇક અભાવ દેખાય છે.

એ દૃષ્ટિએ ગાંડિવ બાળસાહિત્ય ચઢીઆતુ છે, અને તેના કાગળ, પુઠા, છપાઈ, ચિત્રો, બધુ સુદર અને સરસ, આંખને ગમી પસંદ પડે, એવુ ઉત્તમ કોટિનુ છે. વળી તેમા અમે ઉપર ઉલ્લેખ કર્યો તે કલ્પનાનું તત્ત્વ પ્રધાન અંશે હોય છે, અને તેથી બાળકો તેને હોસે હોસે અને રસપૂર્વક વાચે છે, તેમજ તે લેવાને આકર્ષાય છે

આપણે જોઇશુ તો બાળસાહિત્યમા બાળમાનસને એકદમ અનુકૂળ થાય એવી કલ્પના અને ચમત્કારના પ્રસંગો તથા બનાવો ખાસ વર્ણવવામા આવે છે, તેના ઉદાહરણ તરીકે Alice in wonderland અથવા ગ્રીમ અને એન્ડરસનના Fairy Tales ના પુસ્તકોના નામો રજુ કરી શકાય, જે જગપ્રસિદ્ધ ગ્રથો છે, અને ગયે વર્ષે Roma Wilson નામની એક બાઇએ Green Magic નામથી જગતની પરી-વાર્તાઓમાથી એક

અરજો મગ્રદ તારવી કાઢી છપાવ્યો હતો, તે પ્રસ્તુત મુદ્દાનું સમર્થન કરશે અમે અહિં નીતિબોધનો સીધો ઉપદેશ કરતી વાતોને અલગ રાખી છે, તેનો ઉપયોગ છે, પણ જે વાતથી આડકતરી રીતે તેમના મન પર છાપ પડીને અસર થાય છે તેના જેટલી મહત્તા આ વાતોને અપાશે નહિ

**લોકકથા પ્રતિ અભિરુચિ**

મનુષ્ય સ્વભાવમા રહેલા એ સામાન્ય તત્ત્વો—અંશોના કારણે એક દેશમાની વાતો બીજા દેશમા ધીમે ધીમે પ્રવેશ કરતી, ફરતી અને આગળ વધતી, મજેવી માલુમ પડે છે. હમ હા મરાઠી લોકકથા ભા. ૧, એ નામનું પુસ્તક બહાર પડ્યું છે, તેમાની બે ત્રણ વાતો દક્ષિણામૂર્તિ ભવને છાપેલી બાળ વાર્તાના સંગ્રહમા આવી જાય છે, અને આપણા પંચતંત્ર, કથાસરિત્સાગર, વગેરે ગ્રંથો ઇરાન, ગ્રીસ અને લૅટિન મુલકમા જઈ કેવા ફેરફાર અને પરિવર્તનને પામ્યા છે તે વાત તુલનાત્મક કથા વાર્તાના અભ્યાસીથી જાણ બહાર નથી જ.

બાળકોની પેઠે મોટાઓને પણ વાર્તા-નવલકથા વાચવાનું ખૂબ ગમે છે, તેથી બીજા કોઈ પુસ્તકો કરતા વાર્તાઓના પુસ્તકો મોટી સંખ્યામા પ્રકટ થાય છે અને તેનો રૈવાચો અને માગણી પણ નામજોગીઓતી ઇસ્તુ બુકો તપાસીશુ તો બીજા કોઇ જાતના પુસ્તકો કરતા બહોળા પ્રમાણમા માલુમ પડશે, પછી ભલે તે મુબાઇની રાયલ એશિયાટિક સોસાયટીની શાખા જેવુ વિદ્વાનોનુ અભ્યાસ મડળ હોય

વળી જનતામા પ્રસિદ્ધિ અને ખ્યાતિ, એક નવલકથાકારને જેટલી મળે છે એટલી બીજા અગ્રગણ્ય વિદ્વાન લેખકોને મેળવતા ઘણો સમય જોઇએ છીએ, તેથી બુદ્ધિશાળી તેમ જાણીતા લેખકો મોડા વહેલા નવલકથા લખવાને લલચાય-પ્રેરાય છે પણ તેમા બધાને એકસરખી ફત્તેહ મળતી નથી. મનુષ્યજાતિમા આ રીત્ત છેક પુરાતન કાળથી-જ્યારથી મનુષ્યજાતિનો ઇતિહાસ ઉપલબ્ધ થાય છે ત્યારથી નજરે પડે છે, અને કથાવાર્તા મનુષ્યના આનદનુ, સુખ અને સતોષનુ, બોધ અને જ્ઞાનનું એક અપૂર્વ સાધન જરૂર રહેવાનુજ

અમુ એક ન્હાનો વર્ગ નવલકથા પ્રતિ અસંતોષ-અરુચિ અને ઉદાસિનતા દાખવે છે, તેની સાથે અમે એકમત થતા નથી, તેમ તે પ્રતિ સહાનુભૂતિ પણ ધરાવતા નથી અમને નવલકથાનું વાચન ગમે છે, એટલુજ નહિ પણ તેને અમે જીવન વિકાસ માટે આવશ્યક ગણીએ

છીએ. તે આપણી સમક્ષ દુનિયાનું કલ્પનિક વા આદર્શમય, અમુક સ્થળ વા બનાવોનું, ચોક્કસ પ્રકારના મનુષ્યસ્વભાવનું, ન્યાય અને નીતિનું, સ્નેહનું અને સત્યનું, સંસારની ઘટનાઓનું ચિત્ર એવી અસરકારક રીતે–પછી તે વર્ણનાત્મક શૈલીનું, ઐતિહાસિક, તાદાત્મક (realistic) કે મનુષ્યની લાગણીઓ કે ભાવનાનું પૃથક્કરણ કરતું હોય–રજુ કરે છે, કે આપણે એકવાર ચાલુ દુનિયાને વિસરી જઈએ છીએ, અને તેમાંના પાત્રો સાથે સમભાવી બની, તેમના સુખદુઃખ અને અભિલાષા, મુશ્કેલીઓ અને મુંઝવણો, જાતે જોતા—અનુભવતા ન હોઇએ એવી આપણી મનોદશા થઈ પડે છે; અને તેજ આપણી કલ્પનાને ઉત્તેજી, આપણી લાગણી અને મનોરથોને પોષી, ઉન્નત કરી, આપણું ચારિત્ર ઘડવામાં અને ખીલવવામાં સહાયભૂત થાય છે; અને સાથે સાથે એક પ્રકારનો મીઠો આનંદ મેળવી દુનિયાની વ્યથાને અને દુઃખને ઘડી વાર ભૂલી જઇએ છીએ.

આમ એક નવી કાલ્પનિક સૃષ્ટિ સર્જવામાં એક નવલકથાકાર જેટલે દરજ્જે સફળ નિવડે તેટલે દરજ્જે એની કૃતિ લોકપ્રિય અને આદરણીય થવાનો સંભવ છે.

નવલકથા

આ ધોરણે અવલોકતાં, સન ૧૯૨૯ની નવલકથાઓમાં શ્રીયુત મુનશીનું ' કૌટિલ્ય ભગવાન ' નું પુસ્તક આપણું ખાસ ધ્યાન ખેંચે છે. તે હજુ અપૂર્ણ છે છતાં પ્રાચીન હિંદનું જે સુરેખ અને વૈભવપૂર્ણ ચિત્ર દોરે છે, પ્રસિદ્ધ ઐતિહાસિક પાત્રોને તેના પૂર્ણ રૂઆબમાં, પ્રતિભા પાડતાં રજુ કરે છે; અને તત્કાલીન સમાજજીવનનું રસિક ભાન આપે છે, તે વાંચતાં વાંચતાં આપણાથી લેખકને સહજ ધન્યવાદ અપાઇ જાય છે.

એવું બીજું વાર્તાનું પુસ્તક જે વાંચવાનું ગમે અને આનંદ આપે, જેનો આશય આપણા સામાજિક જીવનને લગતાં અનેકવિધ પ્રશ્નો ચર્ચવાનો મુખ્યત્વે છે, તે રા. રમણલાલ દેસાઇનું ' કોકીલા ' નામનું પુસ્તક છે; તેમાં એક પત્રકારનું જીવન આલેખવાની સાથે મજુર અને મૂડીવાળા વચ્ચેની અથડામણ અને તેના અંગે ઉપસ્થિત થતા પ્રશ્નો તેમ ગ્રામ્યજીવનનો મધુરો આનંદ અને ભોળા–સાદા ગ્રામ્ય જનોની સાદાઇ અને ભલમનસાઇ અને તેમનો ઉભરાઈ જતો પ્રેમ, એ બધું આહ્લાદક થઈ પડે છેઃ વળી મુખ્ય પાત્ર કોકીલાને એવી તો મૃદુ, મનોહર, લાવણ્યભરી અને સ્નેહાળ ચર્ચી છે

કે 'કૌમુદીકાર'ના શબ્દોમા કહીએ તો એવી જીવનસખી મેળવવા, કોઇપણ પોતાને સુખી સમજે

ટુકી વાર્તાના પુસ્તકોમા રા. રામનારાયણની 'દ્વિરેફની વાતો' અને શ્રીયુત 'ધુમકેતુના તણખા–ભા ૨', એ જાતની વાર્તામાનુ ઉચુ લેવલ જાળવી રહ્યા છે રા. પાઠકની માનસસ્વભાવ પારખવાની અને તેનુ પૃથક્કરણ કરવાની શક્તિ અને સમજ, એ વાર્તાઓને નિ શક જીવત રાખશે શ્રીયુત ધુમકેતુ એમની વાર્તામાના પાત્રો સાથે એવા સહૃદયી બની રહે છે અને વાર્તાનો ઉઠાવ એવી રીતે ગુથે છે કે તે પ્રસગ આપણે જાણે કે આપણી આખ સમક્ષ ધીમે ધીમે વિકસતો અને પ્રત્યક્ષ થતો હોય એમ જોઇએ છીએ, તેમા જ લેખકની કલમની સાર્થકતા–સચોટતા રહેલા છે.

આ સિવાય સુમન અને બીજી વાતો, રસિલી વાર્તા, વિનોદ વાટિકા અડાનજાકૃત વીરની વાતો–ભાગ ૩ જો, હુ કરીશજનુ મહાત્મ્ય, પુષ્પ લતિકા, સમાજની વેદીપર, વગેરે વાચવા જેવા વાર્તા ગ્રથો છે

જેને હળવુ, મમાળુ અને હાસ્યપ્રચૂર સાહિત્ય કહી શકાય, તેમા દાલ ચિવડાની દશ વાતો, (જેમાનો પ્રવેશ તેના લેખક રા રાયચુરા વિષે જાણવા જેવી માહિતી આપે છે) બુદ્ધિનુ બજાર, ડહાપણનો સાગર, મસ્તફકીરની મસ્તી, મસ્તફકીરની વાતો, ઉધિનુ, ફઇમા–કાકીની વાતોનો સમાવેશ થાય છે અને તેમાના દરેક લેખકનુ વ્યક્તિત્વ, તેમની નાક્ષણિક શૈલીથી જૂદુ અને સ્પષ્ટ તરી આવે છે

ઐતિહાસિક નવલકથાઓમા ગુજરાતી, સ્વદેશ, ગુજરાતી પચ અને પ્રજાબધુની ભેગ, કચ્છનો કેસરી, કચ્છનો નૂર, અગ્રેજી રાજ્યનો ઉપ કાળ અને સોરઠનો મુત્સદ્દી વીર, એમાના વિષયને લેખકે સારો ન્યાય આપેલો છે, અને ગુજરાતના ઇતિહાસના અભ્યાસી અને રસિક વાચકબધુને 'કચ્છ નૂર' એ પુસ્તક વાચવાની અમે ખાસ ભલામણ કરીશુ

અનુવાદના ગ્રથોમા બકીમની ત્રણ વાતાઓ–પુષ્પાજલી નામથી, અને દેવી ચૌધરાણી ગાડિવ મદિર મુદ્રિત તરફથી, રાજમાર્ગ પણ એક બગાળી ગ્રથ પરથી–જેમા ગાધી યુગની છાપ પડેલી છે મોન્ટેક્રિસ્ટો–જાણીતા ફ્રેન્ચ લેખક ડુમાના વાર્તાના ભા ૩–૪, પારસમણિની શોધમા–રાઇડર હેગાર્ડના King s Soloman's mines પરથી, પજાબનુ પ્રચડ કાવતરૂ બગાળી પરથી, ક્રાન્તિકારી રગન–રશિયન વાર્તા પરથી, જ્યુવિયન વર્નની ૮૦ દિ-

સમા દુનિયાની મુસાફરી, ચેગિનીકુમારી ભા. ૨–એક ઇટાલિયન ગ્રંથ પરથી સૂચિત, વગેરે વગેરે ધ્યાન ખેંચે છે.

અને બીજી સામાન્ય કૃતિઓમા અજ્જેજી ઠાકોર ભા. ૨, તાતી તલ્વાર મધ્યકાલીન ભારતનું રાજપૂતજીવનનું ચિત્ર દોરતું પુસ્તક–સુનનાના રઝિયા, સંગ્રામ ક્ષેત્ર (છેલ્લી લડાઇનો ખ્યાલ આપતું), હર્ષિકેશચંદ્ર ભા. ૪ વગેરે રસદાયક જણાશે.

જુના લોકસાહિત્યમા કથાવાર્તાનાં પાંચ છ પુસ્તકો પ્રસિદ્ધ થયા છે; કચ્છની જુની વાર્તાઓ, કાઠિયાવાડની દંતકથાઓ, કાઠિયાવાડની જુની વાર્તાઓ–ભા. ૨, ગુજરાત કાઠિયાવાડ દેશની વારતા–ભા ૩, સોરઠી શૌર્યકથાઓ, સોરઠી વિરાંગનાઓ, વગેરે, પણ તેમનું વાચન રા. મેઘાણી સંપાદિત 'રસધાર'ના પાચ ભાગના પ્રકાશન પછી ફિકકું થઇ પડે છે.

ઐતિહાસિક સંશોધનના નમુના તરીકે ગુજરાત સાહિત્ય સભાના રજત મહોત્સવ પ્રસંગે દી. બા. કેશવલાલભાઇનો "યુગ પુરાણના ઐતિહાસિક તત્ત્વો" એ નિબંધ જેમ કિંમતી તેમ મૌલિક છે અને ઇ. સ. ના પહેલા સૈકાની સમાજસ્થિતિપર તે સારો પ્રકાશ પાડે છે. ખુશી થવા જેવું છે કે એ લેખ ઇંગ્રેજીમા બિહાર ઓરિસ્સા રીસર્ચ સોસાઈટીના જર્નલમા હમણા પ્રકટ થયો છે, તેથી તે બહોળો વચાઇને વિદ્વદ્ વર્ગનું વિશેષ ધ્યાન ખેંચશે.

સંશોધનની સાથે જેને આપણે સંયોગીકરણ–synthesis કહીએ, એટલે કે ઉપલબ્ધ સાધનોને સારી રીતે વાંચી તપાસી તેને વ્યવસ્થિત રીતે સયોજી એક રસમય અને વિશ્વસનીય પુસ્તક રજુ કરવામાં આવે, એ જાતનું 'પાટનગર અમદાવાદ'નુ પુસ્તક છે. લગભગ પોણા સૈકાપર લખાયલા મગનલાલ વખતચંદના પુસ્તકને અને અમદાવાદ ગેઝીટીઅર, જે બને અત્યાર સુધી રેફરન્સના પુસ્તક–પણ અપ્રાપ્ય જેવા–હતા, તેનુ આ પુસ્તકે સ્થાન લીધુ છે, એટલુજ નહિ પણ એ ગ્રંથોમા જે ઉણપ અને દોષ હતા તે આમાથી દૂર થઇ, સદરહુ પુસ્તક સ્થાયી ઉપયોગનુ તેમ તે વાચતા આનંદ અને જ્ઞાન પ્રાપ્ત થાય એવુ સરસ બન્યુ છે

જેને કાચી સામગ્રી–સાધન પુસ્તક source book કહીએ એ પ્રકારનું ગુર્જર ફૉર્બસ સભાએ પ્રસિદ્ધ કરેલુ રા. નર્મદાશંકર દ્વિવેદી સંપાદિત 'ગુજરાતના ઐતિહાસિક સાધનો' નામક પુસ્તક છે, અને અભ્યાસીને તે ખચિત મહત્વનુ થઇ પડશે ડૉ. સર જીવણજી જમશેદજી મોદીએ, સોસાઇટી

તરફથી આપેલા વાર્ષિક વ્યાખ્યાનમાં, જેમના નામ પરથી આપણો દેશ ગુજરાત કહેવાય છે, તેમના મૂળ નિવાસસ્થાન વિષે જાણવાજેવી હકીકત પૂરી પાડી છે. પ્રાચીન લેખ સંગ્રહ ભા. ૧લામાં મુનિશ્રી વિદ્યાવિજયજીએ આબુ પરના ઉત્કીર્ણ લેખોનો સંગ્રહ કર્યો છે. સ્વર્ગસ્થ દેવશંકર વૈકુંઠજી ભટ્ટનું સિહોરની હકીકત, તેમ પારસી પ્રકાશ ભા. ૩ અને દરબારે અકબરી એ બધાં પુસ્તકો ઇતિહાસના અભ્યાસીને ઉપકારક થાય એવાં છે.

સોરઠી બહારવટીઆ ભા. ૨–૩ બહાર પાડી શ્રીયુત મેઘાણીએ આપણા દેશમાં બ્રિટિશ અમલ પૂર્વે, પોતાનો વિરોધ દર્શાવવાને ગ્રહણ કરવામાં આવતી બહારવટાની પ્રથા અને એ લોકના નેકટેક અને શિરસાટાનાં સાહસો,–જેમના માટે જનતામા એક પ્રકારનો ભય તેમ પક્ષપાત છે,–ના વૃત્તાંતો સારી માહિતી મેળવી, રસિક રીતે વર્ણવ્યાં છે, તેનું વાચન રસપ્રદ નિવડી, સાહસ અને શૂરાતન માટેનો જુસ્સો ને તે માટે માન અને પ્રશંસાની લાગણી પેદા કરશે.

**રાજકીય સાહિત્ય**

દેશમા રાજકીય હિલચાલ માટેની લાગણી હમણા હમણા ખૂબ અને ચારે દિશામા પ્રકટી ઉઠી છે, તેના પરિણામે એ વિચાર અને લાગણીને ઉત્તેજ અને બળ આપે એવુ નવું સાહિત્ય તૈયાર થાય જ, અને તે ક્ષેત્રમા અમેરિકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ, અઢારસેં સત્તાવનના બળવાની બીજી બાજુ ( મી. થોમ્સનના The other side of the medalના સારરૂપ અનુવાદ ), ઇટાલીનો મુક્તિયત્ન અને મિસરનો મુક્તિસંગ્રામ એ મુખ્ય છે. જેઓ નાત જાતના ઇતિહાસમાં રસ ધરાવે છે, તેમને રા. ધનપ્રસાદ મુનશી રચિત "ભાર્ગવ બ્રાહ્મણોનો ઇતિહાસ" એ પુસ્તક જોવા વિચારવા જેવું છે

**જીવનચરિત્ર**

આજકાલ આત્મવૃત્તાંતો, સ્મરણ ચિત્રો, નોંધપોથી પુષ્કળ લખાય –છપાય છે; તેથી ચાલુ અને પાછના ઇતિહાસ–બનાવો વિષે આપણને ઘણુ નવુ જાણવા વિચારવાનું મળે છે; પણ તેમાના ઘણાખરામા સ્થાયી અને તાત્વિક અંશો ઝાઝા નહિ મળી આવે. તેની અમર–રસ તાત્કાલિક જ માલુમ પડશે. પરંતુ મહાત્મા ગાંધીજીનુ સત્યના પ્રયોગો–આત્મવૃત્તાંત, જેમ તે ગુજરાતી જનતા માટે એક કિંમતી ભેટ–વારસો છે, તેમ સાહિત્ય જગતમા તેનું સ્થાન ઉંચું અને અનોખું રહેવાનુ, અને કેટલાક ચિરસ્થાયી આત્મકથનો, જેવા કે Confessions of st. Augustine, Russ-

one's confessionsની પેઠે નવી અને ભાવિ પ્રજાને તે ગ્રથ પ્રેરણાત્મક અને બળપ્રેરક થઈ પડશે. ગુજરાતી ભાષા માટે મહાત્માએ જે સુન્દર કાર્ય કર્યું છે, અને તે માટે મમતવ પ્રજામા ઉભુ કર્યું છે, તે સેવા કાર્ય કદી ભૂનાશે નહિ. વળી એમના પુસ્તકના દેશ પરદેશમા જૂની જૂની ભાષાઓમા તરજુમા થાય એ, ખરે, ગુજરાતી ભાષા માટે ગૌરવભર્યું છે, જો કે મહાત્માજીના અસાધારણ વ્યક્તિત્વનો અને પ્રભુતાનો હિસ્સો તેમા થોડો નથી.

આ યુગના ગાધીજી જેવા બીજા સમર્થ પ્રજાકીય નેતાઓ, લેનિન અને ઝગુલ પાશાના જીવનચરિત્રો 'અમર મહાજનો' એ નામથી 'સૌરાષ્ટ્ર કાર્યાલયે' બહાર પાડયા છે અને એજ સંસ્થાનુ દેશભક્ત—નાનાજી—નજપતરાયનું પુસ્તક મનનીય જણાશે એજ કક્ષામા મૂકી શકાય એવુ બીજુ ન્હાનુ પુસ્તક શ્રીયુત વલ્લભભાઈનું ચરિત્ર છે, અને તે ભાઈશ્રી મહાદેવભાઈએ એમની મોહક અને વિનોદલહરી શૈલીમા આલેખ્યુ છે શ્રીયુત નારાયણ ઠક્કુરના વીર વૈરાગી અને ગુરૂ ગોવિંદસિંહ એ નામના બે પુસ્તકો હિન્દુ જાતિનુ ગૌરવ અને ખમીર દર્શાવનારા તેમ તેમનામા જુસ્સો આણનાગ છે.

**ધર્મ અને તત્ત્વજ્ઞાનનુ સાહિત્ય**

ધર્મગ્રથોમા શ્રીયુત મશરૂવાળાના રામ અને કૃષ્ણ, બુદ્ધ અને મહાવીરના પુસ્તકો આદરણીય જણાશે. પણ જનતાને ગ જેહાનાનના રમેશ શ્રીકૃષ્ણમા વિશેષ આનંદ પડશે. તે એક ભક્તિપૂર્ણ અને બોધપ્રદ પુસ્તક છે. તેમ ઈશ્વરના મના પયગમ્બર, ચાર ઈશ્વરભક્તો, દિલોજાન દોસ્ત, નવનાથ કથામૃત, સોરઠી સતો, સ્વામી ભાસ્કરાનદજી, ભગવાન ચૈતન્ય દેવ, એ પુસ્તકો ભાવિકોને આકર્ષશે, અને વિદ્યાર્થી બટુઓને શ્રીયુત નૃસિંહપ્રસાદ રચિત સત્પુત્ર કર્યું અને શ્રીયુત પાઠકનુ ભારતના ભડવીરો વાચવાની ભલામણ કરી શકાય.

પણ એક વિચારવા જેવો પ્રશ્ન એ થઇ પડયો છે કે આપણે અહિં આપણા ધર્મશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ દિવસે દિવસે ઓછો થતો જતો, બલ્કે નાશ પામતો જાય છે આપણી સસ્કૃત પાઠશાળાઓ જના આગળ વ્યાકરણ, કાવ્ય, ન્યાય, વેદાત વગેરે વિષયો શિખવાતા તે શિખનાર હવે કોઇક જ મળી આવશે, વસ્તુત ક્રિયમાણ અને જ્યોતિષ, સધ્યાદિ વિષયો લેનારા ઘણાખરા મળી આવશે આપણા વેદ, ષડ્દર્શન, ઉપનિષદ, પુરાણ વગેરે પ્રતિ દુર્લક્ષ થાય છે એમ સખેદ કહેવુ જોઇએ આ સ્થિતિમા ગુજરાતી-

માં એ વિષયોનું–ધર્મ અને તત્ત્વજ્ઞાનનું પદ્ધતિસર અધ્યયન અને તેના અંગે ચર્ચા અને વિવેચનને અવકાશ નહિ જેવાં હોય તે શું નવાઇ પામવા જેવું નથી? જે કાંઇ ઉપલબ્ધ થાય છે તે પ્રાચીન ધર્મ ગ્રંથોનું નવેસર પુનઃમુદ્રણ, અનુવાદ, ભાષ્ય કે સાર હોય છે. સ્વતંત્ર રીતે તાત્વિક ચર્ચા કે તુલના કરતું, નવીન દૃષ્ટિબિન્દુ કે તુલનાત્મક વિચાર રજુ કરતું સાહિત્ય–ગ્રંથ જવલેજ પ્રસિદ્ધ થાય છે.

આની સરખામણીમાં પાશ્ચાત્ય દેશોમાં ધર્મ અને વિજ્ઞાનનો સમન્વય કરતા–ચર્ચતા એકથી વધુ લેખકો ધર્માચાર્યો અને વૈજ્ઞાનિકો–જેમકે ડિન ઇન્જ, ડૉ. બાર્નસ, પ્રૉ. વાહઈટહેડ અને પ્રૉ. જ્યુલિયન હક્સ્લી–મળી આવે છે, અને તે ધર્મવિચારની પ્રગતિની, સજીવનતાની નિશાની છે, જ્યારે આપણું ધર્મ સાહિત્ય સ્થિતિસ્થાપક, રૂઢિવશ, પરંપરાપર અવલંબતું અને ચેતનરહિત નજરે પડે છે.

આવા નિરાશામય વાતાવરણમાં એક આશાજનક કિરણ ગત વર્ષના પ્રકાશનમાં નજરે પડે છે અને તે શ્રીયુત મશરૂવાળાનું 'જીવનશોધન' નામનું પુસ્તક છે. જેમ કોઇ અભ્યાસી, એકાદ પોતાને પ્રિય અને સાનુકૂળ વિષય લઇને યુનિવર્સિટીની એમ. એ; વા પી. એચ ડી. ની પદવી એક નિબંધ રજુ કરીને મેળવે છે, એવી જાતનો આ લેખ છે. તેમાં જેને નિર્ણયાત્મક વા નિશ્ચયાત્મક કહી શકાય અથવા તો ચર્ચાસ્પદ નહિ હોય એવું, તે લખાણ નથી. પણ એક અભ્યાસી, પોતાના નિર્ણયો, ચોકસાઇ, પ્રમાણ, તર્ક અને જ્ઞાન વડે વિભૂષિત કરી, તોલન અને અભિપ્રાય માટે આગળ ધરે, એવું એક ઉચી કોટિનું તે પુસ્તક છે, જે ચર્ચા અને વિવેચન માગી લે છે. વાસ્તવિક રીતે અહિંના 'મજ્લિસે ફિલસુફાન' જેવા-study-circle અભ્યાસમંડળમાં આવા ગૂઢ વિષયની જૂદી જૂદી દૃષ્ટિએ ચર્ચા થવી ઘટે છે. જેમકે, લેખકબંધુએ જીવનનું ધ્યેય ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચતુર્વિભાગમાંથી છેલ્લા મોક્ષને સ્થાને જ્ઞાનને મૂકવાની દલીલ કરી છે; પણ જીવનનું અંતિમ ધ્યેય મોક્ષ હોઇને, તે શબ્દ જ અમને યોગ્ય અને વાજબી લાગે છે. જ્ઞાન તો તેનું–મોક્ષનું સાધન માત્ર છે; તેથી જે શબ્દપરંપરા ઉંડે પરાપૂર્વથી ઉતરી આવે છે, તેમાં એ નવો ફેરફાર કરવો કેટલે દરજ્જે વાસ્તવિક અને ન્યાયયુક્ત થશે એ મુદ્દો ચર્ચાવો અને વધુ વિચારાવો જોઇએ છીએ.

વળી સાખ્ય દર્શન વિષે શ્રીયુત મશરૂવાળાએ જે વિવરણ આધુનિક

પદ્ધતિને અનુસરી અને વિજ્ઞાનની નવી નવી શોધ અને વાદને લક્ષમાં લઈને કર્યું છે, ને તે પર વિશેષ પ્રકાશ પાડી, કેટલાક નવીન દૃષ્ટિબિન્દુ–અભિપ્રાય દર્શાવ્યા છે, તે પણ તપાસાવા–વિચારવા જોઈએ છીએ. પરંતુ તે કાર્ય એક નિષ્ણાત સમાલોચકના હાથે વા અભ્યાસીમંડળમાં જ સારી રીતે થઈ શકે.

પ્રસ્તુત પુસ્તકની પેઠે કોઈ નવીન અગર સ્વતંત્ર ગ્રંથ નહિ પણ ધાર્મિક–તાત્ત્વિક વિષયને દલીલપૂર્વક ચર્ચતો, શ્રી તત્ત્વાર્થ નિબંધસંગ્રહ શ્રીયુત મનુભાઈ પંડ્યાનો લખેલો છે.

ઐતિહાસિક દૃષ્ટિએ લખાયલો 'રુદ્રાધ્યાય અને લિંગ સંપ્રદાય' એ વિષય પરનો શ્રી ડોલરરાયનો નિબંધ શૈવમતાવલંબીઓએ ખાસ જોવો જોઈએ; અને તે શ્રીયુત દુર્ગાશંકરના શૈવધર્મ પુસ્તકના અનુસંધાન–પૂર્તિરૂપે છે, એમ કહી શકાય.

અનુવાદ ગ્રંથોમાં શ્રીયુત જેઠાલાલનું અણુભાષ્ય અગ્ર સ્થાન લે છે; અને બીજાં આગળના બે ભાષ્યો–રા. બા. કમળાશંકર અને પ્રિન્સિપાલ આનન્દશંકરભાઈના અનુવાદ ગ્રંથો–શાંકર ભાષ્ય અને શ્રી ભાષ્ય–ની પંક્તિમા મૂકી શકાય એવું તે ઉત્તમ છે; ખાસ કરીને તેમાનો વિસ્તૃત ઉપોદ્ઘાત દર્શન-શાસ્ત્રના અભ્યાસીને વિચારણીય જણાશે.

'અષ્ટાવક્ર ગીતા, ભક્તિ રસાયન, તત્ત્વાર્થ સૂત્ર ભા. ૧, જીવનસિદ્ધિ, ડોલરરાયનો The Christian Teaching નો અનુવાદ, શ્રીમતી ભગવતી સૂત્ર, રુદ્રાષ્ટાધ્યાયી, સેવાકુંજ એક જુના ઇટાલિયન તત્ત્વજ્ઞાનના પુસ્તકનો અનુવાદ–એ સર્વ આપણા ધાર્મિક સાહિત્યને સમૃદ્ધ કરે છે; અને તે આવકારદાયક પ્રસિદ્ધિઓ છે.

પૂર્વે આપણા લોકો, જે નિષ્ઠાથી અને ભક્તિભાવથી, હિંદમાના દૂર દૂરના અને જૂદા જૂદા સ્થળે આવેલા તીર્થસ્થાનોની યાત્રા, અનેક પ્રકારની અગવડો અને વિટંબણાઓ વેઠીને કરતા હતા, તે માટેનો પ્રેમ અને આદર નવા શિક્ષિત વર્ગમાંથી, રેલ્વે મોટરો વગેરે પ્રવાસના સાધનો અને બીજી અનુકૂળતાઓ વધવા છતા, ઓછો થતો જાય છે; અને કેળવણી પૂરી થતા જ અને સંસાર વ્યવહારમાં પડતાં અગાઉ, એકવાર પ્રવાસે નિકળી જૂદો જૂદો અનુભવ મેળવવો જોઈએ, એ દૃષ્ટિએ પણ તે તરફ કાંઇ લક્ષ અપાતું નથી તેથી આપણું પ્રવાસસાહિત્ય કંગાલ રહે છે; અને જે કાઇ લખાય છે, તે યાત્રાળુઓની દૃષ્ટિએ, માર્ગદર્શક અને માહિતી પુરતું હોય છે, જેમકે, કાશ્મીરથી

નેપાલ, નેપાલ અને આસામનો પ્રવાસ વગેરે. મુનિશ્રી જયન્ત વિજયજીએ આબુ ભા. ૧ લો. યાત્રાળુઓ માટે લખ્યો છે; પણ તેમાં જાણવા જેવી ઐતિહાસિક હકીકત ઉમેરેલી છે. યાત્રાળુ, ઇતિહાસરસિકો અને અભ્યાસકો સૌને રસ પડે અને આનંદજનક થાય એવું માત્ર રા. દુર્ગાશંકર શાસ્ત્રીનું 'ગુજરાતનાં તીર્થસ્થાનો'નું પુસ્તક છે અને તે સંગ્રહવા જેવું છે.

**ચિત્ર, સ્થાપત્ય.**

અમદાવાદનું ચિત્ર આલ્બમ, રા. રવિશંકર રાવળે અમદાવાદની મુલાકાત લેનારને માટે નિયોજ્યું છે; અને તેમાં આપેલાં ચિત્રો વિષે, સ્થાપત્યની દૃષ્ટિએ અગત્યનું જાણવા જેવું અને ઉપયોગી જ્ઞાન 'અમદાવાદનું સ્થાપત્ય,' રા. રત્નમણિરાવે લખેલા ગુજરાતના પાટનગર પુસ્તકમાના કેટલાક પ્રકરણો સુધારાવધારા સહિત, જૂદાં છપાવેલાં તે આપે છે.

સ્વતંત્ર ચિત્રો દોરનાર ચિત્રકારો આપણે અહિં જૂજ મળી આવશે. આજથી પંદરેક વર્ષપર અહિંની મ્યુનિસિપલ સ્કુલના એક શિક્ષક સ્વ. મગનલાલે, સિદ્ધરાજ અને રાણકદેવી અને હિંદ માતા એ બે ચિત્રો કાઢેલાં; પણ તેની કદર તેના મૃત્યુ બાદ થઈ હતી.

'પણ કુમાર કાર્યાલય' અમદાવાદમાં નિકળ્યા પછી રા. રાવળની પ્રેરણા, પ્રોત્સાહન અને પ્રચારકાર્યથી ગુજરાતીઓમાં કળા પ્રતિ એક પ્રકારની આસક્તિ બંધાતી જાય છે; અને કળાને અનુકૂળ અને ઉત્તેજક વાતાવરણ ઉભું થાય છે, અને તેની પ્રત્યક્ષ અસરનાં પરિણામો અનેક મળી આવશે; તેમા શ્રીયુત કનુભાઈ દેસાઈનું ચિત્ર આલ્બમ એક છે; અને એ ભાઈની પીંછીની સર્વત્ર પ્રશંસા થતી સાંભળીને આપણને–ગુજરાતીઓને સ્વાભાવિક આનંદ થઈ આવે છે.

**આરોગ્ય, વૈદકનાં ગ્રંથો**

આપણા દેશમાં વૈદ્ય હકીમોનો તોટો નથી. દવાઓની જે બહોળા પ્રમાણમા જાહેરાત થાય છે, તે બતાવી આપે છે કે તે માટે કેટલી મોટી માગણી હોય છે; તે પ્રમાણમાં એ વિષયનું સાહિત્ય પણ ઠીક બહાર પડે છે; પણ જેને આપણે અનુભવસિદ્ધ અને ખાત્રીલાયક કહી શકીએ એવું અલ્પ જ હોય છે. ઘણાખરા તો ઇંગ્રેજીપરથી અને પ્રાચીન સંસ્કૃત વૈદક ગ્રંથોના સાર અને અનુવાદ જ હોય છે.

વળી શાળાઓમાં આરોગ્યનું કંઈક જ્ઞાન અપાય છે, તે કારણે પાઠ્યપુસ્તક તરીકે વાંચી શકાય એવાં પુસ્તકો રચાય છે.

ગયે વર્ષે પ્રસિદ્ધ થયલાં ગ્રંથોમાં હમણાં હમણાં જેના પ્રતિ વિશેષ લક્ષ અપાય છે, તે દાંત, ક્ષય, આહારશાસ્ત્ર વિષેનાં પુસ્તકો જોવા જેવાં છે. આયુર્વેદ વિદ્વાન વૈદ્ય મહાદેવપ્રસાદે લખેલું, ગર્ભવિદ્યા, રોગ અને આરોગ્ય, દૂધનો ખોરાક,-ઇંગ્રેજીનાં અનુવાદો-તેમ નાડીજ્ઞાન અને ભિષજ રત્નાવલી વગેરે સંસ્કૃત પરથી, હિન્દનો સમસ્ત શત્રુ અને દારૂનાં દુઃખ એ મદ્યપાન નિષેધ વિષેના પુસ્તકો આપણું ખાસ ધ્યાન રોકે છે.

**કેળવણી વિષયક.** ચાલુ કેળવણી પદ્ધતિ-પ્રાથમિક અને માધ્યમિક-આપણે અહિં સુધારા અને ફેરફાર માગી રહી છે. તે માટે બે વર્ષ પર એક કમિશન પણ નિમાયું હતું; પણ આજકાલ બાળકેળવણીનો પ્રશ્ન પુષ્કળ વિચારાય અને ચર્ચાય છે, તેમાં મોન્ટેસરી પદ્ધતિ ઝાઝું લક્ષ ખેંચે છે અને તેને લગતું સાહિત્ય-ખાસ કરીને દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન-ભાવનગર તરફથી ઠીક પ્રમાણમાં નિકળતું રહે છે. વળી ગોંડલ રાજ્યે ગુજરાતી કોષનું કાર્ય આરંભ્યું છે, એટલુંજ નહિ પણ તે સાથે આપણને એક નવીન વાચનમાળા આપી છે, એ કાર્યની નોંધ લેવાનું પણ આપણે વિસરવું જોઇએ નહિ.

**વ્યાયામ** કેળવણીની પેઠે વ્યાયામ પણ જનતાનું વિશેષ ધ્યાન ખેંચી રહ્યું છે. ગામે ગામ પ્રત્યેક નિશાળમાં વ્યાયામની તાલીમ ફરજીયાત કરવાની ધગશ પેદા થઈ છે; અને એ પ્રવૃત્તિને પોષક ન્ય એવું સાહિત્ય પણ લખાવા અને પ્રકટ થવા માંડયું છેઃ જેમકે, રા. હરરાયકૃત રમતો, કસરત અને ડ્રીલ, પ્રો. માણિકયરાવનું કસરત અને આરોગ્ય, શ્રી કાન્તનું પુસ્તક, તરવાની કળા; તેમજ સ્કાઉટ માટેનાં પુસ્તકો-ખસુસ કરીને રા. ગજાનનનું પુસ્તક 'સ્કાઉટિંગ અને બીજી વાતો' ઉપયોગી અને ઉપકારક જણાશે.

**વિજ્ઞાન સાહિત્ય** વિજ્ઞાનની સામાન્ય સંજ્ઞા હેઠળ તેના જૂદા જૂદા વિભાગમાં નોંધેલાં યાદીમાના પુસ્તકો પૈકી કોઈ એવું નથી કે જે મૌલિક વા મહત્ત્વનું લેખાય. ખેતીવાડી વિભાગમા શ્રીયુત વાલજીકૃત ગોરક્ષા કલ્પતરુ, ગૌરક્ષા અને ગૌસેવાની મહત્તા અને ઉપયોગિતાનું જનતાને ભાન કરાવે છે. સહકાર વિભાગમા મી. બ્રેઈનનું પુસ્તક સોક્રેટીસની સફર, સહકારના ધોરણે ગામડાઓની પુનર્ રચના કેવી રીતે અને સુગમતાથી સાધી શકાય તે સમજાવે છે. ખગોળમાં

પ્રત્યક્ષ પંચાગનુ પુસ્તક નક્ષત્રની વાસ્તવિક ગતિ પરથી આપણું પંચાગ તૈયાર કરવાનો અને ચાલુ પંચાગોમા તે પ્રમાણે સુધારો અને ફેરફાર કરવાનો આગ્રહ કરે છે, તે વાજબી છે.

**હુન્નર ઉદ્યોગ કળા વગેરે**

તેમજ હુન્નર ઉદ્યોગમા ફેરિઆગીરી અને શિવણકામ અને સ્ત્રીનો શણગાર એ પુસ્તકો તે વિષયોમા પ્રવેશ કરનારને મદદગાર થશે. આપણુ જુનુ દેશીનામુ ઘસાતુ જાય છે; અને નવી બુક-કિપિંગ-પાશ્ચાત્ય ધોરણે ચોપડા લખવાની રીતિ-નો ઉપયોગ વિશેષ થતો-વધતો જાય છે, તેનું જ્ઞાન મેળવવામા રા. દુર્ગાશંકર યાજ્ઞિકકૃત વ્યાપાર વિજ્ઞાન અને દેશીનામુ પ્રમાણભૂત હોઈ તે એક પાઠ્ય પુસ્તકની ગરજ સારશે.

આ સિવાય મોતીના તોરણ, ઘરને શણગારવામા સહાયભૂત થશે અને વાયોલિન શિક્ષક તથા સંગીત શિક્ષણ સત્રાવલી, સંગીતનો પરિચય કરાવશે. રા. ડુંગરશી ધરમશી જે કોઈ પ્રશ્ન હાથ ધરે છે, તેમા છેક ઉંડા ઉતરે છે અને તે વિષયને સારી રીતે છણી, તેનો નિષ્કર્ષ કાઢી આપે છે; અને એમના અન્ય લેખોની પેઠે એમણે લખેલો ભાટીઆ વહાણવટાનો જુનો ઇતિહાસ કેટલીક જાણવા જેવી માહિતી નોંધે છે; તેમ જુગતરામ દવેકૃત રાનીપરજમા રેંટીઓ, નવી ખાદીની હિલચાલ ગરીબોને આર્થિક મદદ મેળવવામા કેવી રીતે ઉપયોગી થઈ પડે તેનો અચ્છો ખ્યાલ આપે છે.

આપણે અહિં વિજ્ઞાનનો અભ્યાસ તેમ સંશોધન નહિ જેવુ છે એમ કહી શકાય. જે કાંઈ અભ્યાસ ચર્ચાતો હશે તે અંગ્રેજીમા અને તે કૉલેજ-પાઠશાળામા; પણ તેને-વિજ્ઞાનના લખાણને ગુજરાતીમા ઉતારવામા પારિભાષિક શબ્દોની મોટી મુસ્કેલી નડે છે અને બીજુ એ વિષયને લોકપ્રિય કરવામા સામાન્ય જનતાનું વિજ્ઞાનનુ જ્ઞાન એટલુ બધુ ઓછુ અને તેની એ જ્ઞાનભૂમિકા એટલી નીચી હોય છે કે અન્ય દેશોમા કેટલાક સિદ્ધાંતો અને માહિતી જનસમૂહને પરિચિત છે એમ સ્વીકારી લેવામા આવે છે પણ તે ધોરણ આપણા દેશ માટે બસ થતું નથી. છેક સામાન્ય અને જાણીતી હકીકતથી તેની શરૂઆત કરવાની હોય છે.

વળી એ વિષય પર લોકોપયોગી વ્યાખ્યાનમાળા ગોઠવવામા કેટલીક વ્યવહાર મુસ્કેલીઓ અંતરાયરૂપ થઈ પડે છે, જેવી કે, તેના માટે યોગ્ય સ્થાનની, જરૂરી સાધનોની, ચિત્રોની, પ્રયોગ કરવાની અનુકૂળતાની અડચણો હોય છે, જેથી કંટાળીને તે કામ અધવચ મૂકી દેવુ પડે છે.

ખરૂં કહીએ તો આપણે અહિં જેને વિજ્ઞાનની રસવૃત્તિ–કે વિજ્ઞાન પ્રતિ પક્ષપાત bias કહીએ એવું બહુ થોડું નજરે પડશે.

દાખલા તરીકે, સોસાઈટી તરફથી સન ૧૯૨૫ માં વિજ્ઞાનના જૂદા જૂદા વિષયો પર–જેવા કે, ખેતીવાડી ભૂસ્તરવિદ્યા, પ્રાણીવિદ્યા (biology), વનસ્પતિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર પર પુસ્તકો લખી આપવા જાહેરાત અપાઈ હતી; પરંતુ બીજી બધી શાખાઓ જેવી કે, સાહિત્ય, ઇતિહાસ, અર્થશાસ્ત્ર, જીવનચરિત્ર વગેરેમાં ભાષાંતર માટે લગભગ સો લેખકોએ માગણી કરી હશે; પણ પ્રસ્તુત વિજ્ઞાનના વિષય પર લક્ષમાં લેવાય એવી એક પણ જૂદી અરજી મળી નહોતી; એ ઉપરના અનુમાનનું સમર્થન કરે છે.

**સામાન્ય જ્ઞાન અને નીતિ**

સામાન્ય નીતિ અને જ્ઞાન વિભાગમા બોધપ્રદ, નીતિપોષક, સામાન્ય જ્ઞાન અને માહિતી આપનારા બધી જાતનાં પુસ્તકોનો સમાવેશ કરેલો છે; તેમાં પેટા–વિભાગ પાડી શકાય; પરંતુ તે સર્વ પુસ્તકો જોવા તપાસવાની સવડના અભાવે તેમ કરવું અનુકૂળ થયું નથી. રા. પરમાનંદ કાપડીઆએ "અંત સમયે" એ શીર્ષક નીચે, આપણી કેટલીક અનિષ્ટ સામાજિક રૂઢિઓ પર પ્રહાર કરી તે સદંતર તજવાનો ભાર મૂકયો છે, તેનો તાત્કાલિક અમલ થવાની જરૂર છે. સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયે આર્યોના સંસ્કારની નવી આવૃત્તિ છપાવી છે, એ પણ એક મહત્વનું પુસ્તક છે. જીવનસિદ્ધિ ટૉલસ્ટૉયના The Christean Teaching નો અનુવાદ છે; તે અનુવાદ સારો થયો છે અને તેમાનું લખાણ વિચારપ્રેરક અને ઉત્તેજક જણાશે. ગૃહલક્ષ્મી બંગાળી પુસ્તક પરથી અને સ્વ. ચૈતન્યબાળાના ગુજરાતી બ્હેનો પ્રત્યે ના લેખો, સ્ત્રીબોધિની અને સુંદરીઓનો શૃંગાર–ભા. ૨ એ પુસ્તકો બ્હેનોને ગમશે; અને સંગ્રહ ગ્રંથોમા–Common place books શુભસંગ્રહ ભા. ૪ અને ૫ અને સાદી શિખામણના મણકાઓ બોધપ્રદ અને ઉપયોગી વાચન સાહિત્ય પૂરૂં પાડે છે.

**રાજકીય ગ્રંથો**

રાજકીય વિચાર અને હિલચાલ જનતાનું હમણાં હમણાં ખૂબ ધ્યાન ખેંચે છે પણ તેને લગતું સાહિત્ય પ્રમાણમાં જુજ છપાય છે; એશિયાનું કલંક–એમાં જાપાને કોરિયાને કેવી રીતે દાબી રાખ્યું છે તેની કરૂણ કથા છે: નવા હિંદી રાજ્યની ધારાનો પ્રશ્ન અત્યારે ખૂબ ચર્ચાઈ રહેલો છે, તેમાં બ્રિટિશ હિન્દ

સાથે દેશી રાજ્યોનો શો અને કેવા પ્રકારનો સંબંધ હોય તેનું નિરાકરણ સૂચવતો, બટલર કમિટીનો રીપોર્ટ, અને અમૃતલાલ શેઠનું, 'રાજસ્થાનની સમસ્યાઓ' એ પુસ્તક અગત્યનાં છે. નરીમાન હાર્વેકેસ, જાહેર બાંધકામ ખાતાનું કામકાજ કેવું અંધેર રીતે થાય છે તેનું પોકળ ફોડે છે; પણ એ બધી પ્રસિદ્ધિઓમાં મહત્વનું અને સારી રીતે લખાયલું પુસ્તક 'બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ' છે. તે જેમ રાજકીય લડતમાં એક નવીન શસ્ત્ર–માર્ગ પ્રજાને બતાવે છે તેમ તેમાંનું વૃત્તાંત–ગામનું અને ગ્રામ્યજીવનનું વાસ્તવિક ચિત્ર રજુ કરે છે. વળી તેમા લેખકની સમર્થ કલમ તેની રસભરી અને રમુજી વર્ણનશૈલીથી તેમ ભાષા લાલિત્યથી તેની રસિકતા, સચોટતા અને આકર્ષણમાં ઓર વૃદ્ધિ કરે છે.

**નિબંધ વિવેચન**

શુદ્ધ સાહિત્ય ગ્રંથોમા આપણે પ્રથમ નિબંધ અને વિવેચનના પુસ્તકો જોઈએ. કવિતા અને સાહિત્ય ભા. ૪ માં સ્વ. સર રમણભાઈનો હાસ્યરસ પરનો વિસ્તૃત નિબંધ, એમની ટુંકી વાર્તાઓ અને એમના કાવ્યોના સંગ્રહનો સમાવેશ થયેલો છે. એ ગ્રંથમાળાના આગળના મણકાઓમાં રમણભાઈનો એક તત્ત્વદર્શી વિવેચક તરીકે આપણને પરિચય થયો હતો; પણ આ પુસ્તકમાં આપણે તેમને એક હાસ્યરસના પ્રવચક, ટુંકી વાર્તાઓના પ્રયોજક અને એક કવિ તરીકે જોઇએ છીએ; અને તે એમની નામના અને કીર્તિમાં ઉમેરો કરે છે. એમનો હાસ્યરસ ખીલવવાની ખૂબીનો નમુનો, એમની ટુંકી વાર્તા 'ચીઠ્ઠી'માં દૃષ્ટિગોચર થાય છે. તેઓ એક સમર્થ અને કુશળ પ્રબંધકાર હતા, એમ તેમનો હાસ્યરસ પરનો નિબંધ વાચતા પ્રતીતિ થશે; અને ન્યાયવૃત્તિ, નમ્રતા, પ્રભુમાં શ્રદ્ધા, સત્યશોધન અને સેવાભાવ, જે એમના જીવનના લાક્ષણિક ગુણો હતા તે એમની કવિતામા સ્પષ્ટ રીતે તરી આવતા અને ખીલી દીપી ઉઠતા જોઈ શકાશે.

**સાહિત્યગ્રંથો**

મધ્યકાલિન સાહિત્યનો ઇતિહાસ ખંડ ૫ મો, એ મુંબાઈની સાહિત્ય સંસદની પ્રવૃત્તિનુ–શ્રીયુત મુનશીની ઉમદા મહત્વાકાક્ષાનું સુંદર ફળ છે. આપણા ગુજરાતી સાહિત્યનો પ્રમાણભૂત અને વિસ્તૃત ઇતિહાસ લખાતાં વિલંબ થશે. જે સાધનો અત્યારે ઉપલબ્ધ છે, તેની પ્રથમ વિશ્વસનીય નોંધ–તપાસ અને તારવણી થવાની જરૂર છે. હજુ ઘણું સાહિત્ય અસ્તવ્યસ્ત

વિખરાયલું હાથપ્રતોમાં રહેલું છે, તે પૂરું જોવાયું કે તપાસાયું નથી વળી એ હાથપ્રતોની સારી યાદીઓ તૈયાર થઈ નથી, તેમ તે જોવા વાચવાની અનુકૂળતા પણ નથી તેમ છતાં સતત જે અખતરો જૂદા જૂદા લેખકોનો સહકાર મેળવીને અજમાવી જોયો છે તે સ્તુતિપાત્ર છે. એથી કેટલુંક પ્રાર-ભનું કાર્ય ઉકેલાયું છે, ભાવિ કાર્યકરો માટે માર્ગ ખુલ્લો થયો છે સદરહુ પુસ્તકના ગુણદોષ, જે એવા શરૂઆતના કાર્યમાં હમેશ હોય છે તે દેખીતા છે અમને તે સાહસ ગમ્યું છે અને પ્રજાએ તેનો સત્કાર કરવો ઘટે છે

શ્રીયુત ચતુરભાઈ પટેલે હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ માટે ગુર્જર ભાષા સાહિત્ય પ્રવેશ નામનું એક નાનું પુસ્તક રચ્યું છે, તે નવા શિખાઉને ઉપયોગી થશે નૈવેદ્ય અને પ્રાચીન સાહિત્ય એ બે નિબંધસંગ્રહો ટાગોરના લેખોના અનુવાદ છે, અને તેની આ બીજી આવૃત્તિ છે, એ દર્શાવે છે કે, એ જાતના સાહિત્ય માટે આપણે અહિં અભિરુચિ વધતી જાય છે ઉદ્બોધન અને સંસારમંથનમાં શ્રીયુત ન્હાનાલાલના છૂટક નિબંધો અને વ્યાખ્યાનોનો સંગ્રહ કરેલો છે અને તે એમના પરિપક્વ વિચાર માટે તેમજ એમની સૂત્રાત્મક શૈલીના નમુના રૂપે આદરણીય અને મનનીય જણાશે એવો સંગ્રહ થવાની જરૂર જ હતી

શ્રીયુત મુનશીનું સુવર્ણયુગના સર્જન, એ વ્યાખ્યાન આપણા પ્રાચીન ઇતિહાસને અવલોકી, એમની સર્જક કલ્પનાશક્તિ અને પ્રખર બુદ્ધિ, જે મનોગમ્ય ઐતિહાસિક ચિત્રો આપણી સમક્ષ વિધવિધ રંગો પુરી, રમ્ય શૈલીમાં રજુ કરે છે, તેની દીપ્તિના તેજમાં આપણે મોહવશ થઈ જઈએ છીએ, એવી તે જાદુઈ અને પ્રબળ અસર ઉત્પન્ન કરે છે

નિબંધલેખન આપણે અહિં હજુ બરોબર વિકસ્યું નથી, પણ જે બે સંગ્રહો ગત વર્ષમાં છપાઈ બહાર પડ્યા છે તે, 'રસદ્વાર' કુમારિકા બ્હેન વિનોદિનીની પ્રથમ કૃતિ, ભવિષ્ય માટે સારી આશા ઉપજાવે છે અને પ્રો દુરકાળનું 'પોયણાં' હળવું છતાં ટકોર કરતું, માર્મિક, બુદ્ધિ વિનોદ સાથે વિચારને ઉત્તેજતું નિબંધ આલેખન અન્ય લેખકોને એ માર્ગ વિચરવા પ્રેરશે એમ આપણે ઇચ્છીશું

**કાવ્યપ્રસિદ્ધિ**

હવે કાવ્યગ્રંથો તરફ વળીએ સુપ્રસિદ્ધ ઇતિહાસકાર મેકોલેએ એક સ્થળે કહેલું છે કે જેમ સુધારો-યાન્ત્રિક ઔદ્યોગિક યુગ વધતો જશે તેમ કવિતાનો પ્રવાહ ધીમો-મંદ થતો જશે અત્યારે કાવ્યો ઓછાં લખાય છે, એમ

તો નથી, પણ આગળ કવિતાનો જે પ્રતાપ પડતો હતો, તેની જીવન પર જે બ્હોળી અસર થતી હતી, તેનો તે પ્રભાવ અને તેજ ઓછા થયા છે, એમ સ્વીકારવુ પડશે પહેનાના પેઠે ડાયરો જામ્યો હોય અને એકાદ કવિ, ભાટ કે ચારણ વચ્ચે બેસી તેના કવિત લલકારતો હોય, એવો કાવ્યવિનોદ સાભળવાને અત્યારે કોઈને પહેલાના જેટલી મનની શાન્તિ તેમ સમય પણ રહેતા નથી

વળી લાબા કાવ્યો લખવાની પ્રથા લગભગ લુપ્તજ થવા બેઠી છે અને વીરરસ કાવ્ય તો એક સ્વપ્નવત્ બની ગયુ છે આપણને જાણીને આનદ પામવાનો છે કે, ગુજરાતના એક નામાંકિત અને અગ્રગણ્ય કવિ શ્રીયુત ન્હાનાલાલે, જે ગ્રથ આપણી પ્રાચીન સસ્કૃતિના અમૂલ્ય વારસારૂપ ગણાય છે, તેના ભરચક રત્નભડારમાથી "કુરુક્ષેત્ર નામક એક વીરકાવ્ય રચવાનુ આરભ્યુ છે તેના આજ સુધીમા છ કાડ પ્રસિદ્ધ થઇ ચૂકયા છે અને તેના વાચકો તરફથી તેની પ્રશસા થતી સાભળી છે હમણા વળી એમ જાણવામા આવ્યુ છે કે એક કાવ્યરત્ન પરીક્ષકે તે સાભળીને–ભાવનગર રાજ્ય તરફથી–કવિશ્રીને આજીવન રૂ ૫૦૦) નુ વર્ષાસન બાધી આપ્યુ છે.

ઇંગ્લાડના માજી રાજકવિ સ્વર્ગસ્થ રૉબર્ટ બ્રિજીસનુ The Testament of Beauty નામનુ એક લાબુ કાવ્ય થોડાક માસ પર પ્રકટ થયુ છે, તેની ખૂબ તારીફ થયેલી છે અને ઉત્તમ કાવ્યો સાથે તેની તુલના અને ગણના થાય છે, તેમ ગુજરાતના આ મહાકવિનુ 'કુરુક્ષેત્ર' લોકપ્રિય નિવડી, તે એક જીવત કૃતિ થશે, એવા એક અનુપમ અને અપ્રતિમ કાવ્યના અશો–ગુણો તેમા રહેલા જોવાય–અનુભવાય છે

બીજા કાવ્ય પુસ્તકોમા કવિત્રી ખબરદારની ભજનિકા અને રાસચદ્રિકાનો સારો સત્કાર થયેલો છે, અને શ્રીયુત કેશવ શેઠના રાસો માટે સતત માગણી રહ્યા કરે છે, એમ તેમણે રાસનો છેલ્લો સગ્રહ 'રાસમજરી' કહી આપે છે સ્ત્રીવર્ગમા એમના રાસો પુષ્કળ પ્રચાર અને પ્રસિદ્ધિ પામ્યા છે, તે જેમ કવિની લોકપ્રિયતા તેમ એમના રાસોની સરસતા અને માધુર્યનો ખાત્રીલાયક પુરાવો છે

શ્રીયુત મેઘાણી સપાદિત ચુદડીના બે ભાગ એમના અન્ય સગ્રહોની પેઠે આદરપાત્ર થયા છે, પરતુ સાહિત્યરસિકોને એમના 'ઋતુગીતો' અને ખસુસ કરીને એમની સ્વતત્ર કૃતિ 'કિલ્લોલ' વધુ આકર્ષે આપણુ પ્રાચીન લોકસાહિત્ય, કથાવાર્તા અને ગીતોનો પુનરુદ્ધાર, ઐતિહાસિક અને

શાસ્ત્રીય રીતે કરવાનો યશ અને માન, એમને જ છે, અને તે બદલ પ્રજા એમની હમેશ ઋણી રહેશે.

પ્રો. બળવંતરાયના "ભણકાર"ની પૂરવણી, જે કાવ્યગુણપરીક્ષક છે, તેમને ખચિત ગમશે જ; પણ ઉછરતી નવી પ્રજાનું માનસ શ્રીયુત દેશળજી પરમારના ગીરીના ગીતોમા સારી રીતે ઝીલાયુ છે; તેમા નવયુવક અને નવયુવતિના મનોરથ અને આદર્શને કાવ્યમા ઉતારવાનો પ્રયત્ન નજરે પડે છે.

આ ઉપરાંત પુનરાવૃત્તિ થયલા અને પરચૂરણ કાવ્યગ્રંથો મોટી સંખ્યામા મળી આવે છે.

**નાટકો.** નાટકો મૂળે જ ઓછા લખાય છે; અને જે ગણ્યાગાંઠયા મળી આવે છે, તેમા સ્વતંત્ર અને સફળ થયલી કૃતિઓ તો જૂજ જ હોયછે. વળી હમણા હમણા બાલનાટકો અને એકાકી નાટકો લખવાનો પ્રચાર વધતો જાય છે, એ પ્રગતિસૂચક ચિહ્ન છે. દક્ષિણામૂર્તિ ભવન તરફથી પ્રકટ થયલુ 'ભયનો ભેદ' સૂચક અને બાળકોને આનંદ આપે એવુ એક નાનું નાટક છે. શ્રીયુત નર્મદાશંકરનું ધ્વજારોપણ, ચાલુ રાષ્ટ્રીય ધ્વજની હિલચાલને પોષક થશે. શ્રીયુત પંડ્યાનું ત્રિવેણી પણ બાલમાનસ–તેના તોફાની અને ટીખલી સ્વભાવનુ–અચ્છુચિત્ર દોરેછે.

**ધ્રુવ સ્વામિનીદેવી.** ભાષાંતર નાટકોમા શ્રીયુત મનઃસુખલાલ ઝવેરીનું 'સ્મૃતિભ્રંશ' અને રા. બાણુરાવનુ 'હાર્ટમીટ', બન્ને ગ્રંથો આવકારદાયક ઉમેરો કરે છે. પહેલું કવિ કાલિદાસના શાકુંતલનો નવેસર અનુવાદ મૂળને અનુસરતો છે અને હાર્ટમીટમા અર્વાચીન સ્ત્રીજીવનને લગતા પ્રશ્નોની ચર્ચા છે. પણ લોકપ્રિય નિવડેલા અને વધુ ચર્ચાયલા એવા બે નાટકો–ધ્રુવસ્વામિની દેવી અને કાકાની શશી શ્રી મુનશીના લખેલા છે. પ્રાચીન દેવીચરિત્રમ્ નામક નાટકનો એક ખંડિત ભાગ પ્રાપ્ત થયલો છે, તેમાની વસ્તુ લઈને ગુપ્ત સમયનું, ખસુસ કરીને ગુજરાતના ઇતિહાસના એક વિકટ પ્રસંગ પર પ્રકાશ પાડતુ, એક સરસ નાટક તેમણે યોજ્યુ છે. ધ્રુવ સ્વામિની દેવીનો જાજરમાન સ્વભાવ અને વિપરિત તેમજ વિપદ્ સ્થિતિમા એનું ટેકીલુ અને સ્વમાનભર્યું વર્તન તેમ ચંદ્રગુપ્તના પરાક્રમ અને સાહસિકતા, ગુણ સરદારને ગંભીર અને કટોકટીના પ્રસંગે સિંહનથી પરાસ્ત કરવામા વાપરેલી કુનેહ અને ખબરદારી તથા અંતના ભાગમા પોતાના ઇચ્છિત ફળની પ્રાપ્તિ અર્થે તેણે વારણ કરેલો એક ગાઢા મનુષ્યનો ભાગ–એ સઘળુ નાટકમા રસમય વાતાવરણ

ઉભું કરવામાં સફળ નિવડે છે અને તે ચિત્તને રોકાયલું અને રંજિત–મગ્ન રાખે છે. પરંતુ એક ઐતિહાસિક નાટક તરીકે તેનું મૂલ્ય વિશેષ છે; છતાં એમની અન્ય કૃતિઓ જેવી કે, પુરંદર પરાજય અને અવિભક્ત આત્મા જેટલું સરસ તો એ નાટક નજ કહી શકાય.

**કાકાની શશી.** એમની બીજી કૃતિ કાકાની શશી ઉપરોક્ત નાટક કરતાં વધારે લોકપ્રિય નિવડી છે; તેનું કારણ, તે નાટક સ્ટેજપર મુંબાઈમાં અને અન્ય સ્થળે ભજવાયું છે એ ખરૂં; પણ તે વધારે આકર્ષણ અને ચર્ચાનું મુખ્ય કારણ બન્યું તે તેમાનાં મુખ્ય પાત્ર શશી, તેના પાલક અને ઉછેરનાર સોલિસિટર મનહરલાલ જેને શશી કાકા કહીને સંબોધતી હતી તેની સાથેનું લગ્ન છે. આપણા સમાજમા આવા લગ્ન છેક નથી જ થતા એમ કાંઈ નથી. એક ભત્રીજી સાથે ફુવો ક્યાં નથી પરણતો ? વા એક આશ્રિતને મ્હોટી કરી, તેની સાથે લગ્ન કર્યાના દાખલા,'જેમકે કલાપી–શોભનાના પણ–મોજુદ છે; તેમ છતાં ચાલુ રૂઢિની વિરુદ્ધ હોવાથી અને શ્રીયુત મુનશી જેવા પ્રણાલિકાભંગવાદી તેના પ્રયોજક હોઈ, સમાજના અમુક વર્ગ તરફથી તેના પ્રતિ સખ્ત આક્ષેપ થતા સંભળાયલા. પણ એ નાટકની લોકપ્રિયતા અને વાહવાહમાં તેના વિરોધી પક્ષનો અવાજ ગુંગળાઈ ગયલો. અહિં કહેવું જોઈએ કે તેમા દોષો છે; તે એમની ઉત્તમ કૃતિ નથી. પણ જનસમૂહના રંજનાર્થે દાખલ કરવા પડેલા અંશો તેમા વધુ પ્રમાણમા છે; તેથી તે નાટક લોકરુચિને ગમ્યું છે, અને પંકાયું છે, એ નિર્વિવાદ છે.

રા. ચંદ્રશંકરે નાટકની મૂળ વસ્તુ કેવી રીતે ઉદ્દભવી હતી તેનું સૂચન 'બે ઘડી મોજ'માં સદરહુ નાટક વિષે લખતા કર્યું છે, કે મુનશીના પંચગીનીના બંગલાના માળીએ, એની પાલક આશ્રિત સાથે લગ્ન કરેલું તે પરથી એનું વસ્તુ લેવાયું છે; પરંતુ જે કોઇને તેમા અપહરણનો દોષ જોવો–શોધવોજ હોય તો, જાણીતા રશિયન નાટકકાર તર્જનિફના 'બેચલર' નામક નાટકની છાયા–અસર, નકલ જાણે અજાણે ઉતરી આવતી હોય એવું કંઇક ભાસે છે. એમણે શશીના લગ્નના પ્રશ્નને સ્ત્રીજીવન, સ્ત્રીજીવનના સમાન હક્ક અને સ્વાતંત્ર્ય સાથે એવો સાંકળી અને ગુંથી દીધો છે કે લેખક પોતે એ લગ્નગ્રંથી જોડી તેની હાસી કરે છે કે પ્રશંસા કરે છે, એ સમજાતું નથી. આખા નાટક દરમિયાન લેખક તદ્દન તટસ્થ વૃત્તિ સાચવે છે, એ તેની ખૂબી છે.

કોષ અને રેફરન્સના પુસ્તકોમા શ્રીયુત કેતકરનો પ્રયાસ, મરાઠી જ્ઞાનકોષને ગુજરાતીમા ઉતારવાનો જેમ ભગીરથ, તેમ જોખમ

**કોષ-રેફરન્સ ગ્રંથો.** ભરેલો છે, માત્ર અનુવાદથી એ કાર્ય સરે એમ નથી. તેની સકલના અને તેના સાધનની તૈયારી કરવામા–રચવામા સ્વતંત્ર ગુજરાતી લેખક મંડળ ઉભું થવુ જોઈએ કે, જે એનું તંત્રી મંડળ બને.

ગુજરાતી જોડણી કોષ પ્રકટ કરીને ગુજરાત વિદ્યાપીઠે શુદ્ધ ભાષા લેખનના કાર્યમા વણી સરળતા કરી આપી છે, અને તેનો પ્રચાર અને ઉપયોગ વધતા, જે અનિયમિતતા અને અચોક્કસ ધોરણ લેખનમા સામાન્ય રીતે અત્યારે પ્રવર્તે છે, તે ધીમે ધીમે વપરાશથી અને ટેવથી ઓછુ થઇ જશે, એમ અમારૂ માનવુ છે.

એજ રીતે ગુજરાતીમા અત્યાર આગમચ પ્રકટ થયના પુસ્તકોની વિસ્તૃત અને વર્ગીકૃત એક યાદી—આઠ હજાર ગ્રંથોની છપાવી, વડોદરાના પુસ્તકાલય સહાયક સહકારી મંડળે ખર્ચાળ સાહસ ખેડી, એક મહત્વનું અને પ્રશસાપાત્ર કાર્ય કર્યું છે. જેમ આપણા સાહિત્યનો અભ્યાસ ઝીણવટથી ઉંડો અને વધુ વધતો જશે, તેમ તેની ઉપયોગિતા અને મૂલ્ય સમજવામા આવશે, અને તેની કદર પણ થશે.

શ્રીયુત ડાહ્યાભાઇ દેરાસરીનો પૌરાણિક કથાકોષ, ‘ નર્મકથાકોશ ’ને પડખે રાખે છે એટલુંજ નહિ, પણ આપણા કાવ્યસાહિત્યના અભ્યાસીને રેફરન્સ અને ઉપયોગ માટે વિશેષ મદદગાર થાય તેવો છે

ઉપર પ્રમાણે ગત વર્ષના પ્રકાશનનું કાગપુરતુ અને મુદ્દાસર નિરીક્ષણ કર્યાં પછી, દેશમા એ વર્ષમા કેવી સ્થિતિ પ્રવર્તતી હતી અને સમાજમા કેવુ પરિવર્તન થઇ રહ્યુ હતુ, તે તેના પડખે મૂકી જોયાથી ચાલુ વસ્તુસ્થિતિનો યથાર્થ અને સ્પષ્ટ ખ્યાલ આવી જશે

એ વર્ષમા મહાત્માજીનો મણિમહોત્સવ ઉજવાઈ, પ્રજાએ એ મહા પુરુષ પ્રત્યેનો પોતાનો પૂજ્ય ભાવ, પ્રેમ અને ભક્તિ

**મુખ્ય નોંધવા યોગ્ય બનાવો.** પ્રદર્શિત કર્યાં છે, વડોદરા–નરેશ સર સયાજીરાવે રા. બા. રાજરત્ન હરગોવિંદદાસભાઈને સાહિત્યમાર્તંડનો સુવર્ણચંદ્રક અર્પી, એ વયોવૃદ્ધ સાક્ષરની લાંબી સાહિત્ય સેવાઓની કદર બુઝી; ગુજરાત સાહિત્ય સભાએ ૨૫ વર્ષ પૂરા થતા, રજત ઉત્સવ નિમિત્ત, ‘પાટનગર અમદાવાદ’ એ નામનું એક મહત્વનું, મૂલ્ય-

વાન અને દળદાર પુસ્તક-સચિત્ર-પ્રસિદ્ધ કર્યું અને પહેલવહેલું લેખન-સંમેલન ભર્યું. તે પછી તુરતજ, ગુજર્જર તરુણોએ, સુરત નજદિક આવેલા ડુમસમા બીજુ લેખક સંમેલન યોજ્યુ હતું; એ બધુ પરસ્પર સંબંધ જોડાવા, નિકટ પરિચયમા આવવા અને એક પ્રકારનો ભાઈચારો વધારવા, ઉછરતા લેખક-વર્ગમા જે ઉત્કંઠા અને લાગણી ઉદ્દભવી છે, તેની શુભ આગાહી છે. આવા સમેલનોના લાભ અનેક છે, એ સમજાવવાની જરૂર જ નથી.

આવુ ત્રીજું સંમેલન બાલસાહિત્ય લેખકોનુ ભાવનગરમા દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવનના નિમંત્રણથી મળ્યુ હતું.

આપણે અગાડી જોઈ ગયા છીએ કે હાલમા બાલસાહિત્ય સારી સંખ્યામા અને સંતોષ પમાય એવુ બહાર પડે છે.

પરંતુ ફક્ત તેની સંખ્યા પર, તેમા થતા ઉમેરા તરફ નજર ન રાખતા, તેની તૈયારીમા ઉચ્ચ અને શિષ્ટ ધોરણ સચવાય; તેમા વિવિધતા અને નવીનતા આવે; તે પાછળ કંઇક ઉદ્દેશ કે ભાવના મૂર્તિમંત રહેલા હોય, એ ગુણપ્રમાણ સંખ્યા કરતા મહત્વનું ગણાવુ જોઇએ.

ઉપરોક્ત સંમેલનનો આશય અમારા સમજવા પ્રમાણે બાળસાહિત્ય વિષે મુખ્ય સિદ્ધાંતોની ચર્ચા કરી માર્ગદર્શક અને મદદગાર નિવડે, એવી કોઈ સંકલના, કાર્યક્રમ કે વ્યવસ્થા ઉભી કરવાનો હતો.

તે વખતે ચર્ચા અને વિચાર વિનિમયાર્થે શ્રીમતી તારાબ્હેન મોડકે વાચેલો બાલસાહિત્ય વિષેનો લેખ એ વિષયના અભ્યાસીએ, ખાસ કરીને બાલસાહિત્યના મણકાઓનો ઉપયોગ કરનારે વાચવા જેવો છે.

એ પ્રસંગે શ્રીયુત ગિજુભાઇ બધેકાને કેળવણીના ક્ષેત્રમા એમના સુદર કાર્ય માટે અને નવુ બાલસાહિત્ય રચવામા આપેલા સંગીન ફાળા માટે રણજીતરામ સુવર્ણચંદ્રક અર્પણ કરવામા આવ્યો હતો, એ પણ એક નોધવા જેવી બીના છે

**અવસાન નોંધ.** સારાની સાથે માઠા બનાવોમા પૂજ્ય વયોવૃદ્ધ પંડિત જયકૃષ્ણ ઈન્દ્રજીના અવસાનથી આપણે વનસ્પતિશાસ્ત્રનો એક પૂરેપૂરો નિષ્ણાત, બુદ્ધિશાળી, બહોળો જાણકાર અને અનુભવી અભ્યાસી તથા વિદ્વાન પુરુષ ખોયો છે. એ વિષયમા જેમનુ જ્ઞાન પ્રમાણભૂત લેખાય એવા ગુજરાતીઓમા તેઓ એકલા જ અને અજોડ હતા, વળી જે પ્રતિષ્ઠા અને માન,

ઇતિહાસ અને પુરાતત્ત્વના વિષયોમાં, સ્વ પંડિત ભગવાનલાલ ઇંદ્રજીએ પ્રાપ્ત કર્યાં હતા, તેવું ઉચ્ચું સ્થાન સ્વ. દરેકે એ વિદ્યાના નિષ્ણાતોમાં મેળવ્યું હતું. એમનું વનસ્પતિશાસ્ત્રનું પુસ્તક અને કચ્છની વનસ્પતિઓનું પુસ્તક, જેમ કિંમતી અને કાયમ ઉપયોગના ગ્રંથો છે, તેમ એ વિષયમાં રસ લેનારાઓને મદદગાર અને માર્ગદર્શક પણ થશે.

બીજું અવસાન વધારે ખેદજનક છે, તેઓ કોઈ ગ્રંથકાર નહોતા, પણ સ્ત્રીકેળવણી માટેની વગશરી જ્યાં જ્યાં એમણે પોતાનું પ્રવૃત્તિકેન્દ્ર જમાવ્યું હતું, ત્યાં ત્યાં સ્ત્રી કેળવણીનો પ્રચાર કરવા, તેનો ક્ષેત્ર-વિસ્તાર વધારવા અને તેને ગતિ અને વેગ આપવા પુ..ળ નમ સેવેલો એટલુંજ નહિ, પણ પોતાના આદર્શમય રહેણીકરણી અને સેવાકાર્યથી તેમના નિકટમાં આવનાર સૌ કોઈનો ચાહ સંપાદન કરેલો, અને અનેક મિત્રો અને વિદ્યાર્થિનીઓએ-જેઓ છાપામાં ક્વચિત્ લખે છે, એમના મૃત્યુ વિષે છાપામાં પત્રો અને લેખો મોકલેલા તે બતાવે છે કે, મરનાર શ્રીયુત દાણી કેટલા બધા દિલસોજ અને લોકપ્રિય હતા એમનું અમાળે અને ન્હાની વયે થયલું અવસાન ખરેખર એક ગમગીન બનાવ છે

પણ આ સૌને ઢાંકી દે અને પ્રજામાં નવો, વધુ વેગવાન જુસ્સો અને જોર પેદા કરે એવી દેશમાં વ્યાપી રહેલી રાજકીય પ્રવૃત્તિ હતી

**દેશસ્થિતિ.**

કલકત્તા કોન્ગ્રેસે અંતિમ ઠરાવ કર્યો હતો કે-સન ૧૯૨૯ના વર્ષ દરમિયાન સરકાર તરફથી સંસ્થાનિક સ્વરાજ્ય આપવા કાંઇ પણ પ્રયાસ થતો માલુમ નહિ પડે તો તેની આખરે બીજી કોન્ગ્રેસની બેઠકમાં સંપૂર્ણ સ્વરાજ્યનું ધ્યેય જાહેર કરવું

તે અરસામાં અફગાનિસ્તાનમાં બખેડો શરૂ થયો, અને શાહ અમિનુલ્લાને રાજગાદી છોડવી પડી, બીજી તરફ મહાત્માએ બ્રિટિશ માલના બહિષ્કારની લડત આરંભી ને આખા દેશમાં પર્યટન કરવા માંડ્યું.

તે આગમચ સાયમન કમિશનનો બહિષ્કાર જામીજ રહ્યો હતો

ત્રીજી તરફ કોમ્યુનિસ્ટોનું-સામ્યવાદીઓનું જોર વધવા માંડ્યું અને તે બળને ઉગતું ચાંપી દેવા સરકારે મિરત કેસ ઉભો કર્યો સાથે સાથે ધારાસભામાં જાહેર સલામતીનું બીલ (ખરડો) Public safety bill આણ્યું. પણ પરિસ્થિતિ લક્ષમાં લઈ પ્રમુખે તે પર રુલીંગ આપી તેને વધારે ચર્ચાતું અટકાવ્યું તે વખતે જ ધારાસભામાં બોમ્બ પડ્યા

વળી રાજદ્વારી કેદીઓએ જેલસત્તાના અઘટિત અને સખ્ત વર્તન અને અંકુશ વિરુદ્ધ વિરોધ રૂપે ઉપવાસ આદર્યા, તેમાં જતીન્દ્ર બાબુનું મૃત્યુ થયું; એથી દેશ વધારે ખળભળી ઉઠ્યો.

એવામાં ઇંગ્લાંડમાં કામદાર વર્ગ-labour party અધિકારપર આવ્યો.

ચોથી તરફ સાયમન કમિશન અને એઈજ ઓફ કન્સેંટ કમિશન –સંમતિ વય કમિટીનો કાર્યક્રમ ચાલુ હતો, તેની ધમાલમાં વળી વ્હીટલી કમિશન, પછાત કોમ સુધારણા તપાસ કમિટી અને બેન્કીંગ ઇન્કવાયરી કમિટીથી વિશેષ ઉમેરો થયો.

પાંચમી બટલર કમિટીના રીપોર્ટથી રાજા મહારાજાઓ વિચારમાં પડી ગયા, અને તેમના તરફથી ઇંગ્લાંડ ડેપ્યુટેશન મોકલવા તેઓ અધીરા થઇ રહ્યા.

છઠ્ઠી તરફ નેહરૂ રીપોર્ટમાંના કોમી પ્રતિનિધિત્વનો ભાગ મુસલમાન બિરાદરો અને ન્હાની કોમો, જેવી કે શિખ વગેરેને પસંદ ન પડવાથી એ રીપોર્ટ ખોરંભે નંખાયો, અને જાણે કે આ બધી ચળવળ, ધમાલ, મનોવ્યગ્રતા અને ચિંતા પુરતા ન હોય તેમ અસ્પૃશ્ય જાતિના બંધુઓએ મંદિરપ્રવેશ માટે સત્યાગ્રહ શરૂ કર્યો.

દેશનું રાજકીય વાતાવરણ વર્ષારંભથી તંગ, ઉશ્કેરાયલું અને ઝટ ભભુકી લઇ ઉઠે એવી તપ્ત સ્થિતિમાં હતું તેમાં ઉપર નોંધાયલા બનાવોથી વિશેષ બેચેની અને અજંપો ઉપસ્થિત થઈ દેશનો મામલો વધારે ગંભીર અને કઠિન બની રહ્યો

તેના નિવારણ અર્થે અને ફરી શાન્તિ વ્યાપે એ હેતુથી હિંદી રાજકીય સુધારાનો પ્રશ્ન ચર્ચવાને નામદાર વાઇસરૉય લોર્ડ ઇર્વિને Round Table Conference–સર્વ પક્ષની પરિષદ–ભરવાનું જાહેર કર્યું, તદર્થે ડિસેમ્બર મહિનાની અધવચમાં તેના કાર્યક્રમ સંબંધી સમજુતી કરવા પાંચ અગ્રેસર હિંદીઓનું એક ડેપ્યુટેશન મહાત્માજીની સરદારી હેઠળ વાઇસરૉયની મુલાકાતે ગયું, પણ રાજકીય સુધારાની ચર્ચામાં સંસ્થાનિક સ્વરાજ્યના બંધારણના પ્રશ્નને મુખ્ય અને મહત્વનું સ્થાન આપવા પરત્વે મતભેદ ઉપસ્થિત થતાં, સઘળી બાજી પલટાઈ ગઇ, સમાધાનીની આશા વ્યર્થ ગઇ અને છેવટે લાહોર કોન્ગ્રેસે સંપૂર્ણ સ્વરાજ્યનો ઠરાવ પસાર કર્યો એટલું જ નહિ, પણ સરકારે લોકમત અને લોક લાગણીને અવસ્ય

માન આપવુંજ જોઇએ, એ સિદ્ધાંત પર, દેશ માટે દાદ મેળવવા અને સમસ્ત જગતનું તે પ્રતિ ધ્યાન દોરવા મહાત્માજીએ આગેવાની લઈ પ્રથમ અન્યાયી મીઠાના કરના કાયદાનો સવિનય ભંગ કરવા–એવો બળવો આદરવા–પગે કુચ કરતા કરતા સુરત જીલ્લામાં વલસાડ પાસે આવેલા દરિયાપરના દાંડી ગામે જવાનું નક્કી કર્યું.

આ બધું એટલું તાઝું છે, સ્મરણચિત્ર પર ઉંડું કોતરાઈ ગયલું છે, કે તેનો નિર્દેશ માત્ર બસ છે.

આ પહેલાં જગતે અનેક સશસ્ત્ર યુદ્ધની કુચો જોઈ છે, જેમકે હેનીબાલની, એલેક્ઝાંડરની, નેપોલિયનની; પણ તેની સરખામણીમાં મહાત્માજીની અમદાવાદથી દાંડીની ૭૯ સત્યાગ્રહીઓ સાથેની, નિઃશસ્ત્ર સૈનિકોની કુચ ઇતિહાસમાં અજોડ અને સર્વોપરિ લેખાશે અને તે સત્યાગ્રહની લડતના કીર્તિસ્તંભરૂપ થઈ રહેશે.

તે કુચ કોઈ સ્વાર્થ માટે, કોઈ લાભની પ્રાપ્તિ અર્થે, કોઇ જાતના વિજય, સત્તા કે ધનસંપાદન માટે નહોતી; પણ કેવળ ન્યાય ખાતર, દેશના હક્ક અને સ્વાતંત્ર્ય ખાતર; ન્યાય, નીતિ અને સત્યના ધોરણને અવલંબીને હતી, જેનો સમાન દાખલો બીજા કોઇ દેશમાં અથવા કોઇ સમયમાં નહિ મળી આવે.

ન્યાય, નીતિ અને સત્યને અનુસરી થયલું કોઇ કાર્ય કદી નિષ્ફળ ગયલું કે અહિતકારક નિવડેલું જાણ્યું સાંભળ્યું નથી; બલ્કે સમસ્ત પ્રજાઓનો ઇતિહાસ અને સર્વ ધર્મોનો ઉપદેશ એકજ સનાતન સત્ય ઉચ્ચારે છે કે **सत्यमेव जयते.**

---

# પુસ્તકોની વર્ગીકૃત યાદી.

(સન ૧૯૨૯)

## નવલકથા

| પુસ્તકનું નામ. | લેખક વા પ્રકાશક. | કિંમત. |
|---|---|---|
| અમીના (બીજી આવૃત્તિ) | શયદા. | ૩—૮—૦ |
| અજોજી ઠાકોર ભા. ૨ જો | ઉછંગરાય કે. ઓઝા. | ૧—૮—૦ |
| આજકાલની કેળવણી એટલે સમાજની સન્ધ્યા, પ્રથમખંડ (બીજી આવૃત્તિ) | પુષ્પ. | ૦—૧૨—૦ |
| ઉધિયું | છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદાર. | ૧—૮—૦ |
| એંશી દિવસમાં દુનિયાની મુસાફરી | પ્રભુદાસ સુંદરજી નંદાણી. | ૨—૦—૦ |
| અંગ્રેજી રાજનો ઉષઃકાળ અને પીંઢારાઓનો દૌરદમામ | રણછોડલાલ હરિલાલ ભટ્ટ. | ૧—૮—૦ |
| કચ્છની જુની વાર્તાઓ | રાજારામ જીવરામ. | ૪—૦—૦ |
| કચ્છજો નૂર | વ્રજલાલ ભગવાનલાલ છાયા. | ૧—૮—૦ |
| કચ્છનો કેસરી યાને ઘોઘો અને ચનેસર | નારાયણ વસનજી ઠક્કુર. | ૩—૦—૦ |
| કાઉન્ટ ઑફ મોન્ટેક્રીસ્ટો ભા. ૩, ૪ | એક ગ્રેજ્યુએટ. | ૩—૦—૦ (દરેકના) |
| કાઠિયાવાડની દંતકથાઓ | ધીરસિંહ વ્હેરાભાઈ ગોહીલ. | ૨—૦—૦ |
| કાઠિયાવાડની જુની વાર્તાઓ ભા. ૨ જો | હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદી. | ૨—૮—૦ |
| ક્રાન્તિકારી લગ્ન | રણછોડજી કેસુરભાઇ મીસ્ત્રી. | ૦—૩—૦ |
| કૃતઘ્ની કેશર | શિવજી દેવસિંગ શાહ. | ૧—૮—૦ |
| કોની બેરી? | હરિલાલ વલ્લભદાસ. | ૨—૦—૦ |
| કોકિલા | રમણલાલ વસંતલાલ દેસાઈ. | ૨—૦—૦ |
| કૌટિલ્ય ભગવાન | કનૈયાલાલ માણેકલાલ મુનશી. | ૨—૦—૦ |
| ખલકના ખેલ ભા. ૧ લો | રતિલાલ ભાણજી ઠક્કર. | ૧—૮—૦ |
| ખુબસુરતીનું ખપ્પર | ગુપ્તદત્ત | ૧—૮—૦ |
| ગુજરાત તથા કાઠિયાવાડ દેશની વારતા ભા. ૩ જો | એફ. બી. | ૦—૮—૦ |

| | | |
|---|---|---|
| ગંગા—એક ગુર્જર કથા— | ઈચ્છારામ સૂર્યરામ દેસાઈ. | ૧—૪—૦ |
| ચુંબન અને બીજી વાતો | પ્રસ્થાન કાર્યાલય. | ૧—૪—૦ |
| ઝેરી જમાત | 'ભ્રમર.' | ૦—૨—૬ |
| ટળવળતો તુરાબ (બીજી આવૃત્તિ) | એ. એલ. કુંડલાવાળા | ૧—૪—૦ |
| ડહાપણનો સાગર | જદુરાય દ. ખંધડીઆ | ૧—૮—૦ |
| ડિટેક્ટીવ જયન્તનાં અદ્ભુત પરાક્રમો | નાગરદાસ ઈ. પટેલ | ૨—૮—૦ |
| દાલચીવડાની દસ વાર્તાઓ | ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા | ૧—૮—૦ |
| દિરેફની વાતો | રામનારાયણ વિ. પાઠક | ૧—૪—૦ |
| દેવી ચૌધરાણી | ગાંડિવ સાહિત્ય મંદિર | ૧—૮—૦ |
| તણખા ભા. ૨ જો | 'ધૂમકેતુ' | ૧—૮—૦ |
| તાતી તલ્વાર | ચાંપશી વિ. ઉદેશી | ૧—૪—૦ |
| નવનિધનો સંસાર અથવા એક અધુરૂં ભણેલા હિંદુ યુવકની કર્મકથા | દુર્લભ શ્યામ ધ્રુવ વૈદ્યકવિ | ૧—૮—૦ |
| ન કહેવાયલી વાતો | છેલશંકર ગોવિંદજી શુક્લ | ૦—૮—૦ |
| પ્રધાનપુત્રીના પરાક્રમો | રમણલાલ નાનાલાલ | ૦—૧૦—૦ |
| પાષાણ પ્રતિમા યાને માનવમૂર્તિ | પ્રમોદરાય ત્રં. મહેતા | ૨—૦—૦ |
| પારસમણિની શોધમાં (બ્રહ્માડનો ભેદ ખંડ, ૨ જો) | નટવરલાલ વિમાવાળા | ૨—૦—૦ |
| પુષ્પાંજલિ | રમણિકલાલ જયચંદ દલાલ | ૧—૦—૦ |
| પુષ્પ લતિકા | સુનીલાલ જયશંકર ઓઝા | ૧—૦—૦ |
| પૃથુરાજ ચૌહાણ અને ચંદ—બરદાઈ (છઠ્ઠી આવૃત્તિ) | મણિલાલ છબારામ ભટ્ટ | ૧—૪—૦ |
| પૃથ્વીરાજ ચોહાણ અને હતભાગી હિંદુસ્તાન ભા. ૧લો (બીજી આવૃત્તિ) | પુષ્પ | ૦—૧૨—૦ |
| ,, ,, ભા. ૨ જો ( ,, ,, ) | ,, | ૦—૧૨—૦ |
| પ્રેમના જાદુ | 'મધુકર' | ૧—૦—૦ |
| પંજાબનું પ્રચંડ કાવતરૂં ભા. ૧, ૨. | સચીન્દ્રનાથ સાન્યાલ (ગાંડિવ સાહિત્ય મંદિર) | ૧—૮—૦ |
| ફઇબા કાકી | છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદાર | ૧—૮—૦ |
| ફેએન્સી ફારસો | જદુરાય દ. ખંધડીઆ | ૨—૮—૦ |

| | | |
|---|---|---|
| બાનુ અને બીજી વાર્તાઓ | મીસીસ ઝીણી કે. પેમાસ્તર | ૨—૦-૦ |
| બુદ્ધિનું બજાર | જદુરાય દ. ખંધડીઆ | ૦-૧૨-૦ |
| મસ્તફકીરની વાર્તાઓ | 'મસ્ત ફકીર' | ૧—૮-૦ |
| મસ્ત ફકીરની મસ્તી (બીજી આવૃત્તિ) | ,, | ૨—૦-૦ |
| મોગલ શહેનશાહતની રજપુત રમણીઓ | સૈયદ ફીઝ હુસેન | ૧—૦-૦ |
| યોગિની કુમારી ભા. ૨ જો | શ્રીમાન્ વિશ્વવંદ્ય | ૩—૪-૦ |
| રસનાં ચટકાં | 'બેકાર' | ૧—૮-૦ |
| રણવીરની તલવાર | બાલકૃષ્ણ ચુનીલાલ જોશી | ૧—૮-૦ |
| રસિલી વાર્તા | ગોકુલદાસ દ્વારકાંદાસ રાયચુરા | ૧—૮-૦ |
| રાજમાર્ગ | મહાશંકર ઇંદરજી દવે | ૩—૦-૦ |
| લાલકુંવર | દીનશા નવરોજી પાવરી | ૧—૮-૦ |
| વિલાસમાં વિનાશ | ચંદુલાલ જેઠાલાલ વ્યાસ | ૩—૮-૦ |
| વિનોદ—વાટિકા | કિશોર-વકીલ | ૨—૦-૦ |
| વિશ્વ શાંતિનો વિનાશ | કાન્તિલાલ લક્ષ્મીશંકર ભટ્ટ | ૧—૦-૦ |
| વીરની વાતો, ભા. ૩ જો | તારાચંદ પી. અડાલજા | ૨—૮-૦ |
| વીરકાક | રાયશ | ૩—૮-૦ |
| શિવાજીની સુરતની લૂટ (ચોથી આવૃત્તિ) | સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ | ૧—૪-૦ |
| શીરીનની કહાણી | સ્વ. દાદી તારાપોરવાલા | ૫—૦-૦ |
| સમાજની વેદી પર | 'નિરંજન' | ૨—૦-૦ |
| સામાજિક ટુંકી વાર્તાઓ | શ્રીમાળી શુભેચ્છક કાર્યાલય | ........ |
| સ્કાઉટિંગ અને બીજી વાતો | ગજાનન ઉ. ભટ્ટ | ૧—૦-૦ |
| સુલ્તાના રઝિયા | 'સાદીક' | ૩—૮-૦ |
| સ્નેહ સમાધિ | રતિલાલ ભાણજી ઠક્કર | ૦—૮-૦ |
| સોરઠી વીરાંગનાની વાર્તાઓ | ગોકુલદાસ દ્વારકાંદાસ રાયચુરા | ૨—૦-૦ |
| સોરઠી સમશેર | ગુણવંતરાય આચાર્ય | ૦-૧૦-૦ |
| સોરઠી શૌર્યકથાઓ | દ્વિજકુમાર | ૧—૮-૦ |
| સોરઠનો મુત્સદ્દી વીર | ચંદુલાલ જેઠાલાલ વ્યાસ | ૧—૪-૦ |
| સૌરાષ્ટ્રની રસધાર, ભા. ૧ લો (બીજી આવૃત્તિ) | ઝવેરચંદ મેઘાણી | ૧—૦-૦ |

| | | |
|---|---|---|
| સંગ્રામ ક્ષેત્ર | જ્યેષ્ટારામ ભવાનીશંકર બધેકા | ૪—૮—૦ |
| સંત તુકારામ | 'પુષ્પ' | ૦—૧૨—૦ |
| હર્ષીકેશચંદ્ર, ભા. ૪ થો. | રામપ્રસાદ કાશીપ્રસાદ દેસાઇ | ૩—૮—૦ |
| હું કરીશજનું માહાત્મ્ય | સુરેન્દ્ર ભા. પાઠકજી<br>ભાલચંદ્ર ગણપતરામ વ્યાસ | ૦—૮—૦ |

## ઇતિહાસ.

| | | |
|---|---|---|
| અમેરિકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ | જીવણલાલ હરિપ્રસાદ દિવાન | ૦—૪—૦ |
| અરાઢસેં સત્તાવનના બળવાની બીજી બાજુ | ચુનીલાલ પુરુષોતમદાસ બારોટ | ૦—૩—૬ |
| ઇટાલીનો મુક્તિયજ્ઞ | નરસિંહભાઈ ઇશ્વરભાઇ પટેલ | ૦—૬—૦ |
| ઇગ્લેન્ડના ઇતિહાસનું પ્રથમદર્શન | મહાશંકર પોપટલાલ આચાર્ય | ૧—૦—૦ |
| ખંભાતનો ઇતિહાસ અને ચૈત્ય-પરિપાટી | શ્રી સ્થંભ જૈન મંડળ | ૦—૪—૦ |
| ગુર્જરો–ગુજરાતને નામ આપનારા | ડૉ. જીવનજી જમશેદજી મોદી | ૦—૨—૦ |
| ગુજરાતનાં ઐતિહાસિક સાધનો | નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી | ૧—૦—૦ |
| ગુજરાતનું પાટનગર અમદાવાદ | રત્નમણિરાવ ભીમરાવ દિવેટીઆ | ૪—૦—૦ |
| ગ્રેટ વે ઑફ ઇન્ડિયા | સી. એન. વકીલ | ૦—૫—૦ |
| દરબારે અકબરી | 'સાદીક' | ૩—૮—૦ |
| પારસી પ્રકાશ–દફતર ૪થું ભા. ૩ જો (ઈ. સ. ૧૯૦૫–૧૯૦૬) | રૂસ્તમજી બરજોરજી | ૨—૦—૦ |
| પ્રાચીન લેખ સંગ્રહ, ભા. ૧ લો. | શ્રી વિદ્યાવિજયજી | ૨—૦—૦ |
| બરજોર નામું (સચિત્ર) | ધનજીભાઈ એન. પાટિલ | ૫—૦—૦ |
| ભાર્ગવ બ્રાહ્મણોનો ઇતિહાસ | ધનપ્રસાદ ચંદાલાલ મુનશી | ૩—૦—૦ |
| મિસરનો મુક્તિસંગ્રામ, ખંડ ૧ લો. | ઝવેરચંદ મેઘાણી | ૦—૧૨—૦ |
| મેવાડની જાહોજલાલી (નવમી આવૃત્તિ.) | ધનજીભાઈ વિઠ્ઠલદાસ પટેલ | ૧—૦—૦ |
| યુગ પુરાણનાં ઐતિહાસિક તત્ત્વો | દી. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ | ૦—૪—૦ |
| રોમનો ઇતિહાસ | આત્મારામ મોતીરામ દિવાનજી | ૦—૧૨—૦ |

| | | |
|---|---|---|
| વિચાર સ્વાતંત્ર્યનો ઇતિહાસ | ખુશવદન ચંદુલાલ ઠાકોર | ૧—૦-૦ |
| સિહોરની હકીકત | દેવશંકર વૈકુંઠજી ભટ્ટ | ૨—૦-૦ |
| સોરઠી બહારવટીઆ, ભા. ૨ જો | ઝવેરચંદ મેઘાણી | ૧—૮-૦ |
| „ „ ભા. ૩જો | „ „ | ૧—૪-૦ |
| સંસ્કૃતિની ઉત્પત્તિ | રમણલાલ વસંતલાલ દેસાઈ | ૧-૧૩-૦ |
| હિન્દના ઇતિહાસની વાતો | ભરતરામ ભાનુસુખરામ મહેતા | ૦-૧૨-૦ |
| હિન્દની પ્રજાનો ટુંકો ઇતિહાસ | એમ. એમ. કામદાર | ૦-૧૧-૦ |
| હિન્દુસ્તાનનો શાળોપયોગી ઇતિહાસ | કરસનદાસ નારણદાસ બુકસેલર | ૨—૦-૦ |

## જીવનચરિત્ર.

| | | |
|---|---|---|
| અમર મહાજનો | કકલભાઈ કોઠારી | ૦-૧૨-૦ |
| આત્મકથા, ભા. ૨ જો | મહાત્મા ગાંધીજી | ૦—૮-૦ |
| ઇસ્લામના પયગમ્બર | હકીમ અદ નિઝામી રાહતી | ......... |
| ઇચ્છારામ સૂર્યરામ દેસાઇના સાક્ષરજીવનની રૂપરેખા | નટવરલાલ ઇચ્છારામ દેસાઈ | ......... |
| કૃષ્ણ જન્માષ્ટમી ઉત્સવ | બાલકૃષ્ણ કાશીનાથ વિદ્વાંસ | ૦—૨-૦ |
| ગુરૂ ગોવિંદસિંહ | નારાયણ વિસનજી ઠક્કુર | ૧-૧૦-૦ |
| ચાર ઇશ્વરભક્તો | ... ... ... | ૦—૦-૩ |
| ચૈતન્ય પ્રભુ | નર્મદાશંકર બાલાશંકર પંડ્યા | ......... |
| ચંદ્રગુપ્ત મૌર્ય | જયસુખરાય પી. જોશીપુરા | ૦-૧૦-૦ |
| છોટુભાઇ કૃષ્ણારામ ભટ્ટને સ્મરણાંજલિ | ઉમિયાશંકર જેશંકર મહેતા | ......... |
| દિલોજાન દોસ્ત | હિમ્મતલાલ | ૦—૧-૯ |
| નરસિંહ મહેતો | ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા | ૦-૧૦-૦ |
| નવનાથ કથામૃત, ભા. ૧ તથા ૨ | શિવશંકર ગોવિંદરામ યાજ્ઞિક | ૪—૦-૦ |
| નેલ્સનનું જીવનચરિત્ર | હીરાલાલ હરજીવન ગણાત્રા | ૧—૦ |
| પુરુષોત્તમ મહારાજનું ચરિત્ર | ... ... ... | ..... |
| બુદ્ધ અને મહાવીર | કિશોરલાલ ઘ. મશરૂવાલા | ...... |
| ભગવાન ચૈતન્યદેવ | નર્મદાશંકર બાલાશંકર | ...... |
| ભારતના ભડવીરો | રામનારાયણ ના. પાઠક | ૦—૮ |

| | | |
|---|---|---|
| સંગ્રામ ક્ષેત્ર | જયેષ્ટારામ ભવાનીશંકર બધેકા | ૪—૮-૦ |
| સંત તુકારામ | 'પુષ્પ' | ૦-૧૨-૦ |
| હર્ષિકેશચંદ્ર, ભા. ૪ થો | રામપ્રસાદ કાશીપ્રસાદ દેસાઇ | ૩—૮-૦ |
| હું કરીશજનું માહાત્મ્ય | સુરેન્દ્ર ભા. પાઠકજી<br>બાલચંદ્ર ગણપતરામ વ્યાસ | ૦—૮-૦ |

## ઇતિહાસ.

| | | |
|---|---|---|
| અમેરિકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ | જીવણલાલ હરિપ્રસાદ દિવાન | ૦—૪-૦ |
| અરાઢસેં સત્તાવનના બળવાની બીજી બાજુ | ચુનીલાલ પુરુષોતમદાસ બારોટ | ૦—૩-૬ |
| ઇટાલીનો મુક્તિયત્ન | નરસિંહભાઈ ઇશ્વરભાઇ પટેલ | ૦—૬-૦ |
| ઇંગ્લેન્ડના ઇતિહાસનું પ્રથમદર્શન | મહાશંકર પોપટલાલ આચાર્ય | ૧—૦-૦ |
| ખંભાતનો ઇતિહાસ અને ચૈત્ય-પરિપાટી | શ્રી સ્થંભ જૈન મંડળ | ૦—૪-૦ |
| ગુર્જરો-ગુજરાતને નામ આપનારા | ડૉ. જીવનજી જમશેદજી મોદી | ૦—૨-૦ |
| ગુજરાતનાં ઐતિહાસિક સાધનો | નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી | ૧—૦-૦ |
| ગુજરાતનું પાટનગર અમદાવાદ | રત્નમણિરાવ ભીમરાવ દિવેટીઆ | ૪—૦-૦ |
| ગેટ વે ઑફ ઇન્ડિયા | રી. એન. વકીલ | ૦—૫-૦ |
| દરબારે અકબરી | 'સાદીક' | ૩—૮-૦ |
| પારસી પ્રકાશ-દફતર ૪થું ભા. ૩ જો (ઈ. સ. ૧૯૦૫-૧૯૦૬) | રૂસ્તમજી બરજોરજી | ૨—૦-૦ |
| પ્રાચીન લેખ સંગ્રહ, ભા. ૧ લો. | શ્રી વિદ્યાવિજયજી | ૨—૦-૦ |
| બરજોર નામુ (સચિત્ર) | ધનજીભાઈ એન. પાટિલ | ૫—૦-૦ |
| ભાર્ગવ બ્રાહ્મણોનો ઇતિહાસ | ધનપ્રસાદ ચંદાલાલ મુનશી | ૩—૦-૦ |
| મિસરનો મુક્તિસંગ્રામ, ખંડ ૧ લો. | ઝવેરચંદ મેઘાણી | ૦-૧૨-૦ |
| મેવાડની જાહોજલાલી ( નવમી આવૃત્તિ.) | ધનજીભાઈ વિઠ્ઠલદાસ પટેલ | ૧—૦-૦ |
| યુગ પુરાણનાં ઐતિહાસિક તત્ત્વો | દી. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ | ૦—૪-૦ |
| રોમનો ઇતિહાસ | આત્મારામ મોતીરામ દિવાનજી | ૦-૧૨-૦ |

| | | |
|---|---|---|
| વિચાર સ્વાતંત્ર્યનો ઇતિહાસ | ખુશવદન ચંદુલાલ ઠાકોર | ૧—૦-૦ |
| સિહોરની હકીકત | દેવશંકર વૈકુંઠજી ભટ્ટ | ૨—૦-૦ |
| સોરઠી બહારવટીઆ, ભા. ૨ જો | ઝવેરચંદ મેઘાણી | ૧—૮-૦ |
| " " ભા. ૩જો | " " | ૧—૪-૦ |
| સંસ્કૃતિની ઉત્પત્તિ | રમણલાલ વસંતલાલ દેસાઈ | ૧-૧૩-૦ |
| હિન્દના ઇતિહાસની વાતો | ભરતરામ ભાનુસુખરામ મહેતા | ૦-૧૨-૦ |
| હિન્દની પ્રજાનો ટુંકો ઇતિહાસ | એમ. એમ. કામદાર | ૦-૧૧-૦ |
| હિન્દુસ્તાનનો શાળોપયોગી ઇતિહાસ | કરસનદાસ નારણદાસ બુકસેલર | ૨—૦-૦ |

## જીવનચરિત્ર.

| | | |
|---|---|---|
| અમર મહાજનો | કકલભાઇ કોઠારી | ૦-૧૨-૦ |
| આત્મકથા, ભા. ૨ જો | મહાત્મા ગાંધીજી | ૦—૮-૦ |
| ઇસ્લામના પયગમ્બર | હકીમ બદ્ર નિઝામી રાહતી | ......... |
| ઇચ્છારામ સૂર્યરામ દેસાઇના સાક્ષરજીવનની રૂપરેખા | નટવરલાલ ઇચ્છારામ દેસાઈ | ......... |
| કૃષ્ણ જન્માષ્ટમી ઉત્સવ | બાલકૃષ્ણ કાશીનાથ વિદ્વાંસ | ૦—૬-૦ |
| ગુરૂ ગોવિંદસિંહ | નારાયણ વિસનજી ઠક્કુર | ૧-૧૦-૦ |
| ચાર ઇશ્વરભક્તો | ... ... ... | ૦—૦-૩ |
| ચૈતન્ય પ્રભુ | નર્મદાશંકર બાલાશંકર પંડયા | ......... |
| ચંદ્રગુપ્ત મૌર્ય | જયસુખરાય પી. જોશીપુરા | ૦-૧૦-૦ |
| છોટુભાઇ કૃષ્ણરામ ભટ્ટને સ્મરણાંજલિ | ઉમિયાશંકર જેશંકર મહેતા | ......... |
| દિલોજાન દોસ્ત | દિમ્મનલાલ | ૦—૧-૬ |
| નરસિંહ મહેતો | ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા | ૦-૧૦-૦ |
| નવનાથ કથામૃત, ભા. ૧ તથા ૨ | શિવશંકર ગોવિંદરામ યાજ્ઞિક | ૪—૦-૦ |
| નેલ્સનનું જીવનચરિત્ર | હીરાલાલ હરજીવન ગભ્રાત્રા | ૧—૦-૦ |
| પુરુષોત્તમ મહારાજનું ચરિત્ર | ... ... ... | ......... |
| બુદ્ધ અને મહાવીર | કિશોરલાલ ઘ. મશરૂવાળા | ......... |
| ભગવાન ચૈતન્યદેવ | નર્મદાશંકર બાલાશંકર | ......... |
| ભારતના ભક્તવીરો | રામનારાયણ ના. પાઠક | ૦—૮-૦ |

| | | |
|---|---|---|
| મુકુટ લીલામૃત-પંચમ બિંદુ | પંડિત જગન્નાથ પ્રભાશંકર | ૦-૧૨-૦ |
| રસેશ શ્રી કૃષ્ણ યાને શ્રીકૃષ્ણ ચરિત્ર | જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ | ૨—૦-૦ |
| રામ અને કૃષ્ણ | કિશોરલાલ ઘ. મશરૂવાલા | ૦-૧૦-૦ |
| લાલાજી (નરવીર) | કકલભાઈ કોઠારી અને ઝવેરચંદ મેઘાણી | ૦-૧૦-૦ |
| વડોદરામાં ચાલીસ વર્ષ | ગોવિંદભાઈ હાથીભાઈ | ૧—૮-૦ |
| વીર વૈરાગી | નારાયણ વિસનજી ઠક્કુર | ૧-૧૦-૦ |
| વીર વલ્લભભાઈ | મહાદેવ હરિભાઇ દેસાઈ | ૦—૨-૬ |
| શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિ અને અગ્રગણ્ય સ્ત્રીપુરુષો ભા. ૧લો. | કાશીરામ ભાઇશંકર ઓઝા | ૨—૦-૦ |
| " " ભા. ૨ જો | 'પ્રેમી' | ૨—૦-૦ |
| (શ્રીમદાદ્ય) શંકરાચાર્ય | દુર્ગાશંકર કલ્યાણજી દવે | ૦—૬-૦ |
| સ્મરણાંજલિ | ઉમિયાશંકર જેશંકર મહેતા | ... ... |
| સ્વામી ભાસ્કરાનંદજી | નાજુકલાલ ના. ચોકશી | ૧—૪-૦ |
| સ્વામી રામદાસ બાબાજી કાઠિયાનું જીવનચરિત્ર | તારાકિશોર ચૌધરી | ૧—૮-૦ |
| સૂતપુત્ર કર્ણ | ન્હાનાભાઈ કાલિદાસ ભટ્ટ | ૦—૩-૦ |
| સોરઠી સંતો (બીજી આવૃત્તિ) | ઝવેરચંદ મેઘાણી | ૦-૧૦-૦ |
| (શ્રીયુત રાજ્યરત્ન) હરિલાલ ગોવિન્દજી પરીખ-એમનું જીવનચરિત્ર. | પુરુષોત્તમ ભાણજી પરીખ | ૦-૧૦-૦ |

## ભૂગોળ, સ્થળ વર્ણન-પ્રવાસ.

| | | |
|---|---|---|
| અમદાવાદનું આલ્બમ (સચિત્ર) | રવિશંકર મ. રાવળ | ૨—૦-૦ |
| આબુ, ભા. ૧ લો | જયન્તવિજયજી | ૧—૦-૦ |
| કાશ્મીરથી નેપાળ | હરિચંદ લક્ષ્મીચંદ મહેતા | ૨—૦-૦ |
| ગુજરાતનાં તીર્થસ્થાનો | દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી | ૧—૦-૦ |
| નેપાલ અને આસામ પ્રવાસ | મણિલાલ જગજીવન દ્વિવેદી | ૦-૧૪-૦ |
| હિન્દુસ્તાન અને એશિયા ખંડ (સામાન્ય) | પ્રીતમરાય વ્રજરાય દેસાઇ | ૦—૫-૦ |

## લલિતકળા, સ્થાપત્ય.

| | | |
|---|---|---|
| કનુ દેસાઇના રેખાચિત્રો | કનુ દેસાઇ | ૨—૦-૦ |
| અમદાવાદનું આલ્બમ | રવિશંકર એમ રાવળ | ૨—૦-૦ |
| અમદાવાદનું સ્થાપત્ય | રત્નમણિરાવ ભીમરાવ | ૧—૦-૦ |

## નાટક.

| | | |
|---|---|---|
| અમેરિકન ડૉકટર | 'પુષ્પ' | ૦—૪-૦ |
| અપટુડેટ સેમ્પલ્સ | 'પુષ્પ' | ૦-૧૨-૦ |
| અકકલના નમુના | , | ૦—૮-૦ |
| આદર્શ ગામડુ | સ્વામીશ્રી પરમાનંદજી | ૦—૬-૦ |
| ઇંદુ કુમાર, ભા ૨જો (બીજી આવૃત્તિ) | કવિ ન્હાનાલાલ દલપતરામ | ૧—૮-૦ |
| કાકાની શશી | કનૈયાલાલ માણેકલાલ મુનશી | ૨—૪-૦ |
| ત્રિવેણી | યશવંત પંડયા | ૦—૫-૦ |
| ધ્વજારોપણ | નર્મદાશંકર પંડયા | ૦—૫-૦ |
| ધ્રુવ સ્વામિની દેવી | કનૈયાલાલ માણેકલાલ મુનશી | ૧—૪-૦ |
| નિરાધાર | ફાગની એન બનસારા | ૧—૦-૦ |
| પ્રહ્લાદ | જુગતરામ દવે | ૦—૮-૦ |
| પ્રેમ કુંજ (નવી આવૃત્તિ) | કવિ ન્હાનાલાલ દલપતરામ | ૧—૦-૦ |
| ભયનો ભેદ | દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભુવન | .. . |
| રાજર્ષિ ભરત | કવિ ન્હાનાલાલ દલપતરામ | ૧—૮-૦ |
| વિશ્વગીતા | " , | ૧—૮-૦ |
| શકુન્તલાનું સંભારણું | " , | ૧—૪-૦ |
| સ્મૃતિ ગ્રંથ | મનસુખલાલ મગનલાલ ઝવેરી | ૦-૧૨-૦ |
| હાઇમાટ | આશુતોષ ગોકુળ | ૦—૮-૦ |

## કવિતા.

| | | |
|---|---|---|
| આનન્દકાવ્ય ભજનાવલિ (બીજી આવૃત્તિ) | નન્દલાલ ડહ્યાભાઈ પંડ્યા | ૧—૦-૦ |
| આધ્યાત્મિક ભજનપદ પુષ્પમાળા | મુનિશ્રી ન્હાનચંદજી | ૧—૮-૦ |
| ઉમા સીતારામ (બીજી આવૃત્તિ) | પુષ્પસુંદરી કાપડીઆ | ૦—૬-૦ |

| | | |
|---|---|---|
| કલ્લોલિની (બીજી આવૃત્તિ) | દામોદરદાસ ખુ. બોટાદકર | ૦-૧૨-૦ |
| કાઠિયાવાડી દુહા | ગોકળદાસ દ્વારકાદાસ રાયચુરા | ૧—૦-૦ |
| કાવ્ય સમુચ્ચય, ભા. ૧ લો. (બીજી આવૃત્તિ.) | રામનારાયણ વિ. પાઠક | ૧—૦-૦ |
| કાવ્યાનંદ નિધિ, વિભાગ ૪ થો | ઇન્દિરાનંદ લલિતાનંદ પંડિત | ૧—૮-૦ |
| કિલ્લોલ | ઝવેરચંદ મેઘાણી | ૦—૪-૦ |
| કીર્તનસંગ્રહ, ભા. ૨ જો | લલ્લુભાઈ છગનલાલ દેસાઈ | ૨—૦-૦ |
| કુરુક્ષેત્ર-શરશય્યા | કવિ ન્હાનાલાલ દલપતરામ | ૦-૧૦-૦ |
| „ યુગ પલટો (બીજી આવૃત્તિ) | „ „ | ૦—૮-૦ |
| „ -મહાસુદર્શન („) | „ „ | ૦-૧૦-૦ |
| કૃષ્ણ કુમારી | અમૃતલાલ એન. ભટ્ટ | ૦-૧૨-૦ |
| ગજેન્દ્ર મોક્ષ સ્તોત્ર | મંગલેશ્વર સોમનાથ ભટ્ટ | ........ |
| ગીત સંગ્રહ | સીતારામ નથુભાઈ | ૦—૨-૦ |
| ગુજરાતી દુહા સંગ્રહ | મોતીલાલ નરોત્તમ કાપડીઆ | ૦—૪-૦ |
| ગૌરીનાં ગીતો | દેશળજી પરમાર | ૦—૮-૦ |
| ચાઇંડો યાત્રા | શાન્તિશંકર વે. મહેતા | ૦—૬-૦ |
| ચુંદડી, ભા. ૧ લો | ઝવેરચંદ મેઘાણી | ૦-૧૪-૦ |
| „ ભા. ૨ જો | „ „ | ૦-૧૦-૦ |
| ચંદ્ર દૂત | મનસુખલાલ મ. ઝવેરી | ૦-૧૦-૦ |
| છેલ્લાં આસુ ભા. ૧, ૨ | 'પુષ્પ' | ૦—૮-૦ |
| છોટમની વાણી, ગ્રંથ-૩ જો | સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય | ૧—૦-૦ |
| જનોઈના ગીતો | હરિશંકર વિદ્યાર્થી | ૦—૨-૦ |
| જુહુની જહા | અરદેશર ખરશેદજી દેસાઇ | ૦—૨-૦ |
| જંગે રૂસ્તમ સોહરાબ | ચાવકશા દારાશા શ્રોફ | ૧—૪-૦ |
| (શ્રી) દયારામકૃત કાવ્ય મણિમાલા, ભા. ૫ મો | નારાયણદાસ પરમાનંદદાસ શાહ | ૧-૧૨-૦ |
| નિર્ઝરિણી | દામોદરદાસ ખુ. બોટાદકર | ૦—૧૨-૦ |
| નિરંજન ગીતા | ચુનીલાલ ત્રિભુવનદાસ ભાયાણી | ૧—૦-૦ |
| પંચડંડ અને બીજાં કાવ્યો | મંજુલાલ રણછોડલાલ મજમુદાર | ૧—૮-૦ |
| બે હાથ જોડી | મુનિશ્રી છોટાલાલજી | ૦—૪-૦ |

| | | |
|---|---|---|
| ભજનિકા | અરદેશર ફરામજી ખબરદાર | ૦-૧૪-૦ |
| ભજનાવળી | બાશી માજી રાજબા સાહેબ. | ૨—૦-૦ |
| ભણકાર–પૂરવણી | બળવંતરાય કલ્યાણરાય ઠાકોર | ૦-૧૨-૦ |
| મેઘદૂત | કવિ ન્હાનાલાલ દલપતરામ | ૧—૪-૦ |
| રણદુંદુભી | જયકૃષ્ણ સી. સુરતી | ૦—૩-૦ |
| રસિયાના રાસ | ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા | ૧—૦-૦ |
| રાસ તરંગિણી (ચોથી આવૃત્તિ) | દામોદરદાસ ખુ. બોટાદકર | ૦-૧૦-૦ |
| રાસ ચંદ્રિકા | અરદેશર ફરામજી ખબરદાર | ૧—૦-૦ |
| રાસ મંજરી | કેશવ હ. શેઠ | ૦-૧૪-૦ |
| રાસ મંદિર (બીજી આવૃત્તિ) | ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા | ૧—૦-૦ |
| રાસ, ભા. ૨ જો (બીજી આવૃત્તિ) | કવિ ન્હાનાલાલ દલપતરામ | ૧—૦-૦ |
| ઋણછોડની વાણી, ભા. ૨ જો | અમ્બૈદાસ ઉમેદભાઇ પટેલ | ......... |
| ઋતુ ગીતો | ઝવેરચંદ મેઘાણી | ૦-૧૨-૦ |
| ઋષિ વાણી | જે. ભેસાનીઆ | ૨—૦-૦ |
| લગ્ન ગીતો | ચુનીલાલ મગનલાલ પટેલ | ......... |
| વરસાદનો કેહેર (છઠ્ઠી આવૃત્તિ) | મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે | ૦—૬-૦ |
| વિસનગરા નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીતો | ... ... | ......... |
| વિભુની વાટે | વલ્લભજી ભાણજી મહેતા | ૦-૧૨-૦ |
| વિવિધ ધોળ તથા પદસંગ્રહ, ભા. ૨ જો. | લલ્લુભાઇ છગનલાલ દેસાઇ | ૧—૦-૦ |
| વેદાંત પ્રકાશ મંજરી, ભા. ૨ જો. | રાઘવજી માધવજી શર્મા | ......... |
| વૈરાગ્ય શતક | મણિલાલ ઇચ્છારામ દેસાઇ | ૦—૮-૦ |
| (શ્રી) સત્સંગ સબોધ રત્નમાળા | ગોવિંદલાલ કલ્યાણજી પરીખ | ૧—૦-૦ |
| સાહિત્ય કુંજ | લક્ષ્મીશંકર માકડ | ......... |
| સ્રોતસ્વિની | દામોદરદાસ ખુ. બોટાદકર | ૦-૧૨-૦ |
| હરિલીલાષોડશ કલા, ભા. ૨ જો | અંબાલાલ બુલાખીદાસ જાની | ૦-૧૨-૦ |
| હૃદયની રસધાર | જદુરાય ડી. ખંધડીઆ | ૧—૪-૦ |

## ધર્મ અને તત્ત્વજ્ઞાન.

| | | |
|---|---|---|
| અશોસ્પીનમાન જરસ્થુસ્ત્રની જીંદગી અને શિક્ષણ | કેપ્ટન સોરાબજી રૂસ્તમજી બમનજી | ૦-૧૦-૦ |

| | | |
|---|---|---|
| અષ્ટાવક્ર ગીતા | એમ. સી. ભટ્ટ | ૧—૮—૦ |
| અમૃત તત્ત્વ યાને અમર બોધ | છગનલાલ ઘેલાભાઇ મહેતા | ૨—૮—૦ |
| આત્મા અને પુનર્જન્મ | ઝાર હાસીમ યુસફ ભરૂચા | ૦—૬—૦ |
| આધ્યાત્મિક વિકાસક્રમ | સુખલાલજી સંગજી પંડિત | ૦—૬—૦ |
| ઉપનિષદ જ્યોતિ, ભા. ૧-૨ | મગનભાઇ ચતુરભાઇ પટેલ | ૪—૦—૦ (દરેકના) |
| કર્મ વિચાર, ભા. ૩ જો [ઉદય] | પ્રભુદાસ બેચરદાસ પારેખ | ૦—૮—૦ |
| કન્યા શિક્ષણ | લલ્લુભાઇ છગનલાલ દેસાઈ | ૦—૨—૦ |
| કુસુમાવલિ | સાકરલાલ ગણેશજી શાસ્ત્રી | ૧—૦—૦ |
| ગણપતિ પૂજા | બાલકૃષ્ણ કાશીનાથ વિદ્વાંસ | ૦—૮—૦ |
| ગજેન્દ્ર મોક્ષ સ્તોત્ર | મંગલેશ્વર સોમનાથ ભટ્ટ | ......... |
| ગીતાભ્યાસ | ચુનીલાલ શામળજી ત્રિવેદી | ૧—૦—૦ |
| ચાર ઇશ્વરભક્તો | ... ... | ૦—૦—૩ |
| ચોરાશી વૈષ્ણવની વાર્તા | લલ્લુભાઈ છગનલાલ દેસાઇ | ૧—૪—૦ |
| જરૂર આટલું તો વાંચજો જ | હરિલાલ ગણપતરામ શાહ | ૦—૨—૦ |
| જગત ગુરૂ | અહમદ વલીમહમદ | ૦—૮—૦ |
| જીવન શોધન | કિશોરલાલ ઘ. મશરૂવાળા | ૦-૧૨-૦ |
| જીવનસિદ્ધિ | સાકરલાલ અમૃતલાલ દવે | ૦—૯—૦ |
| જૈન દીક્ષા | વાડીલાલ મોતીલાલ શાહ | ૨—૦—૦ |
| તત્ત્વજ્ઞાનનાં નિબંધો | મનુભાઈ વિદ્યાનંદ પંડ્યા | ૧—૦—૦ |
| તત્વાર્થ સૂત્ર, ભા. ૧ લો | પંડિત સુખલાલજી | ૦-૧૨-૦ |
| ધર્મ પ્રવચન | વિજય ધર્મસૂરિ | ......... |
| નિરંજન ગીતા | ચુનીલાલ ત્રિભુવનદાસ ભાયાણી | ૧—૦—૦ |
| નૂરી શોધ-બોધવચન- | ગણપત નૂરી સ્વામિ | ......... |
| પ્રભુમય જીવન (ત્રીજી આવૃત્તિ) | મણિલાલ નથુભાઇ દોશી | ૦—૮—૦ |
| પુરુષોત્તમ સહસ્ર નામ સ્તોત્ર | ભદ્રશંકર જયશંકર શાસ્ત્રી | ૧—૦—૦ |
| પુષ્ટિમાર્ગીય સિદ્ધાંત શેખર | હરિશંકર ઓમકારજી શાસ્ત્રી | ૦—૪—૦ |
| પુષ્ટિમાર્ગીય સિદ્ધાંત અથવા શુદ્ધાદ્વૈતના મૂળતત્વો, ભા. ૧ લો (બીજી આવૃત્તિ.) | રણછોડલાલ વંદ્રાવનદાસપટવારી | ૦—૮—૦ |
| પંચ રત્ન ગીતા | સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય | ૦—૬—૦ |

| | | |
|---|---|---|
| ફરોહરનામુ | પાલનજી બરજોરજી દેસાઇ | ........ |
| બસો બાવન વૈષ્ણવની વાર્તા | જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ | ૨—૦—૦ |
| બ્રહ્મવાદ અને માયાવાદ | ઈશ્વરલાલ મગનલાલ શાહ | ૦—૬—૦ |
| (શ્રીમદ્) બ્રહ્મસુત્રાણુભાષ્ય, ભા ૨ જો (અ ૩–૪) | જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ | ૩—૦—૦ |
| બાળ ભાગવત | શ્રીમતી મંજુદેવી પંડ્યા | ૦—૮—૦ |
| ભગવદ્ ગીતા | વિહારી | ૧—૦—૦ |
| (શ્રી) ભક્તરાજની પુષ્પમાળા, પ્રથમ ભાગ | મલ્હારજી ભક્તરાજ માણેકલાલ જમનાદાસ | ૧—૪—૦ |
| (શ્રીમદ્) ભગવતી સૂત્ર | ભગવાનદાસ હરખચંદ દોશી | ૧૦—૦—૦ |
| ભક્તિ રસાયન | મોતીલાલ રવિશંકર ઘોડા | ૧—૦—૦ |
| માગરોળની ગાદીના મહાન ઓલીઆઓ | હરગોવનદાસ હરકિશનદાસ | ૦—૬—૦ |
| મેતઉરવાએજ (ત્રીજી આવૃત્તિ) | ડૉ. જીવનજી જમશેદજી મોદી | ૦–૧૨–૦ |
| રૂદ્રાધ્યાય અને લિંગ ગંધદાય | દેવરાય માંકડ | ૦—૪—૦ |
| વિષ્ણુ સહસ્ત્ર નામ | વિનાયકરાવ માણેકલાલ | ... .. .. |
| વિષ્ણુ સહસ્ત્ર નામ | ... ........ | ૦—૧—૬ |
| વીર ધર્મનો ઢંઢેરો | મુનિરાજશ્રી ન્યાયવિજયજી | ... .. .. |
| વીર સ્તુતિ (દ્વિતીયાવૃત્તિ.) | હરિલાલ જીવરાજભાઇ | ૦—૩—૦ |
| વેદ માધુર્ય અથવા રૂદ્રાષ્ટાધ્યાયી | પુરુષોત્તમ જોગીદાસ ભટ્ટ | ૨—૮—૦ |
| વેદાંત પ્રકાશ મંજરી, ભા ૨ જો | ગવરજી માધવજી શર્મા | ........ |
| વૈયાશિક ન્યાયમાળા | છોટાલાલ નરભેરામ ભટ્ટ | ૧—૮—૦ |
| શ્રીનાથજીનો ઇતિહાસ | નનુભાઇ છગનલાલ દેસાઇ | ૦—૪—૦ |
| શ્રી શિક્ષાપત્ર–સુદત્ત–હરિરાયજીકૃત | સુંદરલાલ મણિલાલ | ૧—૦—૦ |
| શુદ્ધાદ્વૈત સિદ્ધાંત | જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ | ૦—૮—૦ |
| સત્યનારાયણની કથા | મ. મ. મહેતા | ૦—૫—૦ |
| સેવાકુંજ • | મોતીલાલ જેઠાલાલ | ... ..... |
| (શ્રી) જ્ઞાન સૂર્યોદય, પૂર્વાર્ધ–દ્વિતીયભાગ– | મલ્હારજી ભક્તરાજ માણેકલાલ જમનાદાસ | ૨—૦—૦ |
| જ્ઞાનામૃત | નીલકંઠદાસજી શાસ્ત્રી | ૧—૪—૦ |

## આરોગ્ય, વૈદક વગેરે.

| | | |
|---|---|---|
| અકસ્માત અને ઓચીંતી માંદગીના તાત્કાલિક ઇલાજો | રૂસ્તમજી એદલજી શેઠના | ૦—૮—૦ |
| આહાર શાસ્ત્ર | અશ્વિન ભાનુસુખરામ મહેતા | ૦—૧૪—૦ |
| આરોગ્ય (બીજી આવૃત્તિ) | પ્રભુશંકર નરભેરામ વ્યાસ | ૦—૧૨—૦ |
| આરોગ્ય દર્શન (છઠ્ઠી આવૃત્તિ) | રતિલાલ ચુનીલાલ દિવાન | ૦—૬—૦ |
| આરોગ્ય વિજ્ઞાન અને ગૃહવ્યવસ્થા | ભાનુસુખરામ નિર્ગુણરામ | ૦—૮—૦ |
| આયુર્વેદસિદ્ધ વિજ્ઞાન | મહાદેવપ્રસાદ નારાયણશંકર શાસ્ત્રી | ૧—૦—૦ |
| કેટલાક રોગો, ભા. ૧-૨ | ડૉ. ચંદુલાલ સેવકરામ દ્વિવેદી | ૦—૧૨—૦ |
| ગર્ભવિદ્યા | પ્રાણલાલ પ્રભાશંકર બક્ષી | ૦—૧૨—૦ |
| ગામડાનું આરોગ્ય | રેવ. જે. રૉજર્સ | ૦—૦—૩ |
| ચાર રોગ | ... ... | ૦—૦—૩ |
| તન્દુરસ્તી અને શહેર સુખાકારી (બીજી આવૃત્તિ) | ડૉ. દીનશા બમનજી માસ્તર | ૦—૨—૦ |
| દમ, શ્વાસ અગર હાંફણ | જટાશંકર જેશંકર દવે | ૧—૮—૦ |
| દારૂના દુઃખ | ... ... | ૦—૦—૩ |
| દાંત અને તેની માવજત | એસ. જે. મેવાવાલા | ૦—૨—૦ |
| દુધનો ખોરાકઃ તેનો ચમત્કાર (ચોથી આવૃત્તિ.) | બી. પી. માદન | ૧—૧૨—૦ |
| નાડીજ્ઞાન તરંગિણી (ત્રીજી આવૃત્તિ) | મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે | ૨—૦—૦ |
| નાડીજ્ઞાન તથા અનુપાન તરંગિણી [બીજી આવૃત્તિ] | પૂર્ણચંદ્ર અચલેશ્વર પુરોહિત | ૨—૦—૦ |
| (શ્રી) ભૈષજ્ય રત્નાવલી અને ચક્રદત્ત-પૂર્વાર્ધ- | જેઠાલાલ દેવશંકર દવે | ૫—૦—૦ |
| રોગ અને આરોગ્ય | સેવકલાલ માણેકલાલ દવે | ૧—૫—૦ |
| વિલાયતી કોકશાસ્ત્ર (બીજી આવૃત્તિ) | હરિલાલ વલ્લભદાસ | ૧—૮—૦ |
| વૈદ્યોના અનુભૂત પ્રયોગો | જેઠાલાલ દેવશંકર દવે | ૧—૮—૦ |
| સામર્થ્યથી પ્રાપ્તિ | ,, ,, | ૧—૮—૦ |
| હાડપિંજર | કેશવરાવ બાબારાવ દિવેટિયા | ૦—૮—૦ |

| | | |
|---|---|---|
| હિંદનો સમસ્ત શત્રુ | ડેવીડ પ્રેમચંદ | ૦—૧—૦ |
| હીસ્ટીરિયાદિ વાતરોગ દર્શન | છગનલાલ લલ્લુભાઈ શાહ | ૧—૪—૦ |
| ક્ષયરોગ નિવારણ | વૈદ્ય જટાશંકર જેશંકર | ૧—૮—૦ |
| ક્ષય એટલે શું? (બીજી આવૃત્તિ) | ડૉ. પ્રાણજીવનભાઈ | ૦—૨—૦ |

## કેળવણી.

| | | |
|---|---|---|
| ઘરમાં મોન્ટેસરી | તારાબ્હેન મોડક | ૦—૮—૦ |
| દ્વિતીય મોન્ટેસરી સંમેલન | ... | ......... |
| ડૉલ્ટન યોજના | હરભાઈ ત્રિવેદી | ૧—૦—૦ |
| પ્રાથમિક કેળવણી પદ્ધતિ | લાલભાઇ અમથાભાઈ | ૧-૧૨-૦ |
| બાળ કેળવણી | બાપુભાઇ જાદવરાય વૈષ્ણવ | ૦-૧૩-૦ |
| ભગવતસિંહજી વાચનાલય ( આઠ પુસ્તકો ) | ... | ......... |
| ભગવતસિંહજી પાઠ્ય પુસ્તકમાળા ગુ. પુસ્તક—૧, ૨, ૩. | ... | ૦—૬—૦ (દરેકના) |
| ભૂમિતિ ભૂમિકા | ચીમનભાઇ ડાહ્યાભાઇ પટેલ | ૦—૪—૦ |
| માનસશાસ્ત્રની દૃષ્ટિએ શિક્ષણકલા | શાન્તિલાલ સારાભાઇ ઓઝા | ૦-૧૩-૦ |
| મોન્ટેસરી પદ્ધતિનો આત્મા | નરેન્દ્ર સિકંદરરાય દેસાઈ | ૧—૨—૦ |
| રખડુ ટોળી–પ્રથમ ખંડ | ગિજુભાઇ બધેકા | ૦—૮—૦ |
| વિદ્યાશાળા | હિમ્મતલાલ કલ્યાણજી બક્ષી | ૧—૦—૦ |
| શબ્દપોથી | માણેકલાલ હરિલાલ | ૦—૨—૦ |
| શિક્ષણનો શાસ્ત્રાર્થ | મગનલાલ દલસુખરામ | ૦-૧૧-૦ |
| હિંદી શિક્ષિકા | ડાહ્યાભાઇ રામચંદ્ર ઠાકર | ૦-૧૨-૦ |

## વ્યાયામ.

| | | |
|---|---|---|
| કબીંગ | એ. બી. | ૦—૪—૦ |
| કસરત અને ડ્રીલ | હરરાય અમુલખરાય દેસાઈ | ૦-૧૨-૦ |
| કસરત અને આરોગ્ય | પ્રો. માણિકરાવ | ૧—૪—૦ |
| ગુજરાત વ્યાયામ પરિષદ | છોટુભાઈ બાલકૃષ્ણ પુરાણી | ........ |
| ઘરમાં રમવાની રમતો ( નવમી આવૃત્તિ ) | બાપુભાઇ કરસનદાસ | ૦—૪—૦ |

| | | |
|---|---|---|
| તરવાની કળા | શ્રીકાન્ત સુકુંદરાય મહેતા | ૦—૭—૦ |
| વીરબાળા માર્ગદર્શિકા | લેડી વિદ્યાગવરી રમણભાઇ નીલકંઠ | ૦—૬—૦ |
| સ્કાઉટિંગ અને બીજી વાતો | ગજાનન ઉ. ભટ્ટ | ૧—૦—૦ |
| સૂર્ય નમસ્કાર | હરખચંદ લક્ષ્મીચંદ | ૦-૪—૦ |
| સૂર્ય ભેદન | બાપુભાઇ કુબેરદાસ પટેલ | ૦—૬—૦ |

## વિજ્ઞાન.

### ખેતીવાડી:

| | | |
|---|---|---|
| ખેતીવાડીની પાઠમાળા, ભા. ૨ જો | કુલેરાય સી. અંજારિયા | ૦-૧૨-૦ |
| ગોરક્ષા કલ્પતરુ | વાલજી ગોવિંદજી દેસાઈ | ૦—૬—૦ |

### ઉદ્‌ભિદ શાસ્ત્ર:

| | | |
|---|---|---|
| સિંહ-કુદરતનું અવલોકન | માર્તંડ શિવભદ્ર પંડ્યા | ૦—૬—૦ |
| મધુ મક્ષિકા અને ભ્રમર | ઇન્દ્રવદન હસમુખરામ દેસાઈ | ૦-૧૧-૦ |
| શાલી હોત્ર યાને અશ્વવિદ્યા | મગનલાલ ગુલાબભાઇ દેસાઈ | ૧—૦-૦ |
| સિંહ | માર્તંડ શિવભદ્ર પંડ્યા | ૦—૬—૦ |

### સહકાર:

| | | |
|---|---|---|
| જર્મનીમા સહાકાર્ય દ્વારા ખેતી-વાડીની ખીલવણી | રમણલાલ નાનાલાલ | ......... |
| ડેન્માર્કમાં સહકાર | " " | ......... |
| રશિયન દેશમાં સહકાર | " " | ......... |
| સહકાર | મગનલાલ દ્વારકાદાસ શાહ | ૧—૮—૦ |
| સોક્રેટીસની સફર | ગ્રેઇન | ......... |

### ખગોળ-જ્યોતિષ:

| | | |
|---|---|---|
| તારાશાસ્ત્ર | છેલશંકર મણિશંકર | ૦-૧૨-૦ |
| નક્ષત્રમાળા | નરહરિ દ્વા. પરીખ | ૦—૧-૦ |
| પ્રત્યક્ષ પંચાંગ | હરિહર પ્રા. ભટ્ટ | ૦—૨-૦ |
| ભવિષ્ય ફળ | વાસુદેવ શામળદાસ વૈદ્યશાસ્ત્રી | ૦—૮-૦ |

| | | |
|---|---|---|
| સચિત્ર ત્રિકાળ જ્ઞાનદર્શક અથવા અદ્ભુત વિદ્યાઓનો મહાસાગર, ગ્રંથ ૧ લો. | ચંદ્રકાન્ત સી. શાહ ... | ૫—૦—૦ ......... |
| સાયન જ્યોતિષ માર્ગોપદેશિકા, પ્રથમ ભાગ | લલ્લુભાઈ ગોકળદાસ પટેલ | ૧—૪—૦ |

**હુન્નરોપયોગી:**

| | | |
|---|---|---|
| ફોટોગ્રાફી | જનાર્દન યશવંત દીધે | ૨—૦—૦ |
| મોતીનાં તોરણ | કસનજી જીવરાજ મોતીવાળા | ૦–૧૨–૦ |
| વ્યાપાર વિજ્ઞાન અને દેશીનામું | દુર્ગાશંકર શિવશંકર યાજ્ઞિક | ૦—૬–૦ |
| શિવણકામ, ભા. ૧ લો | જાનકીબાઇ પ્રધાન | ૦–૧૨–૦ |
| સ્ત્રીનો શણગાર | ગુલબાનુ હોરમસજી | ૧—૮–૦ |

**વહાણવટું:**

| | | |
|---|---|---|
| ભાટીઆ વહાણવટાનો જુનો ઇતિહાસ | ડુંગરશી ધરમશી | ૦—૪–૦ |

**ભુસ્તરશાસ્ત્ર:**

| | | |
|---|---|---|
| ભૂ રચના | મોતીલાલ ઉત્તમરામ અલમૌલા | ૦–૧૧–૦ |
| માટીનો પ્રાવૃત્તિક ઇતિહાસ | કેશવલાલ નાનાલાલ દીક્ષિત | ૦–૧૩–૦ |

**સમાજશાસ્ત્ર:**

| | | |
|---|---|---|
| સમાજ શાસ્ત્રના સિદ્ધાંતો | સવિતાબ્હેન ત્રિવેદી | ૦–૧૨–૦ |

**સંગીત:**

| | | |
|---|---|---|
| વાયોલિન શિક્ષક | શંકર દત્તાત્ર્ય પાઠક | ૦–૧૨–૦ |
| સંગીતનો ઇતિહાસ–ઉત્તર હિંદ– | વિભુકુમાર શિવરાય દેસાઇ | ૦–૧૪–૦ |
| સંગીત શિક્ષણ સૂત્રાવલી | નારાયણશંકર પંચાક્ષરી | ૦—૬–૦ |

**અર્થશાસ્ત્ર:**

| | | |
|---|---|---|
| રાનીપરજમાં રેંટીઓ | જુગતરામ દવે | ......... |

**માનસશાસ્ત્ર:**

| | | |
|---|---|---|
| મનોબળ | પ્રભુલાલ પ્રીતમલાલ પડિયાર | ૦—૬–૦ |

ગણિતઃ

| | | |
|---|---|---|
| ધનફુટ ગણિત યાને ચોરસ લાકડાનું પરિમાણ | નારણદાસ મથુરભાઈ દેસાઈ | ૨—૦-૦ |
| મુંબાઈના વ્યાપારી હિસાબ | રવિશંકર ઓ. મહેતા અને દલપતરામ કે. દવે. | ૨—૦-૦ |

## સામાન્ય જ્ઞાન અને નીતિ.

| | | |
|---|---|---|
| અર્પણ | સુશિલ | ૦-૧૨-૦ |
| આર્યકુમારિકા | માવજી દામજી શાહ | ૦—૨-૦ |
| આર્ય સંસારની સમીક્ષા | છોટાલાલ હરગોવિંદદાસ | ......... |
| આદર્શ કુમાર | અમૃતલાલ ચુનીલાલ મોદી | ......... |
| આર્યોનાં સંસ્કાર (બીજી આવૃત્તિ) | મોતીલાલ જેઠાલાલ | ૦—૮-૦ |
| આત્મોદ્ધાર યા જીવનયાત્રા | ખુશાલચંદ પુંજીરામ વ્હોરા | ૦—૪-૦ |
| અંત સમય | પરમાનંદ કુંવરજી કાપડીઆ | ......... |
| કુસુમાવલિ | સત્સંગ સુધા કાર્યાલય-બોટાદ | ૧—૦-૦ |
| ગુજરાતી બ્હેનો પ્રત્યે ત્રણ લેખો | સ્વ. સૌ. ચૈતન્યબાળા | ૦-૧૧-૦ |
| ગૃહલક્ષ્મી | મહાશંકર ઇન્દ્રજી દવે | ૦—૮-૦ |
| ચારિત્ર મંદિર | મણિલાલ નથુભાઈ દોશી | ૦—૮-૦ |
| ચાણક્ય નીતિસૂત્રો | પ્રસન્નકુમાર મણિલાલ દેસાઇ | ......... |
| ચાર આંસુ | ખલીફ | ૧—૪-૦ |
| જગત પાછળનું જગત | 'આનંદ' | ૦-૧૨-૦ |
| જીવનસિદ્ધિ | સાકરલાલ અમૃતલાલ દવે | ૦—૯-૦ |
| જીવન વહેણુ | વસન્ત નાયક | ૦-૧૨-૦ |
| જીવન અને વર્તનના મહાન નિયમ | વિઠ્ઠલરાય હેમતરાય પ્રધાન | ૦—૪-૦ |
| નારીધર્મ પ્રકાશ (બીજી આવૃત્તિ) | શાસ્ત્રી લક્ષ્મીરામ કીશ્નદાસ | ૦-૧૦-૦ |
| પવિત્રતાને પંથે (પાચમી આવૃત્તિ) | મણિલાલ નથુભાઈ દોશી | ......... |
| પ્રગતિને પંથે | પ્રેમચંદ વિધાનંદ પંડ્યા | ૧—૧-૦ |
| પારેવા | ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા | ૦—૮-૦ |
| ભાનુસ્મૃતિ | જગમોહનદાસ ધરમદાસ | ......... |
| માનવ ધર્મ | મુનિ મહારાજશ્રી ન્યાયવિજયજી | ......... |
| રામકૃષ્ણ ઉપદેશ | સ્વામી બ્રહ્માનંદ | ૦—૫-૦ |

| | | |
|---|---|---|
| મધ્યકાલીન સાહિત્ય, ખંડ પમો. | સાહિત્ય સંસદ | ૪—૦—૦ |
| વાર્તાવલી | ફિરોજશાહ ર. મહેતા. | ......... |

**વ્યાકરણ :**

| | | |
|---|---|---|
| ગુર્જર ભાષાસાહિત્ય પ્રવેશ | ચતુરભાઇ પુરુષોત્તમદાસ પટેલ | ૦—૮—૦ |

**નિબંધ :**

| | | |
|---|---|---|
| ઉદ્બોધન | કવિ ન્હાનાલાલ દલપતરામ | ૨—૦—૦ |
| ગદ્યાવલિ | આશાભાઈ ન. પટેલ | ૧-૧૨-૦ |
| નૈવેદ્ય (બીજી આવૃત્તિ) | નરસિંહભાઈ ઇશ્વરભાઇ | ૦—૮-૦ |
| પરિષદ્ પ્રવૃત્તિ, ભા. ૩જો | બળવંતરાય કલ્યાણરાય ઠાકોર | ૦-૧૨-૦ |
| પુષ્પાંજલિ | 'સતીદ્' | ......... |
| પોષણ | જયેન્દ્રરાવ ભગવાનલાલ દૂરકાળ | ૨—૦-૦ |
| ફુલગુંથણી | સાંકળચંદ ભુલાભાઈ ચુડગર | ૦—૯-૦ |
| રસદ્વાર | મીસ વિનોદિની ર. નીલકંઠ | ૦-૧૦-૦ |
| સાહિત્યમાં નવીન દષ્ટિબિન્દુ | 'ધૂમકેતુ' | ......... |
| સુવર્ણયુગનાં સર્જન | કનૈયાલાલ માણેકલાલ મુનશી | ......... |
| સંસાર મંથન (બીજી આવૃત્તિ) | કવિ ન્હાનાલાલ દલપતરામ | ૧—૮-૦ |

## કોષ-જ્ઞાનકોષ વગેરે રેફરન્સ પુસ્તકો.

| | | |
|---|---|---|
| આઠ હજાર ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલિ | પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. | ૮—૦—૦ |
| ગુજરાતી પુસ્તકાલય માટે વર્ગીકૃત પદ્ધતિ | ,, ,, | ૧—૦-૦ |
| ગુજરાત પુસ્તકાલય સર્વ સંગ્રહ | ,, ,, | ૦-૧૨-૦ |
| ગુજરાતી જ્ઞાનકોષ પુ. ૧ | ડૉ. કેતકર | ......... |
| જમીન જાગીરનો ભોમીઓ | દામોદરદાસ રેવાદાસ | ૫—૮-૦ |
| જોડણી કોષ | ગુજરાત વિદ્યાપીઠ | ૩—૦-૦ |
| પુસ્તકાલય સર્વ સંગ્રહ | પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. | ૧—૦-૦ |
| પૌરાણિકકથા કોષ, ભા. ૩જો | ડાહ્યાભાઈ પી. દેરાસરી | ૧—૦-૦ |

## કાયદા-કોર્ટ કેસ વગેરે.

| | | |
|---|---|---|
| ખડગ બહાદુરે કરેલ હીરાલાલ અગ્રવાલ ખુન કેસ અને રાજકુમારી મયાદેવી કેસ | પ્રાણજીવન કે. દેસાઇ | ૧—૪-૦ |

| | | |
|---|---|---|
| કાળા હાથ, કાળી દાઢી | શ્રી૰ ગિજુભાઈ | |
| ખળાવાડ અને— | ,, ,, | |
| પૂછડું | ,, ,, | |
| ઓતરાતી દીવાલો-૧ | શ્રી. કાકા સાહેબ | |
| ,, ,, -૨ | ,, ,, | |
| બુદ્ધ ચરિત્ર | શ્રી. ગિજુભાઈ | |
| ગૂજરાત-મહારાષ્ટ્ર | ગિજુભાઇ અને તારાબ્હેન | |
| જોડકણાં | ,, ,, | |
| કહેવત સંગ્રહ | ,, ,, | |
| હરિશ્ચંદ્ર | શ્રી. ગિજુભાઇ | |
| એમ કેમ? | ,, ,, | |
| સાજા રહીએ | શ્રીમતી તારાબ્હેન | |
| વ્યાકરણ પોથી | શ્રી. ગિજુભાઇ | |
| વરત સંગ્રહ | ,, ,, | |
| રમત જોડકણા | ગિજુભાઈ અને તારાબ્હેન | |

### ગાંડીવ સાહિત્ય મંદિર ( નં. ૨ )

| | | |
|---|---|---|
| બાળ ડાયરી | વલ્લભદાસ અક્કડ અને નટવરલાલ વિમાવાળા | ૦—૮—૦ |
| ચોપગાની ચતુરાઈ | નટવરલાલ વિમાવાળા | ૦—૪—૦ |
| બીરબલનો બન્ધુ (બીજી આવૃત્તિ) | ,, ,, | ૦—૮—૦ |
| બાયણું | ઇશ્વરલાલ વિમાવાળા | ૦—૫—૦ |
| ગધેડાનુ રાજ | નટવરલાલ વિમાવાળા | ૦—૧—૦ |
| બરફી પુરી (બીજી આવૃત્તિ) | ,, ,, | ૦—૪—૦ |
| બકુલ ( ત્રીજી આવૃત્તિ) | ,, ,, | ૦—૬—૦ |
| જાદુઈ હાર (બીજી આવૃત્તિ) | ચીમનલાલ પ્રાણલાલ ભટ્ટ | ૦—૪—૦ |
| મકનો મસ્તાનો | નટવરલાલ વિમાવાળા | ૦—૧—૬ |
| ભૂલ ભુલામણી | ,, ,, | ૦—૨—૦ |
| સવાકાની આપવીતી | ,, ,, | ૦—૨—૦ |
| બંગાળી બીરબલ | ,, ,, | ૦—૬—૦ |
| બલિદાન | ,, ,, | ૦—૫—૦ |
| ખોટી ખોટી વાતો | ,, ,, | ૦—૪—૦ |

| | | |
|---|---|---|
| સિપાઇ દાદા | " " | ૦—૨—૬ |
| બાળ વિહાર, ભા. ૧ | ઇશ્વરલાલ વિમાવાળા | ૦-૧૨-૦ |
| મિયાઉં (બીજી આવૃત્તિ) | નટવરલાલ વિમાવાળા | ૦—૧—૦ |
| ધૂપસળી ( " " ) | " " અને<br>વલ્લભદાસ અક્કડ | ૦—૪—૦ |

**વસંત બાલશિક્ષણ પ્રચારમાળા:(નં. ૩) [શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર.]**
**"ગુચ્છ બીજો."**

| | | |
|---|---|---|
| બાળ ગૃહ | શ્રી. ગિજુભાઇ | ૦—૧—૦ |
| નવી દૃષ્ટિ | શ્રીમતી તારાબ્હેન મોડક | ૦—૧—૦ |
| દવાખાને જઇ ચડયો | શ્રી. ગિજુભાઇ | ૦—૧—૦ |
| બાળ પ્રેમ | શ્રીમતી તારાબ્હેન મોડક | ૦—૧—૦ |
| બાળકની માગણી ને હઠ | " " | ૦—૧—૦ |
| તોફાની બાળક | શ્રી. ગિજુભાઈ | ૦—૧—૦ |
| બાળકની આવડતનું પ્રદર્શન | શ્રીમતી તારાબ્હેન મોડક | ૦—૧—૦ |
| સાંજની મોજે | શ્રી. ગિજુભાઇ | ૦—૧—૦ |
| ઢીંગલીની રમત | શ્રીમતી તારાબ્હેન મોડક | ૦—૧—૦ |
| નવા આચારો | શ્રી. ગિજુભાઇ | ૦—૧—૦ |

**[બાલજીવન કાર્યાલય] (નં. ૪)**

| | | |
|---|---|---|
| અજિત | નાગરદાસ ઇ. પટેલ | ૦—૧—૦ |
| વસંત (બીજી આવૃત્તિ.) | સૌ. અર્યમન મહેતા | ૦—૧—૦ |
| સ્વામીભક્ત સુરપાળ | માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક | ૦—૨—૦ |
| આનંદધારા, ભા. ૧લો | રમણલાલ નાનાલાલ શાહ | ૦—૬—૦ |
| " " ભા. ૨જો | " " | ૦—૮—૦ |
| આનંદકુંજ ભા. ૧લો | " " | ૦—૮—૦ |
| સારી સારી વાતો | " " | ૦—૮—૦ |
| ફુલમાળા, ભા. ૨જો | " " | ૦-૧૨—૦ |
| બાવલાના પરાક્રમો | સૌ. હંસા મહેતા | ૧—૦—૦ |
| હંસ રાણી | રમણલાલ નાનાલાલ શાહ | ૦—૮—૦ |
| બાલ હાસ્ય | " " | ૦—૯—૦ |
| દેશ દેશની દંતકથાઓ | " " | ૦—૮—૦ |
| પ્રધાનપુત્રીનાં પરાક્રમો | " " | ૦—૧૦—૦ |

| | |
|---|---|
| કાળા હાથ, કાળી દાઢી | શ્રી૰ ગિજુભાઈ |
| ખળાવાડ અને— | „ „ |
| પૂછુંર | „ „ |
| ઓતરાતી દીવાલો-૧ | શ્રી. કાકા સાહેબ |
| „ „ -૨ | „ „ |
| બુદ્ધ ચરિત્ર | શ્રી. ગિજુભાઈ |
| ગૂજરાત-મહારાષ્ટ્ર | ગિજુભાઇ અને તારાબ્હેન |
| જોડકણાં | „ „ |
| કહેવત સંગ્રહ | „ „ |
| હરિશ્ચંદ્ર | શ્રી. ગિજુભાઇ |
| એમ કેમ? | „ „ |
| સાજા રહીએ | શ્રીમતી તારાબ્હેન |
| વ્યાકરણ પોથી | શ્રી. ગિજુભાઇ |
| વરત સંગ્રહ | „ „ |
| રમત જોડકણા | ગિજુભાઈ અને તારાબ્હેન |

## ગાંડીવ સાહિત્ય મંદિર ( નં. ૨ )

| | | |
|---|---|---|
| બાળ ડાયરી | વલ્લભદાસ અક્કડ અને નટવરલાલ વિમાવાળા | ૦—૮—૦ |
| ચોપગાંની ચતુરાઈ | નટવરલાલ વિમાવાળા | ૦—૪—૦ |
| બીરબલનો બન્ધુ (બીજી આવૃત્તિ) | „ „ | ૦—૮—૦ |
| પ્યાયણા | ઇશ્વરલાલ વિમાવાળા | ૦—૫—૦ |
| ગધેડાનું રાજ | નટવરલાલ વિમાવાળા | ૦—૧—૦ |
| બરફી પુરી (બીજી આવૃત્તિ ) | „ „ | ૦—૪—૦ |
| બકુલ ( ત્રીજી આવૃત્તિ ) | „ „ | ૦—૬—૦ |
| જાદુઈ હાર (બીજી આવૃત્તિ) | ચીમનલાલ પ્રાણલાલ ભટ્ટ | ૦—૪—૦ |
| મકનો મસ્તાનો | નટવરલાલ વિમાવાળા | ૦—૧—૬ |
| ભૂલ ભૂલામણી | „ „ | ૦—૧—૦ |
| સવાકાની આપવીતી | „ „ | ૦—૧—૦ |
| બંગાળી બીરબલ | „ „ | ૦—૬—૦ |
| બલિદાન | „ „ | ૦—૫—૦ |
| ખોટી ખોટી વાતો | „ „ | ૦—૪—૦ |

| | | |
|---|---|---|
| સિપાઇ દાદા | ,, ,, | ૦—૨—૬ |
| બાળ વિહાર, ભા. ૧ | ઇશ્વરલાલ વિમાવાળા | ૦-૧૨-૦ |
| મિયાઉં (બીજી આવૃત્તિ) | નટવરલાલ વિમાવાળા | ૦—૧—૦ |
| ધૂપસળી ( ,, ,, ) | ,, ,, અને વલ્લભદાસ અક્કડ | ૦—૪—૦ |

**વસંત બાલશિક્ષણ પ્રચારમાળાઃ(નં. ૩) [શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર.]**

**"ગુચ્છ બીજો."**

| | | |
|---|---|---|
| બાળ ગૃહ | શ્રી. ગિજુભાઇ | ૦—૧—૦ |
| નવી દૃષ્ટિ | શ્રીમતી તારાબ્હેન મોડક | ૦—૧—૦ |
| દવાખાને જઈ ચડ્યો | શ્રી. ગિજુભાઇ | ૦—૧—૦ |
| બાળ પ્રેમ | શ્રીમતી તારાબ્હેન મોડક | ૦—૧—૦ |
| બાળકની માગણી ને હઠ | ,, ,, | ૦—૧—૦ |
| તોફાની બાળક | શ્રી. ગિજુભાઈ | ૦—૧—૦ |
| બાળકની આવડતનું પ્રદર્શન | શ્રીમતી તારાબ્હેન મોડક | ૦—૧—૦ |
| સાંજની મોજો | શ્રી. ગિજુભાઇ | ૦—૧—૦ |
| ઢીંગલીની રમત | શ્રીમતી તારાબ્હેન મોડક | ૦—૧—૦ |
| નવા આચારો | શ્રી. ગિજુભાઇ | ૦—૧—૦ |

[બાલજીવન કાર્યાલય] (નં. ૪)

| | | |
|---|---|---|
| અજિત | નાગરદાસ ઇ. પટેલ | ૦—૧—૦ |
| વસંત (બીજી આવૃત્તિ.) | સૌ. અર્યમત મહેતા | ૦—૧—૦ |
| સ્વામીભક્ત સુરપાળ | માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક | ૦—૨—૦ |
| આનંદધારા, ભા. ૧લો | રમણલાલ નાનાલાલ શાહ | ૦—૬—૦ |
| ,, ,, ભા. ૨જો | ,, ,, | ૦—૮—૦ |
| આનંદકુંજ ભા. ૧લો | ,, ,, | ૦—૮—૦ |
| સારી સારી વાતો | ,, ,, | ૦—૮—૦ |
| ફુલમાળા, ભા. ૨જો | ,, ,, | ૦-૧૨-૦ |
| બાવલાનો પરાક્રમો | સૌ. હંસા મહેતા | ૧—૦—૦ |
| હંસ રાણી | રમણલાલ નાનાલાલ શાહ | ૦—૮—૦ |
| બાલ હાસ્ય | ,, ,, | ૦—૯—૦ |
| દેશ દેશની દંતકથાઓ | ,, ,, | ૦—૮—૦ |
| પ્રધાનપુત્રીનાં પરાક્રમો | ,, ,, | ૦-૧૦-૦ |

| | | |
|---|---|---|
| મીની માસી | " " | ૦—૬—૦ |
| બીસેરી પહાડ | " " | ૦—૩—૦ |
| સૂતપુત્ર કર્ણ | ન્હાનાભાઇ કા. ભટ્ટ | ૦—૩—૦ |
| **[બાળગ્રંથાવલી] (નં. ૫)** | **[ધીરજલાલ ટોકરશી શાહ]** | દરેક સેટ—નંગ ૨૦ની કિંમત રૂ. ૨ાા; વી. પી. પોસ્ટેજ ૭ આના અલગ |

| | |
|---|---|
| શ્રી રીખવદેવ | અર્જુનમાળી |
| નેમ રાજુલ | ચક્રવર્તી સનત્કુમાર |
| શ્રી પાર્શ્વનાથ | ગણધર શ્રી ગૌતમસ્વામી |
| પ્રભુ મહાવીર | ભરત બાહુબલિ |
| વીર ધન્નો | આર્દ્રકુમાર |
| મહાત્મા દૃઢ પ્રહારી | મહારાજા શ્રેણિક |
| અભયકુમાર | વીર ભામાશાહ |
| રાણી એલ્લણા | મહામંત્રી ઉદામન |
| ચંદનબાળા | મહાસતી અંજના |
| ઇલાચીકુમાર | રાજર્ષિ પ્રસન્નચંદ્ર |
| જંબુસ્વામી | મયણ રેહા |
| અમરકુમાર | ચંદન મલયાગિરિ |
| શ્રીપાળ | કાન કઠિયારો |
| મહારાજા કુમારપાળ | મુનિશ્રી હરિકેશ |
| પેથડકુમાર | કપિલ મુનિ |
| વિમળશાહ | સેવામૂર્તિ નંદિષેણ |
| વસ્તુપાળ–તેજપાળ | શ્રી સ્થૂલિભદ્ર |
| એમો દેદરાણી | મહારાજા સંપ્રતિ |
| જગડુશાહ | પ્રભુ મહાવીરના દસ શ્રાવકો |
| ધર્મ માટે પ્રાણ આપનાર મહાત્માઓ | સ્વાધ્યાય |

**[ચરોતર એજ્યુકેશન સોસાઈટી] (નં. ૬)**

| | | |
|---|---|---|
| પ્રહ્લાદ | જુગતરામ દવે | ૦—૪—૦ |

| | | |
|---|---|---|
| બ્હેન | ચંદ્રશંકર ભટ્ટ | ૦—૧—૦ |
| બાલારાજા | છગનલાલ હ પંડયા | ૦—૧—૦ |
| મનોરમા | મોઘી મ્હેન | ૦—૧—૦ |
| ગીત સંગ્રહ | રીતારામ નથુભાઈ | ૦—૨—૦ |
| વીરકથાઓ | ચંદ્રશંકર મ. ભટ્ટ | ૦—૨—૦ |
| **[બાળક કાર્યાલય] (નં. ૭)** | | |
| ફૂલ છાબ | ભીખાભાઇ પુ. વ્યાસ | ૦—૮—૦ |
| બાળકની ૧૩ વાતો | ,, ,, | ૦—૩—૦ |
| બાળક પુ. ૭મુ (બાળકની ફાઈલ) | ,, ,, | ૩—૦—૦ |
| **[પુસ્તકાલય સહાયક સહકારી મંડળ] (નં. ૮)** | | |
| ચાર બાલસંવાદો | ચન્દ્રશંકર મ. ભટ્ટ | ૦—૩—૦ |
| સીદમાદ શેઠ | ,, ,, | ૦—૭—૦ |
| કુમાર વીરસેન | ,, ,, | ૦—૬—૦ |
| નળ દમયંતી | ,, ,, | ૦—૩—૦ |
| બાળકાવ્યો | આશાભાઇ નરસિંહભાઇ અને ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ | ૦—૩—૦ |
| **[કુમાર કાર્યાલય] (નં. ૯)** | | |
| બાળવાર્તાવલી, ભા. ૨જો | સૌ. હંસા મહેતા | ૧—૮—૦ |
| સ્કાઉટિંગ અને બીજી વાતો | ગજાનન ઉ. ભટ્ટ | ૧—૦—૦ |
| **[જેઠાલાલ છગનલાલ ચૌધરી] (નં. ૧૦)** | | |
| કંસવધ | જે. છ ચૌધરી | ૦—૪—૦ |
| રાજસૂય યજ્ઞ | ,, ,, | ૦—૪—૦ |
| જરાસંધ વધ | ,, ,, | ૦—૪—૦ |
| સીતા હરણ | ,, ,, | ૦—૫—૦ |
| ડાહ્યુ કોણ ? | ,, ,, | ૦—૩—૦ |
| બજરંગી હનુમાન | ,, ,, | ૦—૩—૦ |
| **[પ્રકીર્ણ] (ન. ૧૧)** | | |
| અગ્નિમાળા | ગુજરાત સાહિત્ય મંદિર | ૦—૫—૦ |
| કિશોર કથાઓ | ગિજુભાઇ | ૦—૮—૦ |
| ગાંધીજી | જુગતરામ દવે | ૦—૩—૦ |
| જાતક કથા | લીલાબ્હેન છોટાલાલ પરીખ | ૦—૩—૦ |

| | | |
|---|---|---|
| દાદીમાની વાતો | દંસાબ્હેન કાનુગા | ૦—૨—૦ |
| ન કહેવાયલી વાતો | છેલશંકર ગોવિંદજી શુકલ | ૦—૮—૦ |
| નવાં અને જુનાં બાળઉખાણા | કાનજી કાલિદાસ જોશી. | ૦—૮—૦ |
| બટુ | ગોવિંદરામ બાલાશંકર ઠાકર [શારદા મંદિર] | ૦—૩—૦ |
| બાળ ઉખાણા | કાનજી કાલિદાસ જોશી | ૦—૮—૦ |
| બાળ જોડકણાં | " " | ૦—૪—૦ |
| બાળ પત્રો | વલ્લભદાસ અક્કડ | ૦—૨—૦ |
| બાળગીત, ભા. ૧લો | ચુનીલાલ કુબેરદાસ શાહ | ૦—૬—૦ |
| બાળ રામાયણ | લીલાવતીબ્હેન | ૦-૧૦-૦ |
| બીરબલનો હાસ્યભંડાર | પેસ્તનજી જમશેદજી | ૨—૮—૦ |
| ભયનો ભેદ | દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભુવન | ........ |
| ભેરૂ | ગિજુભાઈ અને જુગતરામ | ૦—૯—૦ |
| મોજડીનાં મૂલ્ય | ઉમિયાશંકર જીવણલાલ ઠાકર | ૦—૨—૬ |
| રાજાજીની વાતો | રણછોડજી કેસુરભાઇ મીસ્ત્રી | ૦—૩—૦ |
| લાકડાનો પોપટ | ઉમિયાશંકર જી. ઠાકર | ૦—૧—૦ |
| વાઘણ | મનસુખરામ દામોદર મહેતા | ૦—૧—૦ |
| વાંદરાની વાતો | જે. રોજર્સ | ......... |
| શબ્દપોથી | માણેકલાલ હરિલાલ | ૦—૨—૦ |

## વાર્ષિક–પરચુરણ વગેરે.

| | | |
|---|---|---|
| ઉદય (વાર્ષિક) | તંત્રી અને પ્રકાશક, બાબુરાવ જોષી | ૧—૦—૦ |
| હિંદુ સ્ત્રીમં... ...તીનો ઇતિ... | ... | ......... |
| વ્યાયામ પ... | બાપભાઇ ...શી | ......... |
| ...તી પત્રકા... ...રી | ...પારેખ | ૦—૪—૦ |
| પુ. પશુ... | | ૦-૧૨-૦ |
| | જો... | ૧—૦—૦ |
| ...ગ... | | ......... |
| | | ૦—/—૦ |

| | | |
|---|---|---|
| દાદીમાની વાતો | હંસાબ્હેન કાનુગા | ૦—૨—૦ |
| ન કહેવાયલી વાતો | ઉમાશંકર ગોવિંદજી શુક્લ | ૦—૮—૦ |
| નવાં અને જુનાં બાળઉખાણા | કાનજી કાલિદાસ જોશી. | ૦—૮—૦ |
| બચુ | ગોવિંદરામ બાલાશંકર ઠાકર [શારદા મંદિર] | ૦—૩—૦ |
| બાળ ઉખાણા | કાનજી કાલિદાસ જોશી | ૦—૮—૦ |
| બાળ જોડકણાં | " " | ૦—૪—૦ |
| બાળ પત્રો | વલ્લભદાસ અક્કડ | ૦—૨—૦ |
| બાળગીત, ભા. ૧લો | ચુનીલાલ કુબેરદાસ શાહ | ૦—૬—૦ |
| બાળ રામાયણ | લીલાવતીબ્હેન | ૦—૧૦—૦ |
| બીરબલનો હાસ્યભંડાર | પેસ્તનજી જમશેદજી | ૨—૮—૦ |
| ભયનો ભેદ | દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભુવન | ........ |
| ભેરૂ | ગિજુભાઈ અને જુગતરામ | ૦—૯—૦ |
| મોજડીના મૂલ્ય | ઉમિયાશંકર જીવણલાલ ઠાકર | ૦—૨—૬ |
| રાજાજીની વાતો | રણછોડજી કેસુરભાઇ મીસ્ત્રી | ૦—૩—૦ |
| લાકડાનો પોપટ | ઉમિયાશંકર જી. ઠાકર | ૦—૧—૦ |
| વાચણ | મનસુખરામ દામોદર મહેતા | ૦—૧—૦ |
| વાંદરાની વાતો | જે. રોજર્સ | ......... |
| શબ્દપોથી | માણેકલાલ હરિલાલ | ૦—૨—૦ |

## વાર્ષિક—પરચુરણ વગેરે.

| | | |
|---|---|---|
| ઉદય (વાર્ષિક) | તંત્રી અને પ્રકાશક, બાબુરાવ જોષી | ૧—૦—૦ |
| ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળનો પ્રથમ પચીસીનો ઇતિહાસ | ... | ......... |
| ગુજરાતી વ્યાયામ પરિષદ | છોટુભાઇ બાલકૃષ્ણ પુરાણી | ......... |
| બીજી ગુજરાતી પત્રકાર પરિષદનો રીપોર્ટ | હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ | ૦—૪—૦ |
| મહિલા મિત્ર, પુ. ૫મુ | સૌ. સૌદામિની મહેતા | ૦—૧૨—૦ |
| વીણા (વાર્ષિક) | સનાતન જન્મશંકર બુચ | ૧—૦—૦ |
| સાહિત્યકલા મહોત્સવ અંક (કરાચી) | ... | ......... |
| સાહિત્ય ખંડ | જૈન યંગમેન્સ સોસાઇટી | ૦—૮—૦ |

## અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

[ પ્રોફેસર, એમ. એ. એલએલ. બી. ]

તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ છે; જન્મ સુરતમાં ઇ.સ. ૧૮૮૫ ને ૧૫ મી ઍપ્રિલના રોજ થયો હતો. એમના પિતાશ્રી સ્વ. રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી ગુજરાતના એક અગ્રગણ્ય સાક્ષર હતા અને એમના સંસ્કારો સર્વ એમના પુત્રમાં પૂર્ણ રીતે ઉતરી આવેલા છે.એમના પિતા નોકરીને અંગે ફરતા રહેતા, તેથી જૂદે જૂદે સ્થળોએ એમણે શિક્ષણ લીધું હતું. સન ૧૯૦૪ માં બી. એ; અને સન ૧૯૦૬ મા તેઓ એમ. એ; થયા હતા. સન ૧૯૦૭ માં એલ એલ. બી. ની પરીક્ષા પસાર કરી; પણ વિદ્યા પ્રતિ વિશેષ પ્રેમ હોવાથી અધ્યાપકની નોકરી પસંદ કરી; અને આજ ઘણાં વર્ષોથી (૧૯૧૧ પછી) વડોદરા કૉલેજમાં તેઓ ફીલસુફી અને તત્ત્વજ્ઞાનના સીનીઅર પ્રોફેસર તરીકે કામ કરે છે. તે ઉપરાંત કૉલેજના ગુજરાતીના વર્ગો પણ લે છે. ૧૯૨૧માં તેઓ Ethics(નીતિશાસ્ત્ર)ના યુનિવર્સિટિ લેક્ચરર નીમાયા હતા. તેઓએ મેટ્રિકથી એમ. એ. સુધીની પરીક્ષાઓમાં વર્ષો સુધી પરીક્ષક તરીકે કામ કર્યું છે.

એમની પ્રવૃત્તિ સાહિત્ય અને કેળવણીના વિષયોમાં વિશેષ નજરે પડશે.

તેઓ લાંબી મુદતથી મુંબાઇ યુનિવર્સિટીના ફેલો છે; સિન્ડિક તરીકે તેમણે ત્રણ વર્ષ કામ કર્યું છે, વળી ઍકેડેમિક કાઉન્સિલના સભ્ય નિમાયા છે. અભ્યાસ કરતા હતા ત્યારથી 'બુદ્ધિપ્રકાશ,' 'ગુજરાતશાળાપત્ર,' 'વસન્ત' વગેરેમા તેઓ લેખ લખી મોકલતા; અને પોતે દક્ષિણનો પ્રવાસ કરેલો તેનું રસિક વર્ણન કાવ્યમા ઉતાર્યું છે. એમણે એમનું પ્રથમ પુસ્તક ઇ. સ. ૧૯૧૦ માં'જાપાનની કેળવણી પદ્ધતિ' મી. શાર્પના રીપોર્ટ પરથી ગુ. વ. સોસાઇટી માટે લખેલું; અને તે પછી ઇ.સ. ૧૯૧૩ મા ગીઓફ્રન 'યુરોપના સુધારાનો ઇતિહાસ' લખેલો. તેમના સ્વતંત્ર પુસ્તકો 'નિવૃત્તિ વિનોદ' અને 'સાહિત્ય વિનોદ' એ નામથી છપાયલા છે, તે ગ્રંથો લોકપ્રિય નિવડયા છે. તે ઉપરાત કૉલેજના વિદ્યાર્થીઓ માટે ઇંગ્રેજીમા પુસ્તકો લખેલા છે, જેની માગણી વિદ્યાર્થી સમૂહમા વિશેષ રહે છે.

### એમના ગ્રંથોની યાદી:

જાપાનની કેળવણીની પદ્ધતિ'(પ્રો. શાર્પના ઇંગ્રેજી પુસ્તકનું ભાષાંતર) [૧૯૧૦]

યુરોપના સુધારાનો ઇતિહાસ (ગીઝોના ઐતિહાસિક પુસ્તકના
 થોડા ભાગનું ભાષાન્તર) [૧૯૧૩
નીતિશાસ્ત્ર (રૅશડૅાલના Ethics, P. B. Series નું ભાષાન્તર) [૧૯૧૭
નિવૃત્તિ વિનોદ [૧૯૧૭
નીતિ વિવેચન [પ્રો. વીજરીને રા. ઝાલાની સાથે] [૧૯૧૮
ત્રિવેદી વાચનમાળા પ્રવેશિકા તથા પુ. ૧ થી ૭ સુધી.
 [તેમના પિતાની સાથે] [૧૯૨૨–વડોદરા સૅટ.]
 [૧૯૨૩–બ્રિટિશ સૅટ]
સાહિત્ય વિનોદ [૧૯૨૮]
*Studies in Deductive Logic* [1912]
Studies in Inductive Logic. [1914]
Psychology. [1919]
Ethics. [1920]
*Logic in an easy chair.* [1925]

ઉપલી યાદી ઉપરાંત, તેમના છૂટક લેખો, સંવાદો ને ભાષણોની યાદી થાય તેમ છે; પણ તે છૂટાં છૂટાં માસિકોમાં ને અન્યત્ર પ્રસિદ્ધ થએલાં છે. તેમના હાસ્યરસથી ભરપૂર સંવાદો કૅાલેજોમાં ને અન્યત્ર મેળાવડાઓમાં ઘણીવાર ભજવાયા છે.

## અરદેશર ફરામજી ખબરદાર

સ્વ. મલબારી પછી પારસી લેખકોમાં કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર ગુજરાતી વાચકોમાં બહુ જાણીતા અને લોકપ્રિય છે. એમનો જન્મ ઇ. સ. ૧૮૮૧ માં નવેમ્બર માસની ૬ઠ્ઠી તારીખે દમણમાં થયો હતો. એમનું કુટુંબ પોર્ટુગીઝ રાજ્યમાં પ્રતિષ્ઠિત લેખાતું. એમની પાંચ વર્ષની ઉમર હશે ત્યારે એમના પિતાશ્રી ફરામજી કાવસજી યુવાવસ્થામાં ૨૬ મા વર્ષે પાંઠાના રોગથી મુંબાઇમાં મૃત્યુ પામ્યા હતા. ખબરદારની અટક એમના કુટુંબીજનોની બાહોશી અને હુંશિયારીથી એમના વડિલોને મળેલી. એમણે અંગ્રેજીનો અભ્યાસ મુંબાઈમાં ન્યુ હાઇસ્કુલમાં કર્યો હતો. કવિતા અને સંગીતનો શોખ તો એમને ન્હાનપણથી પ્રાપ્ત થયલો. વિદ્યાર્થી અવસ્થામાંથી તેઓએ કવિતા લખવા માંડેલી; તેથી એમના મિત્રો પણ એમને કવિ તરીકે સંબોધતા હતા.

શાળા છોડયા બાદ દમણમાં આવી રહેલા. અહિંથી તેમણે "માસિક મઝાહ" નામનું માસિક, જે સ્વ. દાદી તારાપોરવાળાના તંત્રીપદ હેઠળ ચાલતું હતું, તેમાં સો દ્રષ્ટાંતિક દોહરાઓ હરિફાઈમાં લખી મોકલેલા; અને તેની ઘટતી તારીફ થઇ હતી.

એમનો કાવ્યસંગ્રહ પહેલવહેલો સન ૧૯૦૧ માં "કાવ્યરસિકા" નામે પ્રકટ થયલો. તે પછી નવી ઢબની કવિતા પાશ્ચાત્ય વિચાર અને અભ્યાસથી રંગાયલી, લખવી શરૂ કરેલી. તેમાં તેમને એમના ગુરૂ મી. જાલભાઈ દોરાબજી ભરડા તેમજ એમના મિત્ર મી. પેસ્તનજી ખ. તારાપોરવાળા તરફથી ખુબ પ્રોત્સાહન મળ્યું હતું. જ્યારે એ કાવ્યોનો સંગ્રહ "વિલાસિકા" નામથી પ્રથમ બહાર પડયો ત્યારે સૌ કોઈ તેથી મુગ્ધ થયા હતા અને જાણીતા વિવેચક શ્રીયુત નરસિંહરાવે તેની સમાલોચના કરી, વાચકવર્ગનું તે પ્રતિ વિશેષ લક્ષ ખેંચ્યું હતું. તે પછી પ્રકાશિકા, ભારતનો ટંકાર, સંદેશિકા, કલિકા, ભજનિકા અને રાસચંદ્રિકા એ નામથી એમના કાવ્યગ્રંથો એક પછી ગુજરાતી જનતાને મળતાં રહેલાં છે; અને તે સર્વનો સારો સત્કાર થઇ, રસભર વંચાય છે.

ઇ. સ. ૧૯૦૮ ની સાલથી એઓ ગુજરાત છોડી મદ્રાસ જઇ ત્યાં સહકુટુંબ ધંધા અર્થે ઠરીઠામ થયા છે અને ત્યાં સાઈકલ અને મોટરનો વેપાર મોટા પાયા પર ચલાવે છે.

અસ્વસ્થ તબીઅતના કારણે તેઓ જાહેરમા ઝાઝા બહાર આવી શકતા નથી; પણ પ્રસંગોપાત્ કોઇ મેળાવડામાં ભાષણ આપવાનું બની

આવે છે ત્યારે એમના વ્યાખ્યાનો ઉત્કટ લાગણી, સાચી દાઝ, તટસ્થ વિચાર અને વિવેચનથી ખૂબ અસર ઉપજાવે છે. ભાવનગર સાહિત્ય પરિષદમાં સાહિત્ય વિભાગના અધ્યક્ષ-પદેથી આપેલું વ્યાખ્યાન, અથવા તો મુંબઇમાં ઉજવાયલા વસન્તોત્સવ પ્રસંગે આપેલું વ્યાખ્યાન, તેના દ્રષ્ટાંતરૂપ રજુ કરી શકાય.

કવિશ્રી ન્હાનાલાલની ડોલનશૈલી વિરુદ્ધ એમણે દર્શાવેલા વિચારોએ એક વખત સાહિત્યસૃષ્ટિમા ખળભળાટ (Sensation) કરેલો; અને એમની દલીલોમાં કંઇક તથ્ય છે, એમ ઘણાંને લાગેલું.

સ્વ. મલબારીના સઘળાં કાવ્યગ્રંથોમાંથી તેમની સારી કવિતાઓની ચૂંટણી કરી એક ગ્રંથમાં સંગ્રહીને તેમજ તેમાં એમના જીવન તેમજ એમની કવિતા વિષે એક સારો, વિસ્તૃત અને વિદ્વત્તાભર્યો ઉપોદ્ઘાત લખીને એમણે એકપક્ષે મરનારની તેમજ બીજે પક્ષે ગુજરાતી વાંચનાર આલમની પ્રશસ્ય સેવા કરી છે, એમ ઉપકારસહ નોંધવું જોઇએ.

વળી એઓએ ઇંગ્રેજીમા પણ ઘણા કાવ્યો રચેલાં છે, જેમાંનો એક સંગ્રહ Silken Tassel—નામથી પ્રસિદ્ધ થયલો છે. એમના ઘણા ગુજરાતી તથા અંગ્રેજી ગ્રંથો હજી અપ્રસિદ્ધ છે, જે હવે પછી પ્રગટ થશે.

## એમના ગ્રંથોની યાદી:

| | પ્રકાશન વર્ષ. |
|---|---|
| કાવ્યરસિકા | ( ઇ. સ. ૧૯૦૧ ) |
| વિલાસિકા | ( ૧૯૦૫ ) |
| પ્રકાશિકા | ( ૧૯૦૮ ) |
| મલબારીનાં કાવ્યરત્નો ( સંપાદક ) | ( ૧૯૧૭ ) |
| ભારતનો ટંકાર | ( ૧૯૧૯ ) |
| પ્રભાતનો તપસ્વી | ( ૧૯૨૦ ) |
| કુકકુટ દીક્ષા | ( ૧૯૨૦ ) |
| સંદેશિકા | ( ૧૯૨૫ ) |
| કલિકા | ( ૧૯૨૬ ) |
| ભજનિકા | ( ૧૯૨૮ ) |
| રાસચન્દ્રિકા ભા. ૧ લો. | ( ૧૯૨૯ ) |
| The Silken Tassel | ( ૧૯૨૮ ) |

—અંગ્રેજી ઊર્મિ કાવ્યો.

( Published by Fowler Wright Ltd., London. )

## આત્મારામ મોતીરામ દીવાનજી [ બી. એ., ]

એઓ જ્ઞાતે વાલ્મિકી કાયસ્થ અને સુરતના વતની છે. એમના પિતાનું નામ મોતીરામ ઇચ્છારામ દીવાનજી અને માતાનું નામ કમળાગવરી છે. એમનો જન્મ સન ૧૮૭૩ મા સુરતમા થયો હતો. પ્રાથમિક તેમજ માધ્યમિક શિક્ષણ એમણે સુરતમા લીધેલુ. સન ૧૮૯૧ મા મેટ્રીક થયા બાદ મુંબઇની વિલ્સન કૉલેજમા તેઓ જોડાયા હતા. સન ૧૮૯૬ મા તે કેમેસ્ટ્રી અને ફીઝીક્સ ઐચ્છિક વિષય લઇને બી એ. થયા. ડીગ્રી મળ્યા પછી તેઓ સરકારી કેળવણી ખાતામા આસિસ્ટન્ટ માસ્તર તરીકે એલ્ફિનસ્ટન હાઇસ્કૂલમા નિમાયા હતા; અને જાતમહેનત, પ્રમાણિકતા, સતત્ ઉદ્યોગથી તેઓ તે ખાતામા એક પછી એક મોટી પાયરીઓએ, છેક એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર વિભાગના હોદ્દાએ પહોચી, એ જગાએથી નિવૃત્ત થયા હતા. એ એમની બાહોશી અને કાર્યદક્ષતાનુ ફળ હતું.

કેળવણી ખાતામા વહિવટી કામમા, ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર અને પરસનલ આસિસ્ટંટ ટુ ધી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે ઘણા વર્ષો કામ કરવામા કાઢેલા; તેમ છતા લેખનકાર્ય અને સાહિત્યના અભ્યાસ માટેની એમની અભિરુચિ ઝાંખી પડી નહોતી. એમનો આરામ એટલે કોઇ પ્રકારનુ કંઇક લેખનકાર્ય.

ગુ. વ. સોસાઇટી માટે એમણે 'ખગોળવિદ્યા', 'ખગોળ સંબંધી વ્યાખ્યાન', 'મિરાતે સિકંદરી' અને 'રોમનો ઇતિહાસ' વગેરે ઉપયોગી ગ્રંથો લખી આપેલા છે. 'ખગોળવિદ્યા' અને 'ખગોળ સબંધી વ્યાખ્યાન'ની તો ત્રણ આવૃત્તિઓ નિકળી ચૂકી છે અને મિરાતે સિકંદરી માટે માગણી થયા કરે છે, એ એમના ગ્રંથોનો ઉપાડ કેવો સારો છે તે દર્શાવે છે.

સાહિત્ય પરિષદ ભંડોળ કમિટી માટે એમણે ફિરસ્તાકૃત ગુજરાતના ઇતિહાસ વિભાગનો અનુવાદ કરી આપેલો અને કેળવણી ખાતા માટે એમણે જૂદા જૂદા વિષયો પર લખેલા પુસ્તકો અનેક છે, જેની યાદી નીચે આપી છે.

એમના અભ્યાસના પ્રિય વિષયો ખગોળ, ઇતિહાસ અને ભૂગોળ છે. નોકરીમાથી ફારગ થયા પછી તેઓ સુરત શહેરની એક વા બીજી સેવા-પ્રવૃત્તિમા પોતાનો સમય પસાર કરે છે હમણા સોસાઇટી માટે 'ગ્રીસનો ઇતિહાસ' લખી રહ્યા છે. એટલે કે કાર્ય, કાર્ય અને કાર્ય એ એમના જીવનનો મુદ્રાલેખ છે.

## એમના ગ્રંથોની યાદીઃ

| | | |
|---|---|---|
| ૧. પશુના ઔષધનું શાસ્ત્ર [ ઇંગ્રેજી પુસ્તકનું ભાષાંતર ] | સન | ૧૯૦૫ |
| ૨. શારીર અને ઈંદ્રિય વિજ્ઞાનશાસ્ત્ર [ અંગ્રેજીનો અનુવાદ. ] | ,, | ૧૯૦૫ |
| ૩. અશ્વ પરીક્ષા [ ઇંગ્રેજીનો અનુવાદ ] | ,, | ૧૯૦૫ |
| ૪. સુરત જીલ્લાની ભૂગોળ | ,, | ૧૯૦૬ |
| ૫. ખગોળ સંબંધી વ્યાખ્યાનમાળા | ,, | ૧૯૦૭ |
| ૬. ભૂગોળવિદ્યાના મૂળતત્ત્વો ભા. ૧ | ,, | ૧૯૦૮ |
| ૭. ,, ,, ભા. ૨ જો | ,, | ૧૯૦૮ |
| ૮. ખગોળવિદ્યા | ,, | ૧૯૧૦ |
| ૯. મિરાતે સિકંદરી | ,, | ૧૯૧૪ |
| ૧૦. ફિરિસ્તાકૃત ગુજરાતનો ઇતિહાસ | ,, | ૧૯૧૭ |
| ૧૧. માધ્યમિકશાળા માટે ભૂગોળવિદ્યા ભા. ૧ | ,, | ૧૯૨૩ |
| ૧૨. ,, ,, ,, ભા. ૨ | ,, | ૧૯૨૩ |
| ૧૩. ,, ,, ,, ભા. ૩ | ,, | ૧૯૨૩ |
| ૧૪. ,, ,, ,, ભા. ૪ | ,, | ૧૯૨૩ |
| ૧૫. ,, ,, ,, ભા. ૫ | ,, | ,, |
| ૧૬. પ્રાથમિકશાળા ,, ,, ભા. ૧ | ,, | ૧૯૨૪ |
| ૧૭. કન્યાશાળા ,, ,, ભા. ૧ | ,, | ૧૯૨૫ |
| ૧૮. ,, ,, ,, ભા. ૨ | ,, | ૧૯૨૬ |
| ૧૯. પ્રાથમિકશાળા ,, ,, ભા. ૨ | ,, | ૧૯૨૮ |
| ૨૦. ,, ,, ,, ભા. ૩ | ,, | ૧૯૨૯ |
| ૨૧. રોમનો ઇતિહાસ . | ,, | ૧૯૨૯ |

## આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ

[ પ્રિન્સિપાલ અને પ્રો–વાઇસ ચાન્સેલર, બનારસ હિંદુ યુનિવર્સિટી–
એમ. એ. એલએલ. બી. ]

એમનો જન્મ અમદાવાદમા સંવત્ ૧૯૨૫ (ઇ. સ. ૧૮૬૯)ના મહા માસમા થયો હતો. તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ છે. એમના પિતા પ્રથમ મહીકાંઠા એજન્સીમા કારકુન અને પછી ક્રમે ક્રમે ચડતા કાઠિયાવાડ એજન્સીમા દફતરદાર નિમાયા હતા, કાઠિયાવાડની નોકરીમાથી પેન્શન લીધા પછી કેટલાક ગન્યના સીમાડા નક્કી કરવાના કામમા સરકારે રોકેલા હતા. તેઓ થોડોક સમય વડોદરા રાજ્યના ત્યાની રેસિડન્સિ ખાતે વકીલ હતા. આનન્દશંકર એમના પિતાને સાત પુત્રીઓ વચ્ચે એકના એક પુત્ર હતા એટલે ન્હાનપણથી લાડકોડમા ઉછરેલા. એમના પિતા ધર્મનિષ્ઠ અને પ્રાચીન-પન્થી વ્યક્તિ હતા; અને એ ગુણોની છાયા–અસર એમના પુત્રમાં વારસામા–hereditary ઉતરેલી પ્રતીત થાય છે.

કેળવણીની શરૂઆત તે વખતના પ્રચલિત નિયમ મુજબ ગામઠી નિશાળેથી શરૂ થઈ હતી. પછી ગુજરાતી નિશાળમા દાખલ થઈ પોતે અંગ્રેજી નિશાળમા દાખલ થયા. ત્યા પણ પોતે પોતાના શિક્ષકોને બુદ્ધિ અને જ્ઞાનથી સંતોષ આપ્યો હતો; અને તેઓ ઉત્તમ વિદ્યાર્થીની પંક્તિમાં ગણાતા. મેટ્રિકની પરીક્ષા પોતે યુનિવર્સિટિમા બીજે નંબરે પસાર કરી હતી. એમના ગુરુઓ પૈકી–જેમના નામ તે અદ્યાપિ સ્મરે છે તે– રણછોડલાલ ખંભાતા, પ્રોફેસર જમશેદજી અરદેશર દલાલ, વિષ્ણુ કાથવટે, કાવસજી સંજાણા, અને ભાસ્કર શાસ્ત્રી–હતા. તેનનું સંસ્કૃતનુ જ્ઞાન પણ ઘણુ ઉત્તમ અને સંપૂર્ણ મનાતું. અમદાવાદમા તે વખતે મિથિલાપુરીના એક વિદ્વાન–સંસ્કૃત પંડિતશ્રી બચ્ચા ઝા–જેમનુ નામ અસાધારણ વિદ્વત્તા અને તીક્ષ્ણ બુદ્ધિ માટે કાશી અને મિથિલામા અદ્યાપિ તેવુ જ પ્રખ્યાત છે–તેઓશ્રી રાજ-રાજેશ્વર શંકરાચાર્યના શાસ્ત્રીપદે પધાર્યા હતા અને અમદાવાદમા નિવાસ કર્યો હતો.તેમનો તથા એમના ભાઈ યદુનાથ ઝા, નિધિનાથ ઝા વગેરે પંડિતોના નિવાસનો લાભ પણ ઘણા વર્ષો પોતે પોતાના સંસ્કૃત જ્ઞાનની વૃદ્ધિ અર્થે એમ. એ., થતા સુધી પરીક્ષા બનારના વિદ્વાનોમા લીધો હતો. ગુજરાત કૉલેજમા દાખલ થયા પછી પોતે તે વખતના સસ્કૃત પ્રોફેસર કાથવટેની સારી પ્રીતિ ઉત્પાદન કરી હતી. ને પણ તેમના સસ્કૃત જ્ઞાનની પ્રશંસા

કરતા હતા.તેમજ કૉલેજના પ્રિન્સિપાલ જમશેદજી અરદેશર દલાલ પણ શ્રીયુત આનન્દશંકરભાઈના અંગ્રેજી જ્ઞાનના પણ તેનાજ વખાણ કરતા હતા. બંને અધ્યાપકોના એ પ્રિય શિષ્ય હતા. કૉલેજના જીવનમા તે વખતની ફર્સ્ટ બી એ, ની પરીક્ષામા ગણિતના વિષયમા નિષ્ફળ જવાથી તે વર્ષે સંસ્કૃતમા યુનિવર્સિટીમા પ્રથમ નંબરે આવ્યા છતા એમણે ઇનામ ગુમાવ્યું. તે પછીને વર્ષે ફર્સ્ટ બી એ., અને બી. એ. ની પરીક્ષા એકસાથે આપી બીજે વર્ષે બંનેમા ઉત્તીર્ણ થયા હતા. તેમના સંસ્કૃત જ્ઞાનથી તેમજ અભ્યાસથી તેમના પ્રોફેસર કાથવટે સાહેબ મુગ્ધ બન્યા હતા; એટલું જ નહિ પણ અમને મળેલી માહિતી ખરી હોય તો સ્વ. પ્રો. મણિલાલ નભુભાઇ દ્વિવેદી યુનિવર્સિટીમા સંસ્કૃતના પરીક્ષક પણ આનન્દશંકરભાઈના સસ્કૃત જ્ઞાન વિષે ઉચ્ચ મત ધરાવતા હતા. પરિણામે તેમની સાથે પરિચય થયો, જે આગળ જતા મૈત્રીરૂપે ઉદ્‌ભવ્યો હતો તે સુવિદિત છે. બી. એ, થયા પછી એમ. એ; અને એલ એલ. બી. ની પરીક્ષાનો અભ્યાસ કરી ઉત્તીર્ણ થયા.

ઇ. સ. ૧૮૮૨ મા તેમનું પ્રથમ લગ્ન થયું હતું. સન ૧૮૯૦ મા વિધુરાવસ્થા પ્રાપ્ત થતા, સન ૧૮૯૧ મા ફરી લગ્ન થયલું; અને સન ૧૯૦૩ મા એમના બીજા પત્ની મૃત્યુ પામેના. તે પછી એમણે ફરી લગ્ન કર્યું નથી. એમના સંતાનોમા બે પુત્રીઓ અને બે પુત્રો છે, જેમાના એક ધ્રુવભાઇ ઓકસફર્ડની ડીગ્રી લઈ આવેલા છે અને બીજા ન્હાના પુત્ર પ્રહ્લાદભાઇ હાઇકોર્ટ વકીલ છે.

સન ૧૮૯૩ મા પ્રો. કાથવટેની બદલી થતા, તેમને સંસ્કૃતના અધ્યાપક નિમવામા આવ્યા હતા. કૉલેજમા જેટલો સમય રહ્યા તેટલો સમય માત્ર સંસ્કૃત ન શિખવતા અંગ્રેજી, ન્યાય, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોના વર્ગ લેતા અને છેવટે પ્રિન્સિપાલ તરીકે પણ તેમણે કેટલોક સમય કાર્ય કર્યું હતું. સરકાર હસ્તક કૉલેજ સોંપાયા બાદ કેટલેક વર્ષે તેમની બદલી એલ્ફીન્સ્ટન કૉલેજમા સંસ્કૃતના અધ્યાપક તરીકે થઇ; પરંતુ તે જ અરસામા બનારસ હિંદુ યુનિવર્સિટી માટે પંડિત મદનમોહન માલવિયાજીએ એક સારા પ્રિન્સિપાલની માગણી કરતા, મહાત્મા ગાંધીજી અને સર લલ્લુભાઇએ એમનું નામ સૂચવ્યું. ત્યારથી (૧૯૨૦) તેઓ બનારસ હિંદુ યુનિવર્સિટીના પ્રિન્સિપાલ અને પ્રોન્વાઇસ ચાન્સેલર તરીકે કામ કરે છે, અને એમનું એ કાર્ય યશસ્વી નિવડ્યું છે, એમ ચોદિશામાથી સાંભળવામા આવતી પ્રશંસા પરથી કહી શકાય

શરૂઆતમાં તેઓ સ્વ. મણિલાલ નભુભાઇના 'સુદર્શન'માં લેખો લખતા અને પાછળથી એમના મૃત્યુ બાદ કેટલોક સમય તે માસિકને ચલાવેલું: પણ સ્વદેશ અને માતૃભાષાની જરૂરિયાત લક્ષમાં લઇને સન ૧૯૦૨ માં "વસન્ત" નામનું નવું માસિક કાઢ્યું, જેનો રજત મહોત્સવ સન ૧૯૨૭ માં ભારે દબદબાથી ઉજવવામાં આવ્યો હતો.

સન ૧૯૨૮ માં તેઓ નવમી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ નિમાયા હતા અને તેના આગલા વર્ષે બીજી ગુજરાતી પત્રકાર પરિષદના સ્વાગત મંડળના અધ્યક્ષ તરીકે કામ કર્યું હતું. તેમજ સન ૧૯૨૦ માં છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ અમદાવાદમાં મળેલી તેનું સ્વાગત કરવાનું માન પણ એમને મળેલું.

ગુજરાતમાં જ નહિ પણ અખિલ ભારતવર્ષમા એક પ્રતિષ્ઠિત તત્વજ્ઞાનના અધ્યાપક તરીકે તેમણે સારી ખ્યાતિ પ્રાપ્ત કરેલી છે; અને એથીજ સન ૧૯૨૮ મા મદ્રાસમા મળેલી ચોથી ફિલોસોફિકલ કોન્ગ્રેસના તેમને પ્રમુખ નિમવામાં આવ્યા હતા અને તે આગમચ બનારસમાં મળેલી બીજી ફિલૉસૉફિકલ કૉન્ગ્રેસના ઇન્ડિયન સેકશનના તત્ત્વજ્ઞાન વિભાગના અધ્યક્ષ ચુંટાયા હતા. તેઓ હિન્દુસ્થાનની સર્વ યુનિવર્સિટીના મંડળના (ઇન્ટર યુનિવર્સિટી બોર્ડના) આ વર્ષે ચેરમેન નીમાયા છે.

ગુજરાતી સાહિત્યક્ષેત્રમા તેઓ ઉંચું સ્થાન ભોગવે છે અને તેમના લખેલા ગ્રંથો અને લેખો અનેક છે.

## એમના ગ્રંથોની યાદી:

| | |
|---|---|
| શ્રીભાષ્ય ભા. ૧, ૨ | સન ૧૯૧૩ |
| ધર્મવર્ણન | ,, ૧૯૧૩ |
| નીતિશિક્ષણ | ,, ૧૯૧૪ |
| આપણો ધર્મ | ,, ૧૯૧૬ |
| હિન્દુ ધર્મની બાળપોથી | ,, ૧૯૧૮ |
| હિન્દુ વેદધર્મ | ,, ૧૯૧૯ |

## અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી [ બી. એ., ]

એઓ નાતિએ ભદ્રમેવાડા બ્રાહ્મણ છે. એમનું મૂળ વતન ભરૂચ; પણ જન્મ સુરતમાં સં. ૧૯૫૦ માં થયો હતો. એમના પિતાનું નામ બાલકૃષ્ણ નરભેરામ પુરાણી અને માતાનું નામ જડાવબ્હેન નીતમરામ જોશી, જેમનું પિયર સુરતમાં હતું. એટલે સુરતમાંથી શિક્ષણની શરૂઆત કરેલી, પણ પ્રાથમિક કેળવણી ભરૂચમાં લીધેલી. પાંચ ઇંગ્રેજીના ધોરણ વડોદરામાં ખાનગી ઘેર શિખેલા, પછી વડોદરા રાજ્યની હાઇસ્કુલમાં દાખલ થયલા અને સન ૧૯૦૯ માં મેટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ કરી હતી પ્રિવિયસ અને ઇન્ટરનો અભ્યાસ વડોદરા કોલેજમાં કર્યો હતો, બી. એ., માટે તેઓ મુંબાઇ સેન્ટ ઝેવીઅર્સ કૉલેજમાં ગયા હતા. સન ૧૯૧૩ માં તેમણે બી. એ. (ઑનર્સ)ની પરીક્ષા ફીઝીક્સ અને કેમીસ્ટ્રી (પદાર્થ વિજ્ઞાન અને ૨ સાયનશાસ્ત્ર) ઐચ્છિક વિષય લઇને પાસ કરી હતી.

કલા, સાહિત્ય અને તત્વજ્ઞાન, એ એમના પ્રિય વિષયો છે.

અભ્યાસ પૂરો થયા પછી તેઓ લેખન વાચન અને જનસેવાના કાર્યમાં ગુંથાયલા રહ્યા છે. સન ૧૯૨૩ થી તો તેઓ બીજી જાહેર પ્રવૃત્તિઓ છોડી દઈ પોંડીચેરીમાં શ્રીયુત અરવિંદ ઘોષના આશ્રમમાં યોગસાધના માટે જોડાયા છે.

એમનું પ્રથમ પુસ્તક સન ૧૯૨૭ માં પ્રકટ થયું હતું; અને તે બાહોસવના જાણીતા દેશભક્ત અશ્વિનીકુમાર દત્તના "ભક્તિયોગ" નામક બંગાળી પુસ્તકનો અનુવાદ છે. તે પછી સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય માટે તેમણે ટાગોરના સંસ્મરણોનું પુસ્તક લખી આપ્યું હતું. શ્રીયુત અરવિંદ ઘોષે પોંડીચેરીમાં જઈ વસ્યા પછી 'આર્ય' માસિક કાઢેલું, તેનો પદ્ધતિસર અને નિયમિત રીતે અભ્યાસ કરીને, એમાં પ્રસિદ્ધ થયેલા લેખો અને ગ્રંથોનો લાભ એઓ ગુજરાતી જનતાને આપતા રહ્યા છે, એ એમની મોટામાં મોટી અને ઉત્કૃષ્ટ સેવા છે. તે સિવાય મેં. પોલ રીશારના To the Nations-જગતની પ્રજાઓને લગતો પ્રોત્સાહક નિબંધ ગુજરાતીમાં ઉતાર્યો છે; અને ટાગોરનું 'સાધના'નું પુસ્તક, જેનો અનુવાદ એમણે કરેલો છે તે હાલમાં બુકસેલર સાકરલાલ બુલાખીદાસ તરફથી છપાય છે. એમના લેખો, અવારનવાર જુદા જુદા માસિકોમાં પ્રસિદ્ધ થાય છે, તે જો એકત્રિત કરી, સંગ્રહ રૂપે બહાર પડે તો તે એક મોટું દળદાર પુસ્તક થઈ પડે

પણ એ બધામાં ગુજરાતમાં અખાડા પ્રવૃત્તિનું મંડાણ એમના મોટા

ભાઈ છોટુભાઈ સાથે એમણે કરેલું, એ કાર્ય કદી વિસરાશે નહિ; અને એ પ્રવૃત્તિના મૂળ એટલા ઉંડા નંખાયા હતાં કે તેમણે ગુજરાત છોડે લગભગ દશ વર્ષ થવા આવ્યાં છે છતાં, એ પ્રવૃત્તિ જીવંત અને પગભર રહેલી છે; એ એમની વ્યવસ્થા શક્તિનું ઉંચું પ્રમાણપત્ર છે.

## એમના પુસ્તકોની યાદી:

| | |
|---|---|
| ૧ ભક્તિયોગ<br>[અશ્વિનીકુમાર દત્તના પુસ્તકનો અનુવાદ] | સં. ૧૯૭૪ |
| ૨ રવીન્દ્રનાથ ટાગોરના સંસ્મરણો | સં. ૧૯૭૪ |
| ૩ ગીતા-નિષ્કર્ષ [ અનુવાદ ] | સં. ૧૯૭૮ |
| ૪ પૂર્ણયોગ ખંડ ૧ લો [કર્મયોગ] | સન ૧૯૨૨ |
| ૫ „ ખંડ ૨ જો [જ્ઞાનયોગ] | સન ૧૯૨૨ |
| ૬ યોગિક સાધન [બે આવૃત્તિઓ] | સં. ૧૯૮૦ |
| ૭ સૂત્રાવલી [અનુવાદ] | સં. ૧૯૮૨ |
| ૮ પૂર્ણયોગ ખંડ ૪ થો [આત્મસિદ્ધિ] | સન ૧૯૨૬ |
| ૯ "મા" [અનુવાદ] | સન ૧૯૨૮ |
| ૧૦ ગીતા-મર્મ | સન ૧૯૨૮ |
| ૧૧ સાધના [છપાય છે, અનુવાદ] | સન ૧૯૩૦ |

## અંબાલાલ બુલાખીરામ જાની (બી. એ.,)

એઓ જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ છે. એમનો જન્મ નડિયાદમાં આસો સુદ ૧૫ ને સોમવારના રોજ સં. ૧૯૩૬ માં તા. ૧૮ મી ઓક્ટોબર ૧૮૮૦ ના રોજ થયો હતો. એમના પિતાનું પૂરૂં નામ બુલાખીરામ મનસુખરામ જાની અને માતાનું નામ ધનલક્ષ્મી (પિતા) મણિરામ પંડયા હતું. એમનું વતનસ્થાન નડિયાદ છે. ગુજરાતી સાત ધોરણોનો અભ્યાસ નડિયાદમાં કરેલો. હાઇસ્કુલનું શિક્ષણ નડિયાદ અને અમદાવાદમાં અને કોલેજ કેળવણી મુંબાઇ અને જુનાગઢમાં લઈ, બી. એ., ની પરીક્ષા સન ૧૯૦૭ માં ફીઝીકસ અને કેમીસ્ટ્રીના ઐચ્છિક વિષય સાથે પસાર કરી હતી. સા. શ્રી. ગોવર્ધનરામ ત્રિપાઠી મરણ પામતાં વિજ્ઞાનનું ક્ષેત્ર છોડી તેમને માસ્તરની લાઈનમાં પડવું પડ્યું. શરૂઆતમાં (૧૯૦૭) માં તેઓ પન્નાલાલ હાઇસ્કુલમાં સાયન્સ્ અને ગુજરાતીના શિક્ષક તરીકે જોડાયલા; પણ ૧૯૦૯ ના એપ્રિલથી જાણીતા "ગુજરાતી" પત્રના સહતંત્રી તરીકે એમની નિમણુંક થતાં, તે જગાપર અદ્યાપિ કામ કરે છે. ત્રિમાસિક "સમાલોચક"ના તંત્રી ખાતામાં કામ કર્યું અને ૧૯૧૪ માં તેમના સહ તંત્રીત્વ હેઠળ "સમાલોચક" માસિક થયું હતું. ૧૯૧૪–૨૧ સુધી તેના સહતંત્રી હતા. એટલે કે એમનું આખુંય જીવન પત્રકારિત્વમાં ગયું છે. પત્રકારિત્વનું જીવન સખ્ત, શ્રમવાળું અને વ્યવસાયી હોવા છતાં, અવકાશનો સમય એમણે સાહિત્યના અભ્યાસ અને લેખન વાચનમા ગાળેલો છે. એમના પ્રિય વિષયો પ્રાચીન ગુજરાતી સાહિત્ય, ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ અને વેદાંત ગ્રંથો છે.

સન ૧૯૦૭ મા તેમણે અખોભક્ત અને તેની કવિતા એ શિર્ષકવાળો એક લેખ લખ્યો હતો.

એમના લેખો અને ગ્રંથોની યાદી નીચે નોંધી છે તે પરથી જોઇ શકાશે કે એમની પ્રવૃત્તિ કેટલી વિધવિધ છે. વળી તેઓ શ્રી૦ ફૉર્બસ સભાના આસિ. સેક્રેટરી તરીકે પણ કેટલુંક ઉપયોગી કાર્ય કરી રહ્યા છે. ફૉર્બસ હસ્તલિખિત પુસ્તક સંગ્રહની સૂચિના બે ભાગ એમણેજ તૈયાર કર્યા છે, જે પ્રાચીન સાહિત્ય અને ઇતિહાસનો અભ્યાસ કરનાર માટે ખરેજ બહુ કિંમતી છે. પરિષદ ભંડોળકમિટી માટે એમણે કવિ સામળકૃત સિંહાસન, બત્રીસી તેમજ ગુ. વ. સોસાઇટી માટે સુભદ્રાહરણ અને હરિલીલા

ષોડશકલાના કાવ્યગ્રંથો એડિટ કરી આપેલા છે, તે એમના પ્રાચીન કાવ્ય સાહિત્ય પ્રતિના અનુરાગની પ્રતીતિ કરાવે છે.

તેઓ શ્રીમન્નૃસિંહાચાર્યે સ્થાપેલા શ્રી શ્રેયસ્ સાધક અધિકારી વર્ગના અધિકારી ૧૯૦૭ થી છે; અને શુદ્ધ તેમજ ચુસ્ત સનાતની છે.

## એમના લેખો અને ગ્રંથોની યાદીઃ

૧ અખોભક્ત અને તેની કવિતા (નિબંધ) સન ૧૯૦૭
૨ ધાર્મિક આખ્યાનોની ઉત્પત્તિનો નિબંધ સન ૧૯૦૮
  તથા નાકરચરિત સન ૧૯૧૩
૩ સુદામાચરિત (વિવેચન) સન ૧૯૦૯–૧૦
  [નરસિંહ, ભાલણ અને પ્રેમાનંદ–તુલનાત્મક નિબંધ]
૪ પ્રેમાનંદના નાટકો (મંગલવાસંભવનો
  વિચાર એક વિવેચન) સન ૧૯૧૪
૫ મહાકવિ પ્રેમાનંદના સન ૧૯૧૯ (પ્રથમાવૃત્તિ)
  'સુભદ્રાહરણ'નું સંશોધન તથા
  ઉપોદ્ઘાત–ટીકા સાથે–
૬ હરિવંશનું ગુજરાતી ભાષાંતર ભાગ ૧ લો સન ૧૯૨૦–૧૯૨૫
  ,, ,, ભાગ ૨ જો સન ૧૯૨૪, ૧૯૨૫
૭ સિંહાસન બત્રિશી (શામળકૃત) ભાગ ૧ લો સન ૧૯૨૪
  ,, ,, ભાગ ૨ જો ,
૮ ભોજ અને કાલિદાસ સન ૧૯૧૮
૯ હિતોપદેશ (મૂળ અને ટીપ્પણ સહિત
  ભાષાંતર) સન ૧૯૨૬
૧૦ હરિલીલા ષોડશકલા (ભીમ કવિકૃત) ભા. ૧ સન ૧૯૨૮
  ,, ,, [ટીકા] ભા. ૨ જો સન ૧૯૨૯
  ,, ,, નો ઉપોદ્ઘાત ૧૯૩૦
૧૧ હસ્તલિખિત પુસ્તક સવિસ્તર
  નામાવલિ ભા ૧ લો સન ૧૯૨૩
  ,, ,, ,, ભા. ૨ જો સન ૧૯૨૯
  ,, ,, સંક્ષિપ્ત નામાવલિ કેટલૉગ સન ૧૯૨૯

## કલ્યાણરાય નથુભાઈ જોષી ( બી. એ, )

એઓ બેટ-દ્વારકાના વતની છે. એમનો જન્મ ઓખામંડળના બેટ શંખોદ્ધારમા તા. ૧૨ મી જુલાઈ ૧૮૮૫ ના દિવસે થયો હતો. એમના પિતાનું નામ નથુભાઈ ઓધવજી અને માતાનુ નામ દિવાળીબા છે. એઓ ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ જ્ઞાતિના છે.

એમણે માધ્યમિક શાળાના ઉપરના બે ધોરણોનુ અને ઉચ્ચ શિક્ષણ બધુ મુબાઈમા જ લીધુ હતુ સન ૧૯૦૪ મા મેટ્રિક્યુલેશનની પરીક્ષા, વિજ્ઞાનમા ઉપરે નંબરે આવી પસાર કરી હતી અને તે બદલ એમને ઉત્તમરામ મેમોરિયલ સ્કોલરશીપ મળી હતી. તે પછી ચાર વર્ષ એમણે એલ્ફીન્સ્ટન કૉલેજમા અભ્યાસ કર્યો હતો, અને સન ૧૯૦૮ મા બી. એ, ની પરીક્ષા વિજ્ઞાનના ઐચ્છિક વિષય સાથે, બીજા વર્ગમા પાસ કરી હતી. વળી કાળા પ્રાઇઝ અને કૉલેજ સ્કોલરશીપ મેળવ્યા હતા.

તે પછી એઓ વડોદરા રાજ્યની નોકરીમા જોડાયા અને અત્યારે તેઓ પાટણની હાઈસ્કુલમા હેડમાસ્તર છે. એમના પ્રિય વિષયો વિજ્ઞાન અને પુરાતત્ત્વ છે. એઓ વડોદરા હતા તે અરસામા જાણીતુ 'કેળવણી' માસિક બધ પડવાની તૈયારીમા હતુ તેની જવાબદારી અને તંત્રીપદ એમણે સ્વીકારી, સન ૧૯૧૬ થી ૧૯૨૦ સુધી તે સફળતા પૂર્વક ચલાવ્યુ હતુ. સન ૧૯૧૨ મા વાચનમાળામાના વિજ્ઞાનના પાઠો શિખવવામા મદદગાર થાય એવી માર્ગોપદેશિકાના ત્રણ ખડો બહાર પાડયા હતા. એક લેખક તરીકે એમનો હિસ્સો ગુજરાતી સાહિત્યમા થોડો નથી, તે એમના ગ્રથોની સૂચિ છેવટે નોધી છે, તે પરથી ઝટ ધ્યાનમા આવશે

નોકરીના અગે જ્યા જ્યા એમનુ જવાનુ થાય છે, ત્યા ત્યા એઓ જન સેવા અને કેળવણી પ્રચારના કાર્યમા આગળ પડતો ભાગ લે છે અને ત્યાની પ્રવૃત્તિ વ્યવસ્થિત અને નિયમિત કરવાનો પ્રયત્ન કરે છે, એ એમની વડોદરામાની, દ્વારિકામાની અને પાટણમાની પ્રવૃત્તિ પરથી જોઈ શકાશે

વળી એમની નજર નીચે વડોદરા રાજ્ય તરફથી ઓખામડળમા ઐતિહાસિક ખોદકામ હાથ ધરવામા આવ્યુ હતુ, અને તે હજુ જારી છે તેમાથી સ્કંદગુપ્ત પૂર્વેના અવશેષો મળી આવેલા છે, પણ ચોક્કસ પરિણામ પર, તે કાર્ય પૂરૂ થયે, આવી શકાય અત્યારે માત્ર તર્કજ કરવો રહ્યો.

એમના લખેલા ગ્રથો અનેક છે અને તે એકજ ક્ષેત્રમા નહિ પણ

વિવિધ વિષયો પર છે; તે એમની કાર્યશકિત, બુદ્ધિ અને જ્ઞાન કેટલાં વિકસેલાં છે, તેનું ભાન કરાવે છે.

**એમના ગ્રંથોની યાદીઃ**

| | |
|---|---|
| વાચનમાળાના વિજ્ઞાનના | સન ૧૯૧૧-૧૨ |
| પાઠો શિખવવાની માર્ગદર્શિકા-પ્રથમ ખંડ | |
| „ „ -દ્વિતીય ખંડ | „ |
| „ „ -તૃતીય ખંડ | સન ૧૯૧૨ |
| હિંદુસ્તાનનું ભૂગોળ શાસ્ત્ર | સન ૧૯૧૩ |
| દેશ દેશની રસમય વાતો | „ ૧૯૧૪ |
| દેશ દેશની માર્મિક વાતો | „ „ |
| સજીવ અને નિર્જીવ સૃષ્ટિ ભા. ૧ | „ ૧૯૧૪ |
| „ „ ભા. ૨ | „ „ |
| ઇન્દ્રિય વિજ્ઞાન અને સૃષ્ટિશાસ્ત્ર | „ „ |
| માનવ દેહ ધર્મ વિદ્યા-આરોગ્યવિજ્ઞાન | „ ૧૯૧૫ |
| વિજ્ઞાનની વાતો | „ ૧૯૧૬ |
| સૃષ્ટિની ઉત્પત્તિ | „ ૧૯૧૭ |
| આરોગ્ય વિજ્ઞાનની વાતો | „ ૧૯૧૭ |
| ભૂપૃષ્ટ વિચાર | „ „ |
| રાષ્ટ્રીય પડઘા | „ „ |
| સ્નેહ ગીતા | „ ૧૯૧૯ |
| શરીરનો સંચો | „ „ |
| સ્નેહ જ્યોત ( સ્નેહ ગીતાનો બીજો ભાગ ) | „ ૧૯૨૦ |
| સમાજ શાસ્ત્ર પ્રવેશિકા | „ „ |
| એશિયાની ઓળખાણ ભા. ૧ લો | „ ૧૯૨૨ |
| „ „ ભા ૨ જો | „ ૧૯૨૩ |
| પાણીના પરાક્રમ ભા. ૧ | „ ૧૯૨૫ |
| „ „ ભા. ૨ | „ „ |
| ઈંગ્લાંડનું વહાણવટું | „ ૧૯૨૬ |
| હરિલાલ દેસાઈનાં સંસ્મરણો | „ ૧૯૨૮ |
| સૃષ્ટિની બાલ્યાવસ્થા | „ ૧૯૨૮ |
| આર્યોની ઓળખાણ | „ ૧૯૨૯ |

## કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા

એઓ વાઝ, તાલુકે ચોર્યાસી, સુરત જીલ્લાના વતની છે. જ્ઞાતિએ લેઉઆ પાટીદાર છે. એમના પિતાનું પૂરૂં નામ વિઠ્ઠલભાઇ ખુશાલભાઇ અને માતાનું નામ ધનીબ્હેન દુર્લભભાઈ પટેલ છે. એમનો જન્મ તા. ૭ મી નવેમ્બર ૧૮૯૦ ના રોજ વાઝમા થયો હતો. સાત ધોરણ શિખ્યા પછી ધ્રે. રા. ટ્રેનિંગ કૉલેજમા ત્રણવર્ષ પૂરા કરેલા, અને પાછળથી તેમણે થોડુક ઇંગ્રેજી તેમજ હિન્દી, મરાઠી, બંગાળી વગેરે ભાષાઓનું વત્તુઓછુ જ્ઞાન સપાદન કરેલુ છે.

એમનો પ્રિય વિષય ઇતિહાસ અને અર્થશાસ્ત્ર છે એમનુ જીવનસૂત્ર જનસેવા છે એઓ મહાત્મા ગાધીના ચુસ્ત અનુયાયી છે અને સુરત જીલ્લામા એક અગ્રેસર કાર્યકર્તા છે

સ્વ. રણછોડતરામના પરિચય અને સહવાસમા તેઓ આવેલા અને એમના ગાઢ મિત્ર થઇ પડેલા ગોપ-કાવ્યોનુ પુસ્તક Pastoral poems પ્રકટ કરેલુ, તે રણછોડતરામની સૂચનાથી, અને તેનો ઉપોદ્‌ઘાત પણ રણછોડતરામે જ લખી આપેલો

સુરતમા પાટીદાર બોર્ડિંગ સ્થાપવામા તેમનો મુખ્ય હાથ હતો " પટેલ બન્ધુ " માસિક પણ એમના તંત્રીપદ નિકળતુ, અને એક કોમી પત્ર હોવા છતા તેમા પ્રસિદ્ધ થતા લેખો, કાવ્યો વગેરે આનંદદાયક જણાઈ અન્ય વાચકોને તે વાચવાને આકર્ષતા

વળી સાહિત્ય અને લેખનકાર્ય માટે એમને એવુ મમત્વ હતુ કે એ માટે તેઓ કેટલોક સમય અમદાવાદ સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયમા જોડાઇ, એ સંસ્થાને સાત આઠ પુસ્તકો લખી આપેલા હતા, જેની યાદી છેવટે નોધી છે. સુરત સાહિત્ય પરિષદ વખતે પણ એમણે તે કાર્યમા ઉત્સાહભર્યો ભાગ લીધો હતો

એમના હસ્તક ચાલતી પાટીદાર બોર્ડિંગ સમાજસેના પ્રવૃત્તિનું એક મધ્યસ્થ કેન્દ્ર થઇ પડેલી છે

મહાત્માજીએ દેશનું સુકાન હાથ ધર્યા પછી, ઉપર ઉલ્લેખ કર્યા મુજબ તેઓ એમના માનીતા અનુયાયી થઇ પડયા છે. સન ૧૯૧૯ મા અસહકાર વખતે તેમણે મુખ્ય ભાગ લીધેલો, અને રાષ્ટ્રીય શાળાઓ માટે કેટલાક પુસ્તકો પણ રચી આપ્યા હતાં ખરી રીતે કલ્યાણજી અને દયાળજીની જોડી સુરત

જીલ્લાના કાર્યકર્ત્તાઓમાં અદ્વિતીય ગણાય છે; અને એ રાષ્ટ્રીય લડતના કાર્યમાં એમને કારાવાસની છ માસની સજા પણ થયલી, અને તે જેલ અનુભવ, પ્રથમ એમના 'નવયુગ' અઠવાડિકમાં અને પાછીથી 'ગાંડિવ'માં સવિસ્તર છપાયો છે.

અત્યારે તેઓ દેશમાં રાષ્ટ્રીય ચળવળનું મોટું મોજું ફરી રહ્યું છે, તેની ટોચ પર પોતે ઉભેલા છે.

### એમના ગ્રંથોની યાદી:

| | |
|---|---|
| બાલ-પ્રાર્થના ( કાવ્યોમાંથી ચૂંટણી ) | સન ૧૯૧૪ |
| ગોપકાવ્યો ( સ્વ. રણછોડરામની પ્રસ્તાવના સાથે ) | „ „ |
| ટુંકી વાર્તાઓ ભા. ૩ જો. | „ ૧૯૧૫ |
| ગુરુ નાનક | „ „ |
| ગુરુ ગોવિંદસિંહ ( હિન્દીનો અનુવાદ ) | „ „ |
| જર્મન જાસુસની આત્મકથા ( હિન્દીનો અનુવાદ ) | „ ૧૯૧૬ |
| દ્વિજદ્વિપમા ૨૧ વર્ષ ( હિન્દીનો અનુવાદ ) | „ „ |
| લોક રહસ્ય ( બંગાળીનો અનુવાદ ) | „ ૧૯૧૭ |
| કમળાકાન્તનું દફતર, પત્રો અને જુબાની. ( „ „ ) | „ „ |
| દેશકીર્તન ( સત્યાગ્રહ ગીતો ) | „ ૧૯૧૯ |
| હૃદયમંથન ( શ્રી॰ મુનશીની પ્રસ્તાવના સાથે ) | „ „ |
| દોલત કાકા અથવા કંજુસની કર્મકથા (હિન્દીનું ભાષાંતર) | „ ૧૯૨૦ |
| સ્વરાજ્ય કીર્તન ( કાવ્યોની ચૂંટણી ) | „ ૧૯૨૧ |
| બાળવાડી ભા. ૧, ૨, ૩, ( રાષ્ટ્રીય શાળા માટે ) | „ „ |
| ગુજરાતનું નૂર ( દરબાર શ્રી ગોપાળદાસનું ચરિત્ર ) ( કાકા કાલેલકરની પ્રસ્તાવના સાથે ) | „ ૧૯૨૨ |
| વિજયનગરનું હિન્દુ સામ્રાજ્ય ( ઇંગ્રેજીનો અનુવાદ ) | „ ૧૯૨૪ |
| પ્રેમ ( બંગાળી વ્યાખ્યાનનું ભાષાંતર ) | „ ૧૯૨૫ |

## કાન્તિલાલ છગનલાલ પંડયા. [ એમ. એ; પીએચ.ડી. ]

જ્ઞાતિએ એઓ વડનગરા નાગર બ્રાહ્મણ છે. એમનો જન્મ સ ૧૮૮૬ માં તા. ૨૪ મી ઑગસ્ટે નડિયાદમાં થયો હતો. એમના માત અ. સૌ. સમર્થલક્ષ્મી, ગોવર્ધનરામનાં ન્હાનાં બ્હેન, જેમને "સરસ્વતીચન્દ્ર" ત્રીજા ભાગની આરંભની "નિવાપાંજલિ" અર્પિત થઇ છે. એમના પિત શ્રીયુત છગનલાલ હરિલાલ પંડયા એક જાણીતા ગુજરાતી સાક્ષર છે અ એમની સંસ્કારિતા અને ગુણજ્ઞતા એમનામાં પણ ઉતરી આવેલી છે. તેમન લગ્ન પણ તેવાજ બીજા એક સંસ્કારી કુટુંબમાં સ્વ. તનસુખરામ મનઃ સુખરામ ત્રિપાઠીના જ્યેષ્ઠ પુત્રી સૌ. ઉમાંગલક્ષ્મી સાથે થયું હતું, જે લગ્ન એમના જીવનની સુખવૃદ્ધિ અને ઉન્નતિ સાધવામાં ખાડુ મદદગાર થઇ પડ્યું હતું. ખેદ એ થાય છે કે એ બ્હેન લાંબુ જીવ્યા નહિ અને સન. ૧૯૨૬ ના જાન્યુવારીમાં એમનું અવસાન થયું. સન ૧૯૦૭ માં તેમણે બી. એ; ની અને સન ૧૯૧૦ માં એમ.એ; ની પરીક્ષાઓ પાસ કરી હતી. વિજ્ઞાનનો–ખાસ કરીને રસાયનનો–અભ્યાસ–મુંબાઈમાં પ્રો. ગજ્જરની લેબોરેટરી-માં અને કેટલોક સમય બેંગલોરમાં આવેલા તાતાએ સ્થાપેલા "ઇન્ડિયન ઇન્સ્ટિટ્યૂટ ઑાવ સાયન્સ" માં કર્યો હતો. તે પછી સન ૧૯૧૩ માં તેઓ આગ્રાની સેન્ટ જૉન્સ કૉલેજમાં રસાયનશાસ્ત્રના અધ્યાપક નિમાયા હતાં; અને હાલમાં ત્યાં જ કામ કરે છે. વચ્ચે ( સન ૧૯૨૦–૨૩ ) થોડાંક વર્ષ ઇંગ્લાંડ જઈ ડૉક્ટોરેટની ડીગ્રી લઇ આવેલા; અને યૂરોપ અમેરિકાદિ દેશોમાં વધુ જ્ઞાન અર્થે પ્રવાસ કરેલો, જેનો રસિક અહેવાલ એમણે પોતે " સમાલોચક " માસિકમાં પત્રો દ્વારા આપેલ છે. સન ૧૯૨૪ માં સાતમી ગુ. સાહિત્ય પરિષદ ભાવનગરમાં મળેલી ત્યારે તેઓ વિજ્ઞાન વિભાગના અધ્યક્ષ નિમાયા હતા. અત્યારે ગુજરાતીઓમાં વિજ્ઞાનના વિષયમાં રસપૂર્વક અગ્ર ભાગ લેતા એમના જેવા જૂજ મળી આવશે. ખાસ ખુશી થવા જેવું એ છે કે તેઓ આગ્રા યુનિવરસિટિના ધી ફેકલ્ટી ઑાફ સાયન્સના ડિન નિમાયલા છે તેમજ હિન્દી યુનિવરસીટી બનારસના સાયન્સ ફેકલ્ટીના એક સભ્ય છે.

ગુજરાતીમાં વિજ્ઞાનનું સાહિત્ય ઉભું કરવાને તેઓ તીવ્ર ઉત્કંઠા ધરાવે છે અને તક મળે, એક પણ પ્રસંગ, એક વા બીજા માસિકમાં કે વર્તમાન-પત્રમાં વિજ્ઞાન વિષે કંઇને કંઇ ઉપયોગી કે જાણવા જેવી માહિતી આપ-

વાનું ચૂકતા નથી. દૂર પ્રાંતમાં વસવા છતાં, ગુજરાતી સાહિત્ય પ્રવૃત્તિથી પૂરતા વાકેફ રહેવા તેઓ પ્રયત્ન કરે છે, એ તે પ્રતિ એમનો તીવ્ર અનુરાગ દાખવે છે.

સ્વ. ગોવર્ધનરામનું જીવનચરિત્ર આલેખી, ગુજરાતી સાહિત્યમાં એક લેખક તરીકે તેમણે સારી કીર્તિ સંપાદન કરી હતી. માસિકોમાં એમના લેખો, ઉપર લખ્યું તેમ અવારનવાર પ્રસિદ્ધ થતાં જ રહે છે; અને તેનો જો સંગ્રહ કરવામાં આવે તો બે ત્રણ વૉલ્યુમ થાય એટલું લખાણ મળી આવે.

**એમના ગ્રંથની યાદી:**

ગોવર્ધનરામનું જીવન ચરિત્ર. સન ૧૯૧૦.

## કાન્તિલાલ છગનલાલ પંડયા. [એમ. એ; પીએચ.ડી.]

જ્ઞાતિએ એઓ વડનગરા નાગર બ્રાહ્મણ છે. એમનો જન્મ સન ૧૮૮૬ મા તા. ૨૪ મી ઑગસ્ટે નડિયાદમા થયો હતો. એમના માતા અ. સૌ. સમર્થલક્ષ્મી, ગોવર્ધનરામના ન્હાના બ્હેન, જેમને "સરસ્વતીચન્દ્ર"ના ત્રીજા ભાગની આરંભની "નિવાપાઞ્જલિ" અર્પિત થઇ છે. એમના પિતા શ્રીયુત છગનલાલ હરિલાલ પંડયા એક જાણીતા ગુજરાતી સાક્ષર છે અને એમની સંસ્કારિતા અને ગુણગ્રતા એમનામા પણ ઉતરી આવેલી છે. તેમનું લગ્ન પણ તેવાજ બીજા એક સંસ્કારી કુટુંબમા સ્વ. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીના જ્યેષ્ઠ પુત્રી સૌ. ઉમાગવલક્ષ્મી સાથે થયુ હતું, જે લગ્ન એમના જીવનની સુખવૃદ્ધિ અને ઉન્નતિ સાધવામા ખરૂ મદદગાર થઇ પડ્યુ હતું. ખેદ એ થાય છે કે એ બ્હેન લાંબુ જીવ્યા નહિ અને સન ૧૯૨૬ ના જાન્યુવારીમા એમનું અવસાન થયુ. સન ૧૯૦૭ મા તેમણે બી. એ, ની અને સન ૧૯૧૦ મા એમ.એ, ની પરીક્ષાઓ પાસ કરી હતી. વિજ્ઞાનનો–ખાસ કરીને રસાયનનો–અભ્યાસ–મુબાઈમા પ્રો. ગજ્જરની લેબોરેટરીમા અને કેટલોક સમય બેંગલોરમા આવેલા તાતાએ સ્થાપેલા "ઇન્ડિયન ઇન્સ્ટિટયૂટ ઑફ સાયન્સ" મા કર્યો હતો. તે પછી સન ૧૯૧૩ મા તેઓ આગ્રાની સેન્ટ જૉન્સ કૉલેજમા રસાયનશાસ્ત્રના અધ્યાપક નિમાયા હતા, અને હાલમા ત્યા જ કામ કરે છે. વચ્ચે (સન ૧૯૨૦–૨૩) થોડાક વર્ષ ઇગ્લાડ જઈ ડૉક્ટોરેટની ડીગ્રી લઇ આવેલા; અને યૂરોપ અમેરિકાદિ દેશોમા વધુ જ્ઞાન અર્થે પ્રવાસ કરેલો, જેનો રસિક અહેવાલ એમણે પોતે "સમાલોચક" માસિકમા પત્રો દ્વારા આપેલ છે. સન ૧૯૨૪ મા સાતમી ગુ સાહિત્ય પરિષદ ભાવનગરમા મળેલી ત્યારે તેઓ વિજ્ઞાન વિભાગના અધ્યક્ષ નિમાયા હતા. અત્યારે ગુજરાતીઓમા વિજ્ઞાનના વિષયમા રસપૂર્વક અગ્ર ભાગ લેતા એમના જેવા જૂજ મળી આવશે. ખાસ ખુશી થવા જેવુ એ છે કે તેઓ આગ્રા યુનિવર્સિટિના ધી ફેકલ્ટી ઑફ સાયન્સના ડિન નિમાયલા છે તેમજ હિન્દી યુનિવર્સિટી બનારસના સાયન્સ ફેકલ્ટીના એક સભ્ય છે.

ગુજરાતીમા વિજ્ઞાનનું સાહિત્ય ઉભુ કરવાને તેઓ તીવ્ર ઉત્કંઠા ધરાવે છે અને તક મળે, એક પણ પ્રસંગ, એક વા બીજા માસિકમા કે વર્તમાનપત્રમા વિજ્ઞાન વિષે કંઇને કંઇ ઉપયોગી કે જાણવા જેવી માહિતી આપ

વિષે એ એકજ પુસ્તક છે. સામળભટ્ટની સિંહાસન બત્રીશીનો વાચકોને પરિચય કરાવવા, લેમ્બસ કૃત શેક્સપીઅર કથાની પેઠે, ગદ્યમા સાર, પ્રથમ 'સ્ત્રીબોધ' માટે તૈયાર કરેલો, તે પછીથી ગુ. વ. સોસાઇટીએ બે ભાગમાં છપાવ્યો છે. એમનુ પુસ્તક "ગૃહજીવનની સુંદરતા" ની ત્રણ આવૃત્તિઓ થઇ ચૂકી છે, એ તેની લોકપ્રિયતા સૂચવે છે. તે લોકપ્રિય થઈ પડવાનું એક કારણ એમની સરલ, ઘરગથ્થુ લેખનશૈલી છે અને બીજુ ગમે તેવા ગૂઢ અને કઠિન વિચારો ઝટ અને સ્પષ્ટ સમજી શકાય એવી રીતે દર્શાવવામા તે વિષયપરના કાબુની સાથે એમનુ બુદ્ધિકૌશલ્ય મદદગાર થાય છે અને તે ધારી અસર ઉપજાવી શકે છે. તેઓ એક અસરકારક ( effective ) લેખકની સાથે સારા વક્તા પણ છે.

"બાળસાહિત્ય" ના વિકાસમા તેઓ ખૂબ રસ લે છે. તેથી તેમણે "સ્ત્રીબોધ" સાથે "બાળક" વિભાગ જોડીને બાળકો માટે માસિક વાચન આપવા માડયુ છે.

### એમના ગ્રંથોની યાદીઃ

| | | |
|---|---|---|
| પુસ્તકાલય | | સન ૧૯૧૬ |
| મારી નીસ વાતો | | ,, ૧૯૧૯ |
| રાજ્યનીતિનો સંક્ષિપ્ત ઇતિહાસ | ( ભાષાંતર ) | ,, ૧૯૨૦ |
| ગૃહજીવનની સુંદરતા | ( ભાષાંતર ) | ,, ૧૯૨૩ |
| સિંહાસન બત્રીસીની વાતો ભા. ૧-૨. | ( પદ્યમાથી ગદ્ય. ) | ,, ૧૯૨૬ |
| સહકાર પ્રવેશિકા | ( ભાષાંતર ) | ,, ૧૯૨૮ |

આ ઉપરાત "સ્ત્રીઓ અને મતાધિકાર" "ધર્મ અને નીત્યજીવન" "પુનર્ઘટના અને સહકારી તત્ત્વ" "ગ્રામ પુનર્ઘટના" વગેરે તેમની લખેલી પત્રિકાઓ પણ છપાઈ પ્રસિદ્ધ થઇ છે.

## કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, (બી. એ. એલએલ. બી.)

એઓ જાતે બ્રહ્મક્ષત્રિય છે અને એમના વડીલો મૂળ વનની નડિયા પાસે આવેલા ગામ અલીણાના છે. એમનો જન્મ તા. ૨૦ મી નવેમ્બર ૧૮૮૮ ના રોજ અમદાવાદમાં થયો હતો. એમના પિતાનું નામ ડૉ. છોટાલાલ હરિલાલ દેસાઇ અને માતાનું નામ ઇશ્વરી છે. એઓ બાર વર્ષની ઉંમરના હતા તે વખતે એમના પિતાનું અકાળ અવસાન થયું હતું; એટલે એમની કેળવણીનો ભાર એમના માતા પર આવી પડ્યો હતો. અમદાવાદ મ્યુનિસિપલ નં. ૧ મા એમણે પ્રાથમિક શિક્ષણ મેળવેલુ. સન ૧૯૦૫ મા મેટ્રિકની પરીક્ષા અમદાવાદ સરકારી હાઇસ્કુલમાથી (હાલની રણછોડલાલ છોટાલાલ હાઇસ્કુલ) પાસ કરેલી અને સન ૧૯૦૯–૧૦ મા બી. એ., ની ડીગ્રી, ગુજરાત કૉલેજમાથી ઇતિહાસનો ઐચ્છિક વિષય લઇને મેળવી હતી. તે પછી સન ૧૯૧૧–૧૨ મા એઓ એલએલ. બી થયા હતા. ત્યારથી એમણે સાહિત્યમા અને જાહેરજીવનમા ભાગ લેવાનું શરૂ કર્યું. બે એક વર્ષ અમદાવાદમા ગાળ્યા પછી, તેઓ મુમબઇમા જઇ વસ્યા. અને ક્રમે કરીને ઇડરટ્રાઅલ અને પ્રુડેનશીઅલ જીંદગીના વીમાની દેશી કંપનીના મેનેજર થયા છે; તેમ છતા સાહિત્ય અને સેવાકાર્ય પ્રતિનો એમનો અનુરાગ પૂર્વવત ચાલુ રહ્યો છે. છેલ્લા સોળ વર્ષથી એમનું જ્ઞાતિનું 'બ્રહ્મક્ષત્રિય' ત્રિમાસિક" તેઓ નિયમિત રીતે ચલાવે છે; વળી જુના અને જાણીતા "સ્ત્રીબોધ" માસિકનું તંત્ર એમના હાથમા ૧૯૨૦ ની સાલથી આવ્યુ. તે પછી "સ્ત્રીબોધ"મા પણ સુધારાવધારા થવા પામ્યા છે. એક સારા સ્ત્રી માસિક તરીકે તેની ગણના થયલી છે અને તેની પ્રતિષ્ઠા જામેલી છે, તે મોટે અંશે એમના પ્રયાસને જ આભારી છે.

આ બધા વ્યવસાય સાથે તેઓ સ્ત્રીજીવનના વિકાસ અને પ્રગતિ સાધવાના કાર્યમા, સહકારી હિલચાલનો પ્રચાર વધારવામા, તેમ સમાજસુધારણાની અને સાહિત્યની પ્રવૃત્તિમા તેઓ એકસરખો રસ લે છે અને તેમા પોતાનો ફાળો યથાશક્તિ આપે જાય છે, એ ખુશી થવા જેવુ છે. એમનો પ્રથમ લેખ સન ૧૯૧૬ મા લખાયલો. તે અરસામા તેમણે Public Library નામના એક અમેરિકન ગ્રંથનો અનુવાદ કરેલો, તે પ્રથમ કટકે કટકે 'બુદ્ધિપ્રકાશ' મા અને બીજા માસિકોમા છપાયલો અને પાછળથી 'પુસ્તકાલય' એ નામે એક સ્વતંત્ર પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયો છે.ગુજરાતી ભાષામા "પુસ્તકાલય'

વિષે એ એકજ પુસ્તક છે. સામળભટ્ટની સિંહાસન બત્રીસીનો વાચકોને પરિચય કરાવવા, લેમ્બસ કૃત શેક્સપીઅર કથાની પેઠે, ગદ્યમા સાર, પ્રથમ 'સ્ત્રીબોધ' માટે તૈયાર કરેલો, તે પછીથી ગુ. વ. સોસાઇટીએ બે ભાગમા છપાવ્યો છે. એમનુ પુસ્તક "ગૃહજીવનની સુંદરતા" ની ત્રણ આવૃત્તિઓ થઇ ચૂકી છે, એ તેની લોકપ્રિયતા સૂચવે છે તે લોકપ્રિય થઈ પડવાનું એક કારણ એમની સરલ, ઘરગથ્થુ લેખનશૈલી છે અને બીજુ ગમે તેવા ગૂઢ અને કઠિન વિચારો ઝટ અને સ્પષ્ટ સમજી શકાય એવી રીતે દર્શાવવામા તે વિષયપરના કાબુની સાથે એમનુ બુદ્ધિકૌશલ્ય મદદગાર થાય છે અને તે ધારી અસર ઉપજાવી શકે છે. તેઓ એક અસરકારક ( effective ) લેખકની સાથે સારા વક્તા પણ છે.

"બાળસાહિત્ય" ના વિકાસમા તેઓ ખૂબ રસ લે છે. તેથી તેમણે "સ્ત્રીબોધ" સાથે "બાળક" વિભાગ જોડીને બાળકો માટે માસિક વાચન આપવા માંડ્યુ છે.

## એમના ગ્રંથોની યાદીઃ

| | | |
|---|---|---|
| પુસ્તકાલય | | સન ૧૯૧૬ |
| ગારી વીસ વાતો | | „ ૧૯૧૯ |
| રાજ્યનીતિનો સંક્ષિપ્ત ઇતિહાસ | ( ભાષાંતર ) | „ ૧૯૨૦ |
| ગૃહજીવનની સુંદરતા | ( ભાષાંતર ) | „ ૧૯૨૩ |
| સિંહાસન બત્રીસીની વાતો ભા. ૧-૨. | ( પદ્યમાંથી ગદ્ય ) | „ ૧૯૨૬ |
| સહકાર પ્રવેશિકા | ( ભાષાંતર ) | „ ૧૯૨૮ |

આ ઉપરાંત "સ્ત્રીઓ અને મતાધિકાર" "ધર્મ અને નીતિજીવન" "પુનર્ઘટના અને સહકારી તત્ત્વ" "ગ્રામ પુનર્ઘટના" વગેરે તેમની લખેલી પત્રિકાઓ પણ છપાઈ પ્રસિદ્ધ થઇ છે.

## કેશવલાલ હરગોવિંદદાસ શેઠ

એઓ જ્ઞાતિએ ખડાયતા વણિક છે. એમનો જન્મ ખેડા જીલ્લામાં ઉમરેઠ ગામમાં સંવત્ ૧૯૪૫ ના કાર્તિક વદ બીજના દિવસે થયા હતો એમના પિતાનું નામ હરગોવિંદદાસ દ્વારકાદાસ શેઠ અને માતાનું નામ નાથીબ્હેન છે. એમનું મૂળ વતન ઉમરેઠ છે ત્યાંની ન્યુ બિરિ હાઈસ્કુલમાં ૭ ધોરણ સુધી એમણે અભ્યાસ કર્યો હતો પછી તેઓ અમદાવાદમાં આવી વસ્યા હતા અહિં તેમણે ઈંગ્રેજી, મરાઠી, હિન્દી વગેરે ભાષાઓનો ખાનગી રીતે અભ્યાસ કરવાનું જારી રાખ્યો, આજીવિકા અર્થે સ્વતંત્ર માલિકીનું ખડાયતા મુદ્રણકલા મંદિર ખોલ્યુ છે એમના પ્રિય વિષયો લૉજિક અને તત્વજ્ઞાન છે, પણ જે વિષયને તેઓ છેડે છે તેને એમની કલમ તેજસ્વી કરી મૂકે છે શરૂઆતમાં તેઓ અહિંના અઠવાડિક પત્રો 'ગુજરાતીપંચ' અને 'પ્રજાબંધુ' માં લેખક તરીકે રહ્યા હતા, પરંતુ એમના સ્વતંત્રતાપ્રિય સ્વભાવને કેટલાક અંકુશો ન રૂચ્યા એટલે અંતે એમણે એક જૂદું માલિકીનું છાપખાનું કાઢી, જ્ઞાતિમાસિકનું તંત્રીપદ હાથમાં લીધુ. તેમજ બીજી અનેક રીતે સાહિત્યમાં પોતાનો હિસ્સો આપવા તેમજ સાહિત્ય પ્રકાશનના કાર્યને આગળ વધારવા તેઓ સારા યત્નો કરી રહ્યા છે

'પ્રજાબંધુ' પત્રમાં હતા ત્યારે એમણે તે પત્ર માટે બે ભેટના પુસ્તકો 'કોન્સ્ટન્ટિનોપલની કથા' અને 'શંભાજીનું રાજ્યારોહણ' લખી આપ્યા હતા, અને તે અનુવાદગ્રંથો હોવા છતાં લેખકનું વ્યક્તિત્વ તેમાં દેખા દેતું હતુ. પણ એ બધા કરતાં એક કવિ તરીકે એમનું નામ સારા ગુજરાતમાં જાણીતુ થયુ છે. એમનો એ રસપ્રવાહ, આપણે ખુશી થવા જેવું છે કે, સતત્ વહેતો, વેગભર વહેતો રહ્યો છે જેના દશ વર્ષમાં એમણે 'સ્વદેશ ગીતાવલિ,' 'સ્નેહ સંગીત,' 'પ્રભુચરણે,' 'રાસ' 'અંજલિ' અને 'રાસ મંજરી,' વગેરે પુસ્તકો ગુજરાતી પ્રજાને ભેટ ધર્યાં છે, અને ગુજરાતી રસિક વાચકવર્ગે પણ તેનો એટલાજ ઉલટથી સત્કાર કર્યો છે

વળી એમની જ્ઞાતિસેવા પણ એટલી જ જ્વલંત ઝળકી ઉઠે છે જ્યારથી 'ખડાયતા મિત્ર' નું તંત્રીપદ એમના હસ્તક આવ્યુ છે ત્યારથી જ્ઞાતિમાં સુધારાર્થ એઓ ભારે ચળવળ કરી રહ્યા છે, અને એમના લખાણની સારી અસર થતી માલુમ પડી આવે છે એ સુધારો સુગમ બને, સિદ્ધ થાય, તે અર્થે જ્ઞાતિબંધુઓને તેનો સંદેશો પહોંચાડવા, આ

યુગનું એક ઉપકારક સાધન—ટુંકી વાર્તા—એનો ઉપયોગ કરવાનું તેઓ ચૂકયા નથી. એ રીતે જ્ઞાતિ સુધારા માટે, જૂદી જૂદી દૃષ્ટિએ લખેલી એમની વાર્તાઓ 'કળિયુગની વાતો' તેમ 'ફુલછાબ' એ નામથી પ્રસિદ્ધ થયલી છે, તે સાહિત્યની દૃષ્ટિએ પણ પ્રિયકર થશે.

તેમજ પોતાની જ્ઞાતિના અગ્રેસર પુરુષોનો જ્ઞાતિજનોને પરિચય કરાવવા, 'જીવન સ્મરણો' એ નામથી એક પુસ્તક એમણે તૈયાર કર્યું છે; એ બતાવી આપે છે કે જ્ઞાતિસેવા અર્થે તેઓ કેવા કેવા પ્રયત્નો આદરે છે.

## એમના ગ્રંથોની યાદી:

| | |
|---|---|
| પ્રવાસીના પત્રો | સં. ૧૯૭૨ |
| સ્વદેશ ગીતાવલિ [ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈની પ્રસ્તાવનાસાથે] | ,, ૧૯૭૫ |
| સ્નેહ સંગીત | ,, ૧૯૭૫ |
| પ્રભુ ચરણે પ્રાર્થના | ,, ,, |
| કૉન્સ્ટેન્ટિનોપલની કથા | ,, ૧૯૭૭ |
| શંભાજીનું રાજ્યારોહણ | ,, ૧૯૭૮ |
| રાસ [કવિશ્રી ન્હાનાલાલની પ્રસ્તાવના સાથે] | ,, ,, |
| કળિયુગની વાતો | ,, ૧૯૮૧ |
| અંજલિ | ,, ૧૯૮૨ |
| જીવન સ્મરણો | ,, ૧૯૮૪ |
| રાસમંજરી | ,, ૧૯૮૫ |
| ફૂલ છાબ | ,, ૧૯૮૬ |

## કેશવલાલ હર્ષદરાય ધ્રુવ બી.એ., (દીવાન બહાદુર)

એમનો જન્મ સંવત્ ૧૯૮૫ ના આશ્વિન વદિ ૬ (તા. ૧૭ મી ઑક્ટોબર ૧૮૫૯) ને સોમવારને દિને ગાયકવાડી રાજ્યના દહેગામ પરગણાના બહિયલ ગામમાં થયો હતો. તેઓ ઋગ્વેદની શાખાયની શાખાના છે. તેમના ગોત્રનું નામ ભારદ્વાજ છે. અંગિરા, બૃહસ્પતિ તથા ભારદ્વાજ એ ત્રિપ્રવર છે. તેઓ જ્ઞાતિએ સાઠોદરા નાગર છે. તેમના કુટુંબમાં નાગજીભાઇ એ નામે પરમ વૈષ્ણવ પૂર્વે થઇ ગયા છે, જેઓ બમોબાવન ભક્તોમાંના એક હતા. કેશવલાલની અવટંક 'ધ્રુવ' છે, જેનો અર્થ 'જકાત વસુલ કરનાર અમલદાર' (Custom Officer) એવો થાય છે. તેમના કુટુંબમાં મજમુદારી, દેશાઇગીરી અને ધ્રુવગીરી એ ત્રણે પૂર્વે એક વાર હતાં. તેમના પિતાશ્રીનું નામ હર્ષદરાય ને માતુશ્રીનું નામ રેવાબાઇ હતું. 'ચન્દ્ર' પત્રના તંત્રી તથા 'કુંજ વિહાર'ના કર્તા સદ્દગત શ્રી હરિલાલ હર્ષદરાય ધ્રુવ તેમના મોટા ભાઇ થાય.

તેમનો વિદ્યાભ્યાસ અમદાવાદમા ખાડિયામાં મયા મહેતાની ગામઠી નિશાળે શરૂ થયો હતો. 'સોટી વાગે ચમચમ વિદ્યા આવે ઝમઝમ' એ સૂત્રમા શ્રદ્ધાવાળા મયા મહેતાથી છોકરાઓ બહુ જ ત્રાસતા. તે નિશાળે ભણી રહ્યા પછી પહેલા નંબરની ગુજરાતી નિશાળમાં કેશવલાલ દાખલ થયા. ત્યા ગુજરાતી ચોથા ધોરણ સુધી અભ્યાસ કર્યો.

હાઇસ્કુલમાં તેઓ હતા ત્યારે જે શિક્ષકોએ એમના પર ઉંડી છાપ પાડી હતી તેમા ત્રણ ગૃહસ્થોનાં નામો જાણવા જેવા છે. (૧) સ્વ. લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ; (૨) દી. બા. અંબાલાલ સાકરલાલ દેસાઈ; અને (૩) કવિ દલપતરામ.

કવિ દલપતરામના સંસર્ગથી એમને ગુજરાતી કવિતા અને પિંગળ પ્રતિ વિશેષ રુચિ થયેલી. અંબાલાલભાઇએ એમના સંસ્કૃતના અભ્યાસને ઉત્તેજન આપેલું અને લલ્લુભાઇએ સારા ગદ્ય નિબંધલેખન માટે એમની વૃત્તિ કેળવેલી, જે બધા અંશો એમનામાં પાછળથી સારી રીતે ખીલી, દીપી ઉઠયા છે.

વળી એમના સંબંધમાં ખાસ ધ્યાનમા રાખવા જેવી એ વાત છે કે તેમના મોટા ભાઇ સદ્દગત સાક્ષરશ્રી હરિલાલ હર્ષદરાય ધ્રુવની તેમના ઉપર

ઘણી અસર થઈ છે. "કેશવ-હરિનું જોડલું" આપણા સાહિત્યના ઇતિહાસ ગગનમાં સર્વદા જ્વલંત જ્યોતિથી પ્રકાશશે એ નિ:સંશય છે. એમણે એક વખત વાતચિતમા કહ્યું હતું, કે 'મ્હારામાં જે કાંઈ ગુણ હોય તો તે મ્હારા ભાઇને લીધે જ છે મૂળથીજ કાંઇ સ્વયં વિચાર કે અપૂર્વ બુદ્ધિ (originality) મ્હારામાં નહિ-હું તો માત્ર અનુકરણ કરવામાં કે કોઈ બતાવે તે કરવામાં સમજું. મ્હારા ભાઇ સર્વ બાબતમાં મ્હારા પ્રોત્સાહક અને માર્ગદર્શક હતા. હું તો એમની પાછળ ખેંચાતો જાઉં એટલું જ." અતિશય ઉત્સાહ અને ત્વરા એ હરિલાલનાં પ્રધાન લક્ષણ હતા, અને એ ઉભયના સહગામી તથા અનુગામી ગુણ અને દોષ બંને તેમનામા હતાં. તેમણે પોતાના ઉત્સાહી યુવકમિત્રોના સાહાય્યથી "સત્ય માર્ગદર્શક સભા" એ નામનું એક મંડળ સ્થાપ્યું હતું. વળી તેમના નાનકડા મિત્રમંડળ તરફથી મુખપાઠને માટે માંહોમાંહે ઇનામ અપાતાં, ને તેમા કેશવલાલ પણ હરિફાઇ કરતા. મુખપાઠ કરવાની પદ્ધતિને લીધે તેમની સ્મરણ શક્તિને બહુજ સારી કેળવણી મળી, અને તેને માટે તેઓ તેમના ભાઇને આભારી છે. તે મિત્રમંડળ તરફથી કોઈ કોઇ વખત નાટક પણ ભજવાતાં. એક વખતે તેઓએ 'શકુન્તલા' નાટકનો પ્રયોગ કર્યો હતો. સંક્ષેપમાં, તેમના મોટાભાઇની અનેક દેશીય પ્રવૃત્તિઓથી તેમના ઉપર બહુ અસર થઈ હતી. કુમળી વયમાંથી વિદ્યા તથા સાહિત્યના વાતાવરણમા ઉછરેલ બાળકને તે વિષયો ઉપર અભિરુચિ અને આસક્તિ થાય તેમાં શું આશ્ચર્ય ?

તેમના ભાઈની અનેક પ્રકારની ઉંડી અસર ઉપરાંત અન્ય મહાન્ પુરુષોની તથા સંસ્થાઓની પણ તેમના ઉપર અસર થઇ હતી. પોતાના ભાઇનું જોઈને સંસ્કૃત સાહિત્ય ઉપર તથા પ્રાચીન શોધખોળ ઉપર અભિરુચિ તો થએજ હતી; તે અભિરુચિમા આર્ય સમાજના આદ્ય પુરુષ સ્વામીશ્રી દયાનંદ સરસ્વતીના ઉત્સાહમય વ્યાખ્યાનોથી અત્યંત વૃદ્ધિ થઈ. તેઓ જ્યારે અંગ્રેજી છઠ્ઠા ધોરણમા હતા ત્યારે સ્વામીશ્રી અમદાવાદમાં પધાર્યા હતા અને ત્યા તેમનાં જુસ્સાદાર વ્યાખ્યાનોએ ઘણોજ ખળભળાટ કરી મૂક્યો હતો. કેશવલાલ પણ તેમના વ્યાખ્યાન સાંભળવા નિત્ય જતા. સ્વામીજીના તે વ્યાખ્યાનોથી કેશવલાલભાઇ ઉપર દેશભક્તિની બાબતમાં તથા ધર્મવિચારની બાબતમા સ્થાયી અસર થઇ હતી. આ ઉપરાંત તેઓનુ વિદ્યાર્થીજીવન અત્યંત ઉજ્જ્વલ હતુ ને તેઓ દર વર્ષે પરીક્ષામાં ઉંચે નંબરે

પાસ થવાથી તેમને ઈનામો તથા 'સ્કૉલરશિપ' મળતાં. મેટ્રિક્યુલેશનની પરીક્ષા ૧૮૭૬ ની સાલમાં પાસ કરી તેઓ મુંબાઈની એલ્ફીન્સ્ટન કૉલેજમાં દાખલ થયા.

તે વખતે એલ્ફીન્સ્ટન કૉલેજનું મકાન ભાયખળે હતું. તેઓ ત્યાં 'રેસિડન્સી'માં રહેતા. તેમના સહાધ્યાયીઓમાં રા. મણિભાઈ નભુભાઈ દ્વિવેદી, રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ, રા. છગનલાલ હરિલાલ પંડયા, રા. છગનલાલ ઠાકોરદાસ મોદી, મી. કરીમઅલી નાનજીઆણી, સ્વ. શ્રીધર રામકૃષ્ણ ભાંડારકર વગેરે હતા. તે મંડળમાંથી રા. મણિલાલ સર્વ કરતાં વધારે વાંચતા. તેમની અભ્યાસપદ્ધતિ વ્યવસ્થિત તથા નિયમસર હતી. જે વિષય ચાલતો હોય તે સંબંધી અનેક પુસ્તકો વાંચી, તેમાંથી ઉતારા વગેરે કરી, તેઓ પોતે હાથે જ 'નોટસ' કહાડતા અને તે એવી ઉત્તમ ગણાતી કે સર્વ વિદ્યાર્થીઓ તે વાંચવાને માગી લેતા. અહિં કૉલેજમાં કેશવલાલને સંસ્કૃતનો સારો અભ્યાસ કરવાની વિશેષ તક મળી, તે સમયે અભ્યાસકાળ ત્રણ વર્ષનો હતો અને પરીક્ષાઓ બે હતી—એક એફ.ઇ. એ. (ફર્સ્ટ એકઝામિનેશન ઈન આર્ટ્સ) અને બીજી બી. એ., એફ. ઈ. એ. માં ૧૮૭૮ ની સાલમાં બીજા વર્ગમાં તેઓ પાસ થયા. ૧૮૮૦ની સાલમાં તેઓને બી.એ; ની પરીક્ષામાં જવાનું થાત પરન્તુ મંદવાડને લીધે જઇ શકયા નહિ. ૧૮૮૧ ની સાલમાં સ્વ. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર, તથા શ્રીયુત ચિમનલાલ હરિલાલ સેતલવાડ વગેરે તેમના સહાધ્યાયીઓ થયા. શ્રીયુત કેશવલાલનું સંસ્કૃત જ્ઞાન બહુ સારૂં હોવાથી તે બે જણા તેમની સાથે સંસ્કૃત વાંચતા. નવાઈની વાત એ છે કે સાહિત્યમાં અત્યંત પ્રીતિવાળા હોવા છતાં કેશવલાલે પોતાના ઐચ્છિક વિષય તરીકે ગણિતશાસ્ત્ર લીધું હતું. બી. એ; માં તેમની પાસે કાદંબરીનું છાપેલું પુસ્તક ન હોવાથી પોતાના મોટાભાઈવાળું હસ્તલિખિત પુસ્તક (manuscript) તેઓ વાપરતા, જેનો ઉપયોગ પછીથી પીટર્સને પોતાની કાદંબરી છપાવવામાં કર્યો હતો. પ્રો. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરની કેશવલાલ ઉપર બહુ પ્રીતિ હતી, અને તેમના સંસર્ગથી કેશવલાલને સંસ્કૃત ઉપર અત્યંત આસક્તિ થઈ. તેમના સમયમાં પ્રો. દસ્તુર તથા જસ્ટિસ ચન્દાવરકર કૉલેજમાં દક્ષિણા ફેલો હતા, અને બેરેટ સાહેબ અંગ્રેજી સાહિત્યના પ્રોફેસર હતા. પ્રો. બેરેટને કેશવલાલનો Patriotism (દેશભક્તિ) ઉપરનો અંગ્રેજી નિબંધ બહુ પસંદ પડયો હતો, અને તે માટે તેમણે વર્ગમાં કેશવલાલની પ્રશંસા કરી

હતી અન્તે ૧૮૮૨ ની સાલમા તેઓ બી એ, ની પરીક્ષામા બીજા વર્ગમા પાસ થયા, અને એક દષ્ટિએ જોતા તેમનું વિદ્યાર્થીજીવન પૂરૂ થયુ

૧૮૮૨ ની સાલમા ડૉ. ભાડારકરના પ્રમાણપત્રને લીધે તેઓ અમદાવાદની 'મેન ટ્રેનિંગ કૉલેજ'મા સંસ્કૃતના શિક્ષક તરીકે નીમાયા તે વખતે રા સા મહીપતરામ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ હતા આ સમયમા ગુજરાતીમા પ્રાચીન કાવ્યમાળા તથા સંસ્કૃતમા કાવ્યમાળા બહાર પડવા માડી, અને તે બન્નેનો કેશવલાલ ધ્યાનપૂર્વક અભ્યાસ કરતા. વળી "મુગ્ધાવબોધ ઔક્તિક" નામનુ સંસ્કૃત વ્યાકરણનુ પુસ્તક તેમના ભાઇ હરિલાલે પ્રકટ કર્યું હતું તેના ઉપર સમાલોચના લખી કેશવલાલે પ્રકટ કરી. ટ્રેનિંગ કૉલેજમા હતા ત્યારે બીમ્સનું "કમ્પેરેટિવ ગ્રામર ઑવ્ ધિ મૉડર્ન આર્યન્ લૅંગ્વેજિસ્ ઑવ્ ઇન્ડિઆ' એ નામનું અગ્રેજી પુસ્તક તેમની પાસે આવ્યુ, અને તેથી શબ્દશાસ્ત્ર અથવા ભાષાશાસ્ત્ર (Philo logy) પ્રતિ તેમનું લક્ષ વિશેષ ખેચાયુ, તેમજ તેને લીધે તુલનાત્મક પદ્ધતિથી (comparative method) અભ્યાસ કરવાના સંસ્કાર તેમનામા દૃઢ થયા આ ઉપરાત 'ઇંડિઅન ઍન્ટિક્વૅરી' નામના અગ્રેજી માસિકમા "ધી એજ ઓફ્ વિશાખદત્ત, અર્થાત "મુદ્રા રાક્ષસના કર્તા વિશાખદત્તનો સમય' એ વિષય ઉપર અગ્રેજી લેખ પ્રકટ કર્યો હતો આ બધુ સને ૧૮૮૨ થી ૧૮૮૭ સુધીમા થયુ હતું આ પાચ વર્ષનો સમય તેમણે ટ્રેનિંગ કૉલેજમા સંસ્કૃત તથા ગુજરાતીના શિક્ષક તરીકે ગાળ્યો હતો

સન ૧૮૮૭ મા કેશવલાલ ટુકા વખતને માટે ભુજની ઑલ્ફ્રેડ હાઈસ્કુલના હેડમાસ્તર તરીકે કચ્છમા ગયા, અને ત્યાથી ૧૮૮૮ ના જુલાઇમા અમદાવાદની ટ્રેનિંગ કૉલેજમા પોતાની મૂળની જગ્યાએ પાછા આવ્યા પરતુ જે અલ્પ સમય તેઓ કચ્છમા પહેલી વાર રહ્યા તે સમય તેમણે નકામો ગાળ્યો ન હતો હેડમાસ્તર તરીકેના પોતાના કર્તવ્યો ઉપરાત પોતાનો અભ્યાસ તો તેમણે જારીજ રાખ્યો હતો. એક તો તેમણે 'જૂની ગુજરાતીના નમુના પ્રકટ કર્યા, તે નમુનાનો હેતુ એવો હતો કે કવિ દલપતરામે તથા રા બા હરગોવિન્દદાસ કાટાવાળાએ જે એમ જણાવ્યુ હતુ કે' ગુજરાતી ભાષા હાલમા છે એવીને એવીજ પડેલી હતી, અને તેમા કાંઇ ફેરફાર થયો નથી' તે વાત ખરી નથી એમ દાખલા આપીને સિદ્ધ કરવુ નમુના તરીકે ૧૫૦૭

માં લખાયલા "વસન્ત વિલાસ"માંથી તથા ૧૪૫૦ માં લખાયલા "ગદ્યકથા સંગ્રહ"માંથી ઉતારા અપાયા હતા. આ અરસામાં જ મુદ્રારાક્ષસના ભાષાંતરની પ્રથમાવૃત્તિ છપાતી હતી, જે ૧૮૮૯ માં બહાર પાડવામાં આવી હતી આ ઉપરાંત એક બીજી બાબત પણ જાણવા જેવી છે. કેશવલાલ જ્યારે કૉલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારે તેમણે "ગીત ગોવિન્દ"નું દેશી રાગોમાં ગુજરાતી ભાષાંતર કરવા માંડ્યું હતું.

પોતે જે દોઢેક વર્ષની મુદત માટે ભુજમાં ગયા હતા તે મુદત પૂરી થવાથી ૧૮૯૧ ના જુલાઇ માસમાં તેઓ પોતાની પહેલાંની જગ્યા ઉપર અમદાવાદ પાછા આવ્યા. ૧૮૯૨ ની સાલમાં નડિયાદ નિવાસી સ્વ. બાલાશંકર ઉલ્લાસરામ કંથારીઆના "કૃષ્ણ મહોદય"માં ગીત ગોવિંદનું ભાષાંતર છપાયું. તે પછી "અમરુશતક"નું સમશ્લોકી ભાષાંતર કેશવલાલે કરવા માંડ્યું, અને તેની પ્રથમાવૃત્તિ ૧૮૯૪માં બહાર પડી. "અમરુશતક"નો અનુવાદ કેશવલાલની રસજ્ઞતાનો તેમજ તેમની વિદ્વત્તાનો એક ઉંચા પ્રકારનો નમુનો છે.

સન ૧૮૯૪ માં વળી પાછા તેઓ કચ્છમાં ગયા, પરંતુ આ વખતે તેમનો હોદ્દો તેનો તે ન હતો. આ વેળાએ તો તેમનું કામ મહારાજા રાવસાહેબનાં કુંવર કુંવરીને શીખવવાનું હતું, અને તેથી તેઓ 'ટયુટર ટુ મહારાજ કુમાર' કહેવાતા. ૧૮૯૫ ની સાલમાં તેમના ઉપર બે મોટા ઘા આવી પડયા. એક તો તેમનાં પ્રથમ પત્ની અ. સૌ. ચતુરલક્ષ્મી સુતિકાજ્વરથી મરણ પામ્યા, તેમજ તેમના માર્ગદર્શક તથા પ્રોત્સાહક ભ્રાતા હરિલાલ પણ તેજ વર્ષમાં ગુજરી ગયા.આ કૌટુમ્બિક વિપત્તિઓથી ઉદ્વેગ પામતા પોતાના ચિત્તને તેમણે સંસ્કૃત સાહિત્યના અભ્યાસમા પરોવ્યું, અને તેઓ જેટલો વખત કચ્છમાં રહ્યા તેટલામાં સંસ્કૃત તથા ગુજરાતી સાહિત્યનો ઘણો ભાગ તેમણે વાંચી નાંખ્યો. ૧૮૮૮ માં સ્ફુરેલા વિચાર પ્રમાણે મૂળ સંસ્કૃતના રાગોમાં જ "ગીત ગોવિન્દ" નું ગુજરાતી ભાષાંતર ફરી કરી ૧૮૯૬ ની સાલમાં તેની પ્રથમાવૃતિ બહાર પાડી, ને ૧૮૯૭ માં "અમરુશતક" ની બીજી આવૃતિ પ્રકટ કરી. ૧૮૯૮ માં તેમનાં બીજા પત્ની પણ સુતિકાજ્વરથી ગુજરી ગયાં. ૧૮૯૮ થી ૧૯૦૦ સુધીનાં ત્રણ વર્ષ મુદ્રારાક્ષસનું મૂળ સંસ્કૃત અને તે ઉપર અંગ્રેજી નોટ્સ્ તથા ઉપોદ્ઘાત તૈયાર કરવામાં તેમણે ગાળ્યાં, અને પોતાની અગાધ

વિદ્વત્તા તથા અથાગ શ્રમના પરિણામરૂપે સંસ્કૃત મુદ્રારાક્ષસ તેમણે ૧૯૦૦ ની સાલમાં બહાર પાડયું. તેમના આ પુસ્તકની જર્મનીના પ્રસિદ્ધ વિદ્વાન જેકોબી અને હિલ્ડાબ્રાન્ટે ખૂબ પ્રશંસા કરી હતી અને ત્યારથી તેમના સાથે પત્રવ્યવહારનો સંબંધ ચાલુ થયો.

સન ૧૯૦૨ માં અમદાવાદ હાઇસ્કુલના 'ફર્સ્ટ ઍસિસ્ટંટ ટીચર' તરીકે તેઓ કચ્છથી પાછા આવ્યા, અને તેજ હાઇસ્કુલમાં ઍપ્રિલ મહિનામાં 'ઍક્ટિંગ હેડમાસ્તર' તરીકે નીમાયા. ત્યાંથી મે માસમાં ભરૂચમાં ઍક્ટિંગ હેડમાસ્તર તરીકે ગયા. ૧૯૦૩ ના નવેમ્બર મહિનામાં તેઓ ખેડા જીલ્લામા ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે નીમાયા, અને તે જગા ઉપર તેમણે આઠ મહિના સુધી કામ કર્યું. ૧૯૦૨ થી એમ. એ., પરીક્ષાના ક્રમમાં ગુજરાતી ભાષા દાખલ થઈ ને તે માટે સ્વ. ગોવર્ધનરામ તથા કેશવલાલ એ બે પરીક્ષકો નીમાયા. હજી પણ કેશવલાલભાઇ એમ. એ., માં ગુજરાતીના પરીક્ષક તરીકે નીમાય છે. ૧૯૦૪ માં તેઓ નડિયાદ હાઇસ્કુલના હેડમાસ્તર તરીકે નિમાઇ આવ્યા તેથી ગોવર્ધનરામના સંસર્ગમાં વધારે ને વધારે આવવા લાગ્યા, અને તેને પરિણામે તેઓ બંને વચ્ચેનો સંબંધ વધારે ને વધારે નિકટ બનતો ગયો.

૧૯૦૫ માં અમદાવાદમાં ભરાયલી પ્રથમ સાહિત્ય પરિષદ વખતે તેમણે "વાગ્વ્યાપાર" ઉપર લેખ વાંચ્યો હતો, અને તે છૂટો છપાયો છે. અમદાવાદની "ગુજરાત સાહિત્યસભા" સમક્ષ ત્યાર પછી તેમણે "પ્રેમાનંદ" ઉપર વ્યાખ્યાન આપ્યું હતું.

૧૯૦૭ ના સપ્ટેમ્બરમાં મુંબાઈમાં સાહિત્ય પરિષદની બીજી બેઠક થઇ હતી, અને તે સમયે પ્રમુખસ્થાને કેશવલાલ વિરાજ્યા હતા. તેમનું પ્રમુખ તરીકેનું ભાષણ બહુ વખણાયું હતું. એ ઉપરાંત પદ્યરચના સંબંધી લેખ પણ તેમણે લખ્યો હતો, જે 'બુદ્ધિપ્રકાશ' માં છપાયો હતો.

સન ૧૯૦૮ ની શરૂઆતમા તેમની બદલી અમદાવાદ હાઇસ્કુલના હેડમાસ્તર તરીકે થયલી અને ત્યાંથીજ હેડમાસ્તરના હોદ્દા પરથી સન ૧૯૧૫ મા નિવૃત્ત થયલા; અને એમના સેવાકાર્યની કદર કરી પાછળથી સરકારે તેમને રાવબહાદુરનો ઇલ્કાબ બક્ષ્યો હતો.

પેન્શન લીધા પછી પણ સાહિત્યના અભ્યાસ અને પ્રકાશનનું કાર્ય ચાલુ હતું, ભાલણની કાદંબરી, ભાસનાં નાટકો વગેરે ગ્રંથોનું કાર્ય ચાલતું હતું, એવામાં ગુજરાત કૉલેજમાં ગુજરાતીના અધ્યાપકની જગ્યા નવી નિકળતાં તેમને એ સ્થાન પર નિયુક્ત કરવામાં આવ્યા હતા. કેટલોક સમય કામ કર્યાં બાદ પેન્શન સંબંધમા મનભેદ પડતા, પોતે એ જગ્યાનું રાજીનામુ મોકલી, બીજીવારના નિવૃત્ત થયા; પણ પાછળથી દબાણ થતાં, એ જગ્યા ફરી સ્વીકારી છે અને અદ્યાપિ તે પદ પર છે. ઉપરોકત રાજીનામુ આપ્યા પછી એમની વિદ્વત્તાની કદર બુજી સરકારે તેમને દીવાન બહાદુરનો ઇલ્કાબ બક્ષ્યો હતો, અને હમણા આપણી મુંબાઈ યુનિવર્સિટીએ એમને ઠક્કર વસનજી માધવજી લેક્ચર્સ (૧૯૩૦-૩૧) આપવાને નિયોજ્યા છે.

સન ૧૯૨૦ થી તેઓ ગુ. વ. સોસાઇટીના પ્રમુખ દર વર્ષે ચૂંટાય છે અને તે પહેલા પણ સોસાઇટી સાથેનો તેમનો સબંધ બહુ ગાઢ, સક્રિય અને લાંબો છે, અને એ પદનું કર્ત્તવ્ય-જવાબદારી લક્ષમા લઇને એમણે સન ૧૯૨૧ મા સોસાઈટી તરફથી પ્રસિદ્ધ થયલા ગુજરાતી કોષનું નવું સંસ્કરણ, શાસ્ત્રીય અને ઐતિહાસિક પદ્ધતિએ તૈયાર કરવાનું સૌનો સહકાર મળશે એવી આશાથી આરંભેલું; પરંતુ મદદના અભાવે અને માત્ર એકલે હાથે કામ કરવાનું માથે પડવાથી ફકત ૫ કાર અને અ, આ, એમ ત્રણ અક્ષરો જ સળંગ નવેસર તૈયાર થઈ શકયા છે, જે એ વિષયમા કાર્યકર્તાઓને અવશ્ય માર્ગદર્શક અને મદદગાર થશે.

એવી જ કર્ત્તવ્યનિષ્ઠાથી એમણે પ્રાચીન ગુર્જર કાવ્યોની નવી આવૃત્તિઓ, બને તેટલી શુદ્ધ અને શાસ્ત્રીય રીતે તૈયાર કરવાની યોજના હાથમા લીધેલી છે. આજદિન સુધીમા એ માળાના ત્રણ પુસ્તકો પ્રસિદ્ધ થઇ ચૂકયા છે અને બીજા ગ્રંથોનું સંશોધન કાર્ય આગળ ચાલુ છે અને તેનું એડિટિંગ કાર્ય જૂદે જૂદે હાથે વહેંચી નાખેલુ છે.

વળી સન ૧૯૨૧ મા અમદાવાદમા ભરાયલા કળા-પ્રદર્શનના અંગે થયેલા નાટ્ય સંમેલન પ્રસંગે એમણે આપેલુ પ્રાચીન નાટ્યશાસ્ત્ર વિષેનું વ્યાખ્યાન એમનો સંસ્કૃત સાહિત્યનો ઊંડો અભ્યાસ અને સંશોધનનો ઉત્તમ નમુનો રજુ કરે છે.

સન ૧૯૨૮ માં એમણે દયારામ વિષે વ્યાખ્યાન આપેલું જે એમના "પ્રેમાનંદ" વિષેના લેખની પેઠે પ્રમાણભૂત થશે. સન ૧૯૨૯ માં મુંબાઇમાં મળેલી કવિ પરિષદમાં પ્રમુખપદેથી આપેલું એમનું વ્યાખ્યાન પણ, કાવ્યસાહિત્યના વાચકને એટલુંજ ઉપકારક જણાશે. .

આ પરથી જોઇ શકાશે કે એમનાં સંખ્યાબંધ પ્રકીર્ણ લેખોનો સંગ્રહ પણ એમની અન્ય કૃતિઓની પેઠે એટલોજ મહત્વનો અને કિંમતી છે.

## એમના પુસ્તકો અને લેખોની યાદી:

| | |
|---|---|
| મેળની મુદ્રિકા | ૧૮૮૯ |
| અમરુ શતક | ૧૮૯૨ |
| ગીત ગોવિંદ | ૧૮૯૫ |
| મુદ્રારાક્ષસ (સં.) | ૧૯૦૦ |
| છાયાઘટકર્પર | ૧૯૦૨ |
| પ્રધાનની પ્રતિજ્ઞા | ૧૯૧૫ |
| વિખ્યવનની કન્યકા | ૧૯૧૫ |
| બાલણ કૃત કાદંબરી-પૂર્વ ભાગ | ૧૯૧૬ |
| સ્વપ્નની સુંદરી | ૧૯૧૬ |
| મધ્યમ નાટક | ૧૯૨૦ |
| પદ્યપાઠ | ૧૯૨૨ |
| લઘુ ગીત ગોવિંદ | ૧૯૨૪ |
| પ્રાચીન ગુર્જર કાવ્ય | ૧૯૨૭ |
| રત્નદાસકૃત હરિશ્ચંદ્રાખ્યાન | ૧૯૨૭ |
| પ્રતિમા | ૧૯૨૮ |
| The Malayas of the Mudrarakshasa [Indian Antiquary.] | 1882 |
| The Age of Visakhadatta [Vicana Oriental Journal.] | 1882 |
| મુદ્રારાક્ષસ | ૧૮૮૨ [બુદ્ધિપ્રકાશ.] |
| મુગ્ધાવબોધ ઔક્તિક ઉપર વાર્તિક | ૧૮૮૨ [ „ „ ] |
| પદ્યરચનાના પ્રકાર | ૧૯૦૭ [ „ „ ] |

| | |
|---|---|
| સંસ્કૃત નાટકની પ્રાચીનતા | ૧૯૨૫ [ ,, ,, ] |
| સમુદ્રગુપ્તનો ઉત્તરાધિકારી...... | ૧૯૨૮ [ ,, ,, ] |
| દયારામ વિષે કંઈક | ૧૯૨૯ [ ,, ,, ] |
| પોલકા પચીસી | ૧૯૨૯ [ ,, ,, ] |
| ચક્રવર્તી હર્ષને નામે ચડેલાં બે બૌદ્ધ સ્તોત્રો—૧૯૧૮ [નવજીવન અને સત્ય] | |
| ગીત ગોવિંદ | ૧૮૯૨ [કૃષ્ણ મહોદય] |
| પવનદૂતનો કર્તા ધોયી | [પુરાતત્ત્વ પુ. ૧, અં. ૧] |
| ગીર્વાણ કવિ જયદેવના સત્કર્તા | ૧૯૨૪ [બુદ્ધિપ્રકાશ] |
| સ્વપ્નવાસવદત્ત ઉપર નવો પ્રકાશ. | [વસંત] |
| મૃચ્છકટિકમાં સંદિગ્ધછેદનો અંક | [સમાલોચક] |
| લલિતેંદુ શુક્લનો લેખ | [ ,, ,, ] |
| ઉત્તરરામ ચરિત્રમાંથી ચિત્રદર્શન | [ ,, ,, ] |
| વૃત્તોના વપરાટની કસોટી | [સાબરમતી] |
| જોઈએ છીએ કે જોઈએ છે ? | ૧૯૦૮ [સાહિત્ય અને વાર્તા] |
| વાગ્વ્યાપાર | ૧૯૦૫ [પહેલી સાહિત્ય પરિષદનો રીપોર્ટ] |
| બીજી પરિષદનું ભાષણ | ૧૯૦૭ [બીજી સા. પ. નો રીપોર્ટ] |
| વનવેલી. | ૧૯૨૦ [છઠ્ઠી ગુ. સા. પરિષદનો રીપોર્ટ] |
| જૂની ગુજરાતીના નમૂના | ૧૮૮૭ [ગુજરાત શાળાપત્ર] |
| પ્રેમાનંદ | ૧૯૦૫ [વસંત] |
| યુગપુરાણનાં ઐતિહાસિક તત્ત્વ [ગુજરાતી સાહિત્ય સભા રજત મહોત્સવ.] | |

## કનૈયાલાલ માણેકલાલ મુનશી

એઓ જાતે ભાર્ગવ બ્રાહ્મણ અને ભરૂચના વતની છે. એમના પિતાનું નામ માણેકલાલ નરભેરામ મુનશી અને માતાનું નામ તાપીલક્ષ્મી છે. એમના પિતા અને કાકાશ્રી વગેરે સરકારી નોકરીમાં ઉંચે હોદ્દે પહોંચી, મુત્સદ્દી તરીકે મશહુર થયલા; અને વડિલોનું બુદ્ધિકૌશલ્ય અને મુત્સદ્દીગીરી, એમનામાં ઓધાને ઉતરેલા પ્રત્યક્ષ થાય છે.

એમનો જન્મ ભરૂચમાં તા. ૨૯-૧૨-૧૮૮૭ના રોજ થયો હતો. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ, પિતાની નોકરીની ફેરફારીના અંગે, એકજ સ્થળે લેવાનું બનેલું નહિ. તેઓ સન ૧૯૦૨ માં મેટ્રિક થઇ, વડોદરા કૉલેજમાં દાખલ થયલા; અને સન ૧૯૦૬ માં બી. એ., ની પરીક્ષા ઇંગ્લીશ ઐચ્છિક વિષય લઇને ઑનર્સ વર્ગમાં પસાર કરી હતી. સન ૧૯૧૦ માં તેઓ એલ એલ. બી; અને સન ૧૯૧૩ માં એડવોકેટ થયા હતા. વકીલાતનો ધંધો શરૂ કર્યો પણ તે સાથે અન્ય પ્રવૃત્તિઓમાં રસ લેવાનું છોડયું નહોતું. સન ૧૯૧૩માં સ્ટુડન્ટસ બ્રધરહુડ તરફથી સમાજસેવા વિષે ઇનામી નિબંધ લખી, મોતીવાળા પ્રાઇઝ મેળવ્યું હતું અને તે સમયે મુંબાઈમાં નિકળેલી ગુર્જર સભામાં જોડાઇ, દેશના અનેકવિધ પ્રશ્નો ચર્ચવામાં તેઓ અગ્રેસર ભાગ લેતા હતા. ઐતિહાસિક અને સામાજિક નવલકથાઓ લખવાનું કાર્ય ત્યારથી આરંભેલું; અને તેમાં એમને સ્વર્ગસ્થ રણજીતરામ તરફથી સારૂં પ્રોત્સાહન મળેલું. "પાટણની પ્રભુતા" લખીને તેમણે જનતામાં ગુજરાતના ગૌરવ માટે એક પ્રકારનું અભિમાન પેદા કર્યું છે. એ નવલકથામાંનું મુખ્ય પાત્ર મુંજાલનું ચિત્ર એવી દક્ષતાથી અને હુબહુ દોર્યું છે કે આપણા સાહિત્યમાં એ એક જીવંત પાત્ર બની રહ્યું છે. તે પછી એમણે સંખ્યાબંધ નવલકથાનાં પુસ્તકો રચ્યાં છે અને તે એટલાં સફળ નિવડયાં છે કે ગુજરાતી નવલકથાકારોમાં તેમણે ગોવર્ધનરામની સાથે સમાન સ્થાન પ્રાપ્ત કર્યું છે. એમની નવલકથાઓની માફક એમના નાટકો, 'પુરંદર પરાજય' અને 'અવિભક્ત આત્મા', 'ધ્રુવ સ્વામિની દેવી', વગેરે લોકપ્રિય નિવડી, ઉત્તમ સાહિત્ય કૃતિઓ લેખાઇ છે અને એમનું છેલ્લું નાટક "કાકાની શશી" તો સ્ટેજ પર ભજવાઈ, ચોતરફથી પ્રશંસા પામ્યું છે.

એઓ નવલકથાકાર અને નાટકકાર હોવાની સાથે એક સુંદર વક્તા પણ છે અને એમની પ્રતિભાશાળી કલમની જેમ એમની વાણીનો પ્રવાહ

એટલોજ ઓજસ્વી અને આકર્ષક થઇ પડે છે.

સાહિત્ય સેવા માટેની ધગશ એમનામાં ન્હાનપણથી ઉછાળા મારતી હતી. અભ્યાસ પૂરો થતાંજ, પોતે એક જ્ઞાતિમાસિક કાઢેલું, 'નવજીવન અને સત્ય' તેમ 'યંગ ઇન્ડિયા' અઠવાડિકના સહતંત્રી નિમાયલા. વળી સુરતમાં મળેલી જ્ઞાતિ માસિકોના તંત્રીઓની પરિષદમાં, એમની ખાસ સૂચનાથી જ્ઞાતિ વાર્ષિક નામનું એક પુસ્તક કાઢવાનો ઠરાવ થયલો, જેના બે અંકો પ્રકટ થયા હતા.

પણ એ બધામાં એમની ખ્યાતિ "ગુજરાત"ના તંત્રી તરીકે વિશેષ જાણીતી છે, અને ગુજરાતી માસિકોમાં 'વીસમી સદી' પછી તેનું સ્થાન લઇ, એક સચિત્ર માસિક તરીકે જે સ્થાન અને પ્રતિષ્ઠા તેણે મેળવ્યાં છે તે તેના તંત્રી માટે મગરૂર થવા જેવું અને ગૌરવભર્યું છે.

સન ૧૯૨૨ માં એમણે મુંબાઇમાં સાહિત્ય સંસદ્ સ્થાપી, ગુજરાતી સાહિત્યમાં એક નવીન અને પ્રબળ શક્તિ દાખલ કરી છે; તે પ્રવૃત્તિ કેટલી ફળવંતી, રસાળ અને ઉપયોગી નિવડી છે, એ વિષે અન્ય કોઇના અભિપ્રાય કરતાં, એનું કાર્ય અને એના ગ્રંથોજ પુરતો ઉત્તર આપશે.

આઠમી સાહિત્ય પરિષદ મુંબાઇમાં સંસદ તરફથી નોતર્યા પછી, તેઓ સાહિત્ય પરિષદની પ્રવૃત્તિ સાથે એકમેક થઇ રહેલા છે. નવું પરિષદ મંડળ એટલે મુનશી, જેમ ભંડોળ કમિટી એટલે પ્રો. બળવંતરામ ઠાકોર.

એ અરસામાંજ એમણે જુની પ્રણાલિકા તોડી, શ્રીમતી લીલાવતી સાથે લગ્ન કર્યું હતું. સમાજમાં એ લગ્ને જેમ પરિવર્તન કર્યું છે તેમ સાહિત્યસૃષ્ટિમાં એ જોડું લાંબો સમય સુધી અજોડ રહેશે.

સાહિત્ય અને સમાજ સુધારાની પેઠે કેળવણી અને રાજકીય વિષયોમાં પણ એમનો હિસ્સો થોડો નથી. મુંબાઇ યુનિવર્સિટીમા તેઓ અત્યારે મુખ્ય કાર્યકર્તા-સિન્ડીક છે અને ધારાસભામાં પણ યુનિવરસિટિના પ્રતિનિધિ તરીકે એમણે પોતાના વ્યક્તિત્વથી ઉત્તમ છાપ પાડેલી છે.

બારડોલી સત્યાગ્રહની લડતમાં અણીના વખતે જોડાઈ, એ લડતને જેમ ઝોક આપ્યો હતો તેમ ચાલુ સીવીલ ડિસઓબીડિઅન્સ-સત્યાગ્રહની લડતમાં મહાત્માની પડખે ઉભા રહી પુરો સાથ આપવાની તેઓ શરૂઆત કરતા હતા, એટલામાં સરકારે એમને પકડી લઇ, ૭ માસની સજા કરી છે, એ પણ વિધિની અગમ્ય લીલા છે.

## એમના ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| મારી કમલા ને બીજી વાતો | સન ૧૯૧૭ |
| વેરની વસુલાત | ,, ૧૯૧૯ |
| ગુજરાતનો નાથ | ,, ૧૯૧૯ |
| પૃથિવી–વલ્લભ | ,, ૧૯૨૧ |
| કોનો વાંક | ,, ૧૯૨૪ |
| પુરંદર પરાજય અને અવિભક્ત આત્મા | ,, ૧૯૨૪ |
| રાજાધિરાજ | ,, ૧૯૨૫ |
| કેટલાક લેખો ભા. ૧, ૨. | ,, ૧૯૨૬ |
| તર્પણ | ,, ૧૯૨૬ |
| સ્વપ્નદ્દષ્ટા | ,, ૧૯૨૭ |
| ભગવાન કૌટિલ્ય | ,, ૧૯૨૯ |
| કાકાની શશી | ,, ,, |
| ધ્રુવસ્વામિનીદેવી | ,, ,, |

## કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, (દીવાન બહાદુર)
એમ એ એલએલ. બી

એઓ ભરૂચના દશા મોઢ વણિક છે રા બા. મોહનલાલ રણછોડદાસ ઝવેરીને ત્યાં તા. ૩૦ મી ડીસેમ્બર સને ૧૮૬૮ સં ૧૯૨૫ના પોષ વદ ૧ ને સોમવારને દિવસે કૃષ્ણલાલભાઇનો જન્મ થયો હતો એમના માતુશ્રીનું નામ રૂક્ષ્મણીબા હતું રા બા મોહનલાલભાઇના એઓ કનિષ્ટ પુત્ર છે ગુજરાતી કેળવણીના એક સ્થંભ ગણાતા મોહનલાલભાઇ સામાન્યતઃ પોતાના સંતાનો પર પોતે જ કેળવણીના પ્રથમ સંસ્કાર પાડતા એ મુજબ કૃષ્ણલાલભાઈને અક્ષર જ્ઞાનનો લાભ પિતા દ્વારા સુરતમાંજ મળેલો ગુજરાતીનો થોડો અભ્યાસ સુરતમાં કરાવી પછી એમને ભરૂચની શાળામાં દાખલ કરવામાં આવ્યા હતા એમની સ્મરણ શક્તિ તથા ગ્રહણ શક્તિ તીવ્ર હોવાથી દશ વર્ષની વયે ગુજરાતી અભ્યાસ સંપૂર્ણ કરી એઓએ ઇંગ્રેજીનો આરંભ હતો ભરૂચમાં બે ધોરણ પુરા કર્યા એટલે એમના વડીલ બંધુ મોતીલાલ જેઓ તે સમયે ભાવનગરની હાઇસ્કૂલમાં મદદનીશ શિક્ષક હતા અને પાછળથી એ રાજ્યના કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર થયા હતા, તેમણે એમને પોતાની પાસે બોલાવી લીધા તે સમયના એમના સહાધ્યાયીમાં સર મનુભાઇ, દી બા હાકોરરામ કપીનરામ મહેતા સી આઈ ઈ વગેરે હતા ઇંગ્રેજી ત્રીજા ધોરણથી બી એ, સુધીનો અભ્યાસ એમણે ભાવનગરમાં કર્યો હતો એમના પ્રોફેસરો મર્હુમ આગા શેખ મહમદ ઇસ્ફહાની, મુબાઇ યુનીવર્સીટીના હાલમાંજ નિવૃત્ત થયેલા રજીસ્ટ્રાર ખાનબહાદુર પ્રોફેસર દસ્તુર વગેરે હતા એ પ્રોફેસરોની એમના પર અત્યંત પ્રીતિ હતી એમણે મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી પરસીવલ સ્કોલરશીપ મેળવી હતી

પ્રથમ પ્રયત્ને ઇંટર આર્ટ્સની પરીક્ષામાં એઓ નિષ્ફળ થયા આથી યુનીવર્સીટીની ખાસ પરવાનગી મેળવી એઓએ ઇન્ટર આર્ટ્સ તથા બી એ, ની પરીક્ષા એકી સાથે આપી હતી તેમાં સફળ થયા એટલુંજ નહિ પણ બી એ, માં તો પહેલા વર્ગમાં પસાર થઇ ગવરીશંકર ગોલ્ડ મેડલ પણ મેળવ્યો (ઇ સ ૧૮૮૮માં) આ સમયે એમનુ વય માત્ર વીશ વર્ષનુ હતું ભાવનગરની સામળદાસ કૉલેજમાં એમ એ નો વર્ગ નહિ હોવાથી વધુ અભ્યાસ માટે એઓ મુબાઇ આવ્યા ને એલ્ફીન્સ્ટન કૉલેજમાં દાખલ થયા અને ત્યાંથી એમ એ ની પરીક્ષા પસાર કરી એઓ ત્યાર પહેલાંજ એજ

કૉલેજમાં દક્ષિણા ફેલો ચૂંટાયા હતા. એમણે સને ૧૮૯૦–૯૧ સુધી એજ કૉલેજમાં ફારસી અધ્યાપક તરીકે કામ કર્યું. બાદ કાયદાની બંને પરીક્ષાઓ પસાર કરી. એલએલ બી. ના અભ્યાસ વખતે સર રમણભાઈ એમના સહાધ્યાયી હતા.

યુનીવરસીટીમાં આવી ઉત્તમ રીતે ફ્તેહમંદ થવાથી એમની ઇચ્છા વધુ અભ્યાસ માટે વિલાયત જવાની હતી. એ વિષયમાં એમણે ભાવનગર રાજ્યના ચીફ મેડીકલ ઑફીસર ડૉ. બરજોરજી તથા ડા. શિવનાથની સલાહ લીધી પરંતુ એમનું શરીર તે સમયે એટલું તો કૃશ હતું કે એ બે અનુભવી ડાક્ટરોએ એમને વિલાયત જવા સલાહ આપી નહિં.

સને ૧૮૯૩મા એલએલ. બીની પરીક્ષા પસાર કર્યા પછી એમણે હાઇકોરટની એપેલેટ સાઇડ પર વકીલ તરીકે કામકાજ શરૂ કર્યું. તેને અંગે કેટલાંક વર્ષો સ્વ. સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠીના મદદનીશ તરીકે કામ કર્યું અને પોતે નિવૃત્ત થતા સ્વ. ગોવર્ધનભાઇએ પોતાનું સર્વ કામકાજ એમને સુપ્રત કર્યું: ગોવર્ધનભાઈને એમના જ્યેષ્ટ બંધુ મોતીલાલભાઇ સાથે ગાઢ સ્નેહ હતો.

સને ૧૮૯૩ થી ૧૯૦૫ સુધી એમણે હાઈકોર્ટમા વકીલાત કરી. તે વખતે હાઇકોર્ટમા ચીફ જસ્ટીસ તરીકે સર લોરેન્સ જેન્કીન્સ હતા, તેમની એમના પર અત્યંત પ્રીતિ હતી. મુબાઇની સ્મોલકોઝ કોર્ટમા એ સમયે એક જડજની જગા ખાલી પડી. ગુજરાતી ભાષાના સારા જ્ઞાનવાળા તથા દેશી રીતે રાખવામાં આવતા ચોપડા સારી રીતે સમજી શકે એવા એક જડજની એ કોર્ટમા જરૂર હતી તેથી વગર માગે સર લોરેન્સે એમની તે જગાએ નિમણૂંક કરવા ખુશી બતાવી સરકારને ભલામણ કરી. હાઇકોર્ટમા વકીલાતને વળગી રહેવાથી ભવિષ્યમા સારા લાભની આશા હતી તે જતી કરી જેન્કીન્સ સાહેબના આગ્રહને વશ થઇ તેમને નારાજ ન કરવા માટે એમણે એ જગાનો સને ૧૯૦૫ મા સ્વીકાર કર્યો. ત્યાથી ઉપર ચઢતાં ચઢતા સને ૧૯૧૮મા તેઓ સ્મોલકોઝ કોર્ટના વડા જડજ થયા. ત્યાર પહેલા એટલે કે સને૧૯૧૫મા એમની વડા જડજ તરીકે નિમણૂક ના. સરકારે કરી હતી. પરંતુ હાઇકોર્ટના તે વખતના ચીફ જસ્ટીસે વાધો ઉઠાવ્યો કે કાયદા પ્રમાણે સ્મોલકોઝ કોર્ટના વડા જડજ બૅરીસ્ટર અથવા એડવોકેટ હોવા જોઇએ. આથી એમને પાછું પોતાની બીજા જડજની જગો પર જવુ પડયું. પરતુ

તે સમયની મુંબઈ ના. સરકારની કૌન્સિલના સભ્ય સર મહાદેવ ચૌબલે આ સંબંધે કાયદો સુધરાવ્યો અને વકીલો પણ એ હોદ્દા માટે લાયક છે એવી કલમ દાખલ કરાવી. તેથી વખત આવે પાછા સરકારે એમને વડા જડજની જગાએ નીમ્યા. આ પદવી એમણે સને ૧૯૨૮ના ડીસેંબરની આખર સુધી એટલે પોતે નિવૃત્ત થયા ત્યાં સુધી ભોગવી. સર લોરેન્સ જેન્કીન્સના વચનનું માન રાખવા ખાતર એમને જે ભોગ આપવો પડયો તેનું સ્મરણ જ્યારે જ્યારે હાઈકોર્ટમાં જડજની જગા ખાલી પડતી ત્યારે ત્યારે સૌને થયા કરતું; કારણ જો હાઈકોર્ટની વકીલાતને વળગી રહ્યા હોત તો એ જડજની જગાનો લાભ એમને મળ્યા વગર રહેત નહિં, એમ સૌનું ધારવું હતું; જો કે પાછળથી એઓ હાઈકોર્ટના જડજ પણ નીમાયા હતા. સને ૧૯૨૭માં હાઈકોર્ટના એક બારીસ્ટર જડજની કામચલાઉ જગા ખાલી પડતાં પોતે વકીલ હોવા છતા એમની એ જગાએ નિમણુંક કરવામા આવી હતી. એમણે ચાર પાચ માસ સુધી એ આસને બેસી ઓરીજીનલ સાઈડ પરના કેસોનો એવી તો બાહોશી અને ત્વરાથી નીકાલ કરી આપ્યો કે જેથી પક્ષકાર, બારીસ્ટર–સોલીસીટર દરેકને સંપૂર્ણ સંતોષ થયો હતો.

સને ૧૯૨૯ ના જુન માસમાં સરકારે એમને દીવાન બહાદુરનો ઈલ્કાબ આપ્યો.

સાક્ષરતા તો એમની ત્રણ પેઢીથી ચાલી આવે છે. પિતામહ રણછોડદાસ આખા ગુજરાતમા કેળવણીના પિતાના નામથી ઓળખાય છે અને એમના પિતા રા. બા. મોહનલાલ સને ૧૮૫૮ ની હોપ વાચનમાળા કમિટીના સભ્ય હતા, અને એ વાચનમાળાના અમુક વિષય પરના પાઠ એમના લખેલા હતા. સુરત જીલ્લાના ગામડામા તો આજે પણ જે કોઈ ડેપ્યુટી પરીક્ષા લેવા આવે તે "મોંલાલ" ના નામથી ઓળખાય છે. વંશ પરંપરાથી ઉતરતી આવેલી કેળવણીની પ્રગતિમા કૃષ્ણલાલભાઇનો હિસ્સો સૌથી મોટો છે. સને ૧૮૯૩ થી ૧૯૦૫ સુધી યુનીવર્સીટીની ફારસીની પરીક્ષામાં એઓ પરીક્ષક નીમાતા હતા. એલએલ. બી. મા પણ એઓ પરીક્ષક નીમાતા હતા. અને સને ૧૯૨૪ થી આજ પર્યંત કોઈ વખત બી. એ., કોઈ વખત એમ. એ., ની પરીક્ષામાં એઓ ગુજરાતીના પરીક્ષક નીમાય છે. એમના પિતાના સ્વર્ગવાસ પછી તેમની જગાએ સરકારી કેળવણી ખાતા તરફથી એમને "બુક–કમિટી" મા નીમવામા આવ્યા હતા.

આજે કેટલાએ વર્ષોથી ગુજરાતી પુસ્તકોની "મોડર્ન રીવ્યુ" મા એમના તરફથી કરવામા આવતી સમાલોચના તરફ ગુજરાતી વાચકોનું લક્ષ ખેંચાયા કરે છે. સને ૧૯૨૬ મા ગુજરાતી સાહિત્ય પરિષદ જ્યારે મુબાઈમા મળી ત્યારે એઓ તેના સ્વાગત મંડળના અધ્યક્ષ ચૂટાયા હતા.

સાહિત્ય સેવા ઉપરાત એમની બીજી સેવાઓ અનેકવિધ છે. મુબાઇના અનેક ધર્માદાખાતાઓ અને જાહેર સસ્થાઓમા, કાતો પ્રમુખ, કાતો વ્યવસ્થાપક કમિટીમા, કાતો ટ્રેઝરર તરીકે એઓ કામ કરે છે. એઓ જસ્ટીસ ઑવ્ ધી પીસ છે મુબાઇ યુનીવર્સીટીના ફેલો હોવા ઉપરાત એઓ યુનિવર્સીટીની ગુજરાતી 'બૉર્ડ ઓન્ સ્ટડીઝ' ના પ્રમુખ તથા યુનીવર્સીટી લાઇબ્રેરી કમિટીના એક સભ્ય છે

સ્મોલકોઝ કોર્ટના વડા જડજ તરીકે એમને પોતાના હક્કનુ સરક્ષણ કરવા ના સરકાર સાથે અવારનવાર લડવુ પડ્યુ, છેલ્લે છેલ્લે નિવૃત્ત થયા પછી પણ પેન્શન બાબતમા દેશીઓના અને યુરોપીઅનોના પેન્શનની રકમના ભેદને લઇને એમણે ચાર માસ સુધી પેન્શન લીધેલુ નહિ એ બાબતમા હવે પછીના દરેક વડા જડજને પછી તે બેરીસ્ટર હોય કે વકીલ હોય તોપણ એક સરખુ પેન્શન આપવાનો ઠરાવ સરકાર પાસે કરાવરાવીને એમણે એ પ્રશ્નનો અત આણ્યો છે.

માતૃભાષા ઉપરાત ફારસી, ઇગ્રેજી, ઉર્દૂ, બગાળી અને મરાઠી ભાષાનુ એઓ સારૂ જ્ઞાન ધરાવે છે

હાલમા પાલણપુરના નવાબ સાહેબના આગ્રહને લઈને ત્યાના જ્યુડીશીઅલ એડવાઇઝર તરીકે એઓ કામ કરે છે. સને ૧૯૨૯ મા સરકારે મુબાઈના હુલ્લડની તપાસ સમિતિમા એમની નિમણુક કરી હતી વળી અમદાવાદમા એજ વર્ષમા મીલમજુરો અને મીલમાલીકો વચ્ચે પગારની રકમ સબધી વાધો પડતા તે વાધો મહાત્મા ગાધીજી અને શેઠ મગળદાસ પાસે લવાદ તરીકે મૂકવામા આવ્યો તેમા બને લવાદો વચ્ચે મતભેદ થતા સરપચ તરીકે એમને નીમવામા આવેલા, અને બેઉ પક્ષની તકરાર સાભળી એ પ્રશ્નનો અભ્યાસ કરી એમણે જે નિર્ણય આપ્યો તેથી બને પક્ષને સતોષ થયો હતો

જુની ફારસી સનદો અને હસ્તલિખિત પ્રતો ઉકેલવાનો એમને બહુ શોખ છે જૂના ફારસી દસ્તાવેજો ઉપર એમણે ઇગ્રેજી તથા ગુજરાતીમા લેખો લખ્યા છે વૈષ્ણવ સપ્રદાયના ટીકાયતજીના દાનના મહારાજના

પૂર્વજોને અકબર, શાહજહાન વગેરે બાદશાહો પાસેથી જે ફરમાનો મળેલાં, તે ફરમાનો અસલ ફારસીમા છે. તે સર્વનું ઇંગ્રેજી તથા ગુજરાતી ભાષાંતર કરી ટીપ સાથે મ્હોટા પુસ્તકરૂપે એમણે એ ફરમાનો બહાર પાડ્યાં છે.

## એમનાં પુસ્તકોની યાદીઃ

| | | |
|---|---|---|
| હૈદરઅલી ને ટીપુ સુલતાન | | (૧૮૯૪) |
| દયારામ ને હાફિઝ | | (૧૮૯૫) |
| ઔરંગઝેબ અને રાજપૂતો | | (૧૮૯૬) |
| મોહસીનીનાં નીતિ વચનો | | (૧૮૯૭) |
| કૃષ્ણચરિત્ર | | (૧૯૦૮) |
| ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્થંભો | ભાગ ૧ | (૧૯૨૭) |
| " " | ભાગ ૨ | (૧૯૩૦) |

### ફારસી–ઈંગ્રેજી.

Persian Prosody with Figures of Speech 1st Ed. (1890)

### ઈંગ્રેજી.

| | |
|---|---|
| Translation into English of Saadis Tayyabat (101–150) | (1890) |
| Outlines of Essays for Higher Standards in High Schools | (1892) |
| Translation into English of the Gazals of Hafez (101–300) | (1892) |
| Introduction to the Anware Sohaili | (1892) |
| Notes on the Akhlake Mohasini | (1892) |
| Shivaji or The Dawn of Maratha Empire | (1898) |
| Milestones in Gujarati Literature | (1914) |
| Further Milestones in Gujarati Literature | (1924) |
| Imperial Farmans | (1929) |

(in the press).

# કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા

એઓ ન્નાતે વડનગરા નાગર ગૃહસ્થ અને સુરતના વતની છે. એમનો જન્મ સં. ૧૯૩૦ (સન ૧૮૭૪) ના આસો વદિ ૬ ના રોજ સુરતમા થયો હતો. એમના પિતાનુ પૂરૂ નામ વિઘ્નહરરામ બળરામ મહેતા અને માતાનું નામ હરદયાગૌરી છે. સન ૧૮૮૯ મા એમણે મેટ્રીકની પરીક્ષા સુરત હાઇસ્કુલમાથી પસાર કરેલી અને પછી વડોદરા કૉલેજમા જોડાયલા, ત્યાથી સન ૧૮૯૨ મા બી. એ, ની પરીક્ષા ભાષા અને સાહિત્ય ઐચ્છિક વિષય લઇને બીજા વર્ગમા પાસ કરી હતી. એમના પ્રિય વિષયો, શિક્ષણ શાસ્ત્ર, તત્ત્વજ્ઞાન અને સાહિત્ય છે; અને એ વિષયોનો એમનો અભ્યાસ અને અનુભવ પણ બહોળો અને ઝીણો છે. એમણે જૂદે જૂદે સ્થળોએ એક શિક્ષક તરીકે કામ કરેલુ છે, અને બધે સ્થળે એમના શિક્ષણની પ્રશંસા થયલી છે. કાઠિયાવાડમા તો એમનુ નામ ઘરગથુ જેવુ થઇ રહ્યુ છે. એઓ જુનાગઢ હાઇસ્કુલમા લાંબો સમય સુધી હેડમાસ્તર હતા, ત્યાર પછી એક વર્ષ રાજકોટમા, અને છેવટના ભાગમા ભાવનગરમા વિદ્યાધિકારીના હોદ્દે નિમાયા હતા; પણ કૌન્સિલ સાથે મતભેદ ઉઠતા, તેઓ પોતાના અધિકાર ઉપરથી નિવૃત્ત થયા હતા. કેટલાક વર્ષોથી તેઓ અમદાવાદમા રહે છે, અને શહેરનાં કેટલાક જાણીતા શ્રીમંત કુટુંબો સાથે રીડર અને કમ્પેનિયન તરીકે એમનો સંબંધ થયલો છે શેઠ શ્રી અંબાલાલ સારાભાઇની આદર્શ કુટુંબશાળામા અનેક વર્ષોથી તેઓ અધ્યાપક હોવા ઉપરાત હાલ તેઓ અમદાવાદ વનિતા-વિશ્રામમા મુખ્ય અધ્યાપકના પદે છે. એમનું સંસ્કૃતનુ જ્ઞાન પણ સારૂ છે. એ કઠિન ભાષામા એઓ ઉત્તમ કાવ્યરચના કરી શકે છે. વિદ્યાર્થીઓ માટે એમના રચેલા પુસ્તકો "સરલ સંસ્કૃત" ભાગ ૧–૨ નવા શિખાઉ વર્ગમા લોકપ્રિય નિવડયા છે.

આપણા વૈદિક ધર્મ અને તત્વજ્ઞાનના તેઓ ઉંડા અભ્યાસી છે, એમ એમના 'મહાકાલ', 'સદુપદેશ શ્રેણિ' વગેરેમા પ્રકટ થયલા લેખોના વાચનપરથી માલુમ પડશે, વળી એમના સવૈયા, જે એમની અનોખી કૃતિ છે, તે એમની સંસ્કારિતા, રસિકતા, ઉંડુ મનન અને અભ્યાસનો સરસ ખ્યાલ આપે છે.

કેટલાક સમય સુધી એમણે "સ્વધર્મ-જાગૃતિ" માસિક ચલાવ્યુ હતું. તેમા નીતિ, ધર્મ અને સાહિત્ય વિષયક લેખો આવતા હતા. પણ કેટલાક પ્રતિબંધોને લીધે તે તેમને બંધ કરવું પડયુ હતું.

સન ૧૯૨૫ માં એમણે 'સો ટચની વાતો' બાળકો માટે છપાવી હતી, તે વાંચતાં જણાય છે કે બાળ સ્વભાવનું એમનું નિરીક્ષણ ઉંડું, ઝીણું અને સમભાવી છે.

ઘણાં વર્ષો પર એમણે ગૌરીશંકર ઓઝાનું એક વિસ્તૃત જીવનચરિત્ર લખ્યું હતું. સન ૧૯૦૧-૨ માં 'પુરૂષ અને સ્ત્રી' નામનું પુસ્તક બે ભાગમાં લખ્યું હતું, અને માસિકોમાં આપેલા એમના પ્રકીર્ણ લેખોનો જથો પણ મોટો થવા જાય છે.

સુરત સાહિત્ય પરિષદ્‌મા તેઓ પરિષદ્‌ના એક મંત્રી નિમાયલા; અને છઠ્ઠી સાહિત્ય પરિષદમાં જાહેર વ્યાખ્યાન આપવાને એમને નિમંત્રણ કરવામાં આવ્યું હતું. તે પૂર્વે ઘણા સમય પર એમણે ગુજરાત સાહિત્ય સભા-અમદાવાદ તરફથી સાક્ષર જયંતિના અંગે "ધીરો અને તેની કવિતા" વિષે એક વ્યાખ્યાન આપ્યું હતું, જે તે કવિ વિષે અભ્યાસ કરનારને ઉપયોગી થાય એમ છે.

અમદાવાદમાં અને બીજે સ્થળોએ અનેક વર્ષોથી એમની વ્યાખ્યાન પ્રવૃત્તિ ચાલુ રહેલી છે. આમ, એક આદર્શશિક્ષક હોવાની સાથે તેઓ એક સારા ધર્મતત્ત્વચિંતક, સાહિત્યકાર અને વ્યાખ્યાતા તરીકે જાણીતા છે.

**એમના ગ્રંથો નીચે મુજબ છેઃ**

| | |
|---|---|
| મહાકાલ, સદ્‌પદેશ શ્રેણી, વગેરેમાં લેખો | સન ૧૮૯૧ થી ચાલુ |
| ગૌરીશંકર ઓઝાનું જીવનચરિત્ર | સન ૧૮૯૯ |
| પુરૂષ અને સ્ત્રી ભા. ૧ | „ ૧૯૦૧ |
| „ ભા. ૨ | „ ૧૯૦૨ |
| સવૈયા... ... | „ ૧૯૦૪ થી ચાલુ |
| સરલ સંસ્કૃત ભા. ૧ | „ ૧૯૧૬ |
| „ ભા. ૨ | „ ૧૯૧૭ |
| સો ટચની વાતો | „ ૧૯૨૫ |

## ખુશવદનલાલ ચંદુલાલ ઠાકોર

એઓ જ્ઞાતિએ બ્રહ્મક્ષત્રિય અને ભરૂચના વતની હતા. એમનો જન્મ માર્ગશીર્ષ સુદ ૬ સંવત ૧૯૫૬ ના રોજ ભરૂચમાં થયો હતો. એમના પિતાનું નામ ચંદુલાલ ઉમેદરામ ઠાકોર અને માતાનું નામ ચંદ્રમણિ હતું. એમને માબાપનું સુખ લાંબો સમય મળેલું નહિ અને સાથે ગરીબાઇ પણ આવેલી. તેમ છતાં અનેક મુશ્કેલીઓ વચ્ચે એઓ વડોદરા કૉલેજમાંથી બી. એ., ની ડીગ્રી ઇંગ્રેજી ઐચ્છિત વિષય લઇને આનર્સ સહ, મેળવવા શકિતમાન થયલા, તે એમના ખંતપૂર્વક અભ્યાસ અને ઉત્તમ ચારિત્રનું ફળ હતું. તેઓ ચુસ્ત ખાદીધારી હતા, અને મહાત્માજીના આદર્શોને ઝીલવાને પૂરેપૂરો પ્રયત્ન કરતા. ભરૂચમાં એઓ જાહેર સેવા કાર્યથી આગળ આવી, વિદ્યાર્થી આલમમાં લોકપ્રિય થઈ પડયા હતા, થોડાક વખત પર એમણે ભરૂચમાં એક સારી માધ્યમિક શાળાની ખોટ હતી તે પૂરી પાડવા, પાયોનિયર હાઇસ્કુલ નામની એક નવી ઇંગ્રેજી નિશાળ કાઢી હતી. તે પગભર થાય, તેનું કંઇ ફળ આવે તે પૂર્વે તેઓ ભરયુવાન વયે મૃત્યુ પામ્યા છે, એ એક દુઃખદાયક બનાવ છે.

એમણે સન ૧૯૨૪માં મેકસ્વીની કૃત 'Principles of Freedom' એ પુસ્તકનો ' સ્વતંત્રતાના સિદ્ધાંતો ' એ નામે અનુવાદ કર્યો હતો; અને તે પુસ્તક ' પ્રજાબન્ધુ ' પત્રે તેના ગ્રાહકોને ભેટ આપ્યું હતું. તે પછી ગયે વર્ષે ( સન ૧૯૨૯માં ) ગુ. વ. સોસાઇટીને લખી આપેલ પ્રો. બેરીકૃત 'History of Freedom of Thought' એ નામના પુસ્તકનો ' વિચાર સ્વાતંત્ર્યનો ઇતિહાસ ' એ નામે અનુવાદનું પુસ્તક, બહાર પડયું હતું. એમનો પ્રિયવિષય કાવ્યશાસ્ત્ર હતો.

ગ્રંથકાર ચરિતાવળીનું છાપેલું ફોર્મ એમના તરફથી ભરાઇ આવ્યું ત્યારે અમને સ્વપ્ને પણ ખ્યાલ નહિ કે આવું અણમૂલ્યું રત્ન આમ અકાળે તા. ૧૯ મી માર્ચ ૧૯૨૯ ને બુધવારે ક્રૂર કાળના મુખમાં ઝડપાઇ જશે.

**એમના પુસ્તકોની યાદી:**

| | | |
|---|---|---|
| ૧ | સ્વતંત્રતાના સિદ્ધાંતો<br>[ Principles of Freedom ] | સન ૧૯૨૪ |
| ૨ | વિચાર સ્વાતંત્ર્યનો ઇતિહાસ<br>[ History of Freedom of Thought ] | ,, ૧૯૨૯ |

## ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા.

એઓ સુરતના વતની અને ગ્નાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ-વૈદિક છે. એમનો જન્મ નડિયાદમાં સં. ૧૯૫૧ ના ચૈત્ર વદ ૯/૧૦ ના રોજ થયો હતો. એમના પિતાનું નામ લાલશંકર અભયશંકર અને માતાનું નામ રક્તાંબરા હતું.

ગુજરાતી છ ધોરણ પૂરાં કર્યાં પછી એમણે ઈંગ્રેજી શિક્ષણ લેવા માંડેલું, સન ૧૯૧૧ મા મેટ્રીકની પરીક્ષા પાસ કરી તેઓ કૉલેજમાં દાખલ થયા હતા. સન ૧૯૧૬ માંબી. એ. ઑનર્સની ડીગ્રી અંગ્રેજી સંસ્કૃત ઐચ્છિક વિષય લઇને મેળવી; અને સન ૧૯૨૦ માં એમ. એ., થયા અને સન ૧૯૨૬ માં બી. ટી. ની પરીક્ષા પાસ કરી. સન ૧૯૨૪ માં તેઓ મુંબાઇની વનિતા વિશ્રામમાં પ્રિન્સિપાલ નિમાયા; પણ ત્યાં લાંબો સમય રહેવાનું થાય તે અગાઉ ગુજરાત કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે એમની પસંદગી થઇ; અને અહિં પેન્શનર અધ્યાપકોના નવા નિયમને લીધે બે વર્ષથી વધુ રહેવાનું થયું નહિ.

એમના પ્રિય વિષયો ગુજરાતી ભાષાશાસ્ત્ર અને સાહિત્ય છે.

સં. ૧૯૮૧ માં 'કૌમુદી' મા પ્રેમાનંદના "મામેરા" પર એક વિસ્તૃત, વિવેચનાત્મક નિબંધ એમણે પ્રથમ લખેલો. તે પછી અવારનવાર પ્રાચીન કાવ્ય વિષે એક વા બીજા માસિકમાં તેઓ લખતા રહ્યા છે.

પણ વિશેષ ધ્યાન ખેંચે એવી બિના, એમના જીવનમાં એ છે કે તેઓ એક સારા નાટકકાર છે; અને એમના કેટલાંક નાટકો જેમકે 'જમાનાનો રંગ,' "કૉલેજની કન્યા" 'કાશ્મીરનું પ્રભાત,' 'વિજય કોનો' 'કુલાંગાર કપૂત,' 'કુદરતનો ન્યાય' વિગેરે રંગભૂમિ પર સફળ થયાં છે.

### એમના ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| ૧ સંક્ષિપ્ત સંસ્કૃત વ્યાકરણ [મેટ્રીક વર્ગ માટે.] | સં. ૧૯૭૮ |
| ૨ બે આખ્યાન. | સં. ૧૯૮૪ |
| ૩ વલ્લભનું જીવન | સં. ૧૯૮૫ |
| ૪ નરસિંહનું જીવન. | સં. ૧૯૮૫ |

## ગિજુભાઈ ભગવાનજી બધેકા

એઓ વલ્લભીપુર-વળાના વતની, જ્ઞાતિએ ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ છે. એમનો જન્મ તા. ૧૫ મી નવેમ્બર ૧૮૮૫ના દિવસે ભાવનગરમા થયો હતો. એમના પિતાનું નામ ભગવાનજી શંકર બધેકા અને માતાનું નામ શ્રીમતી કાશીબ્હેન છે. એઓએ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ ભાવનગરમા જ લીધેલુ. સન ૧૯૦૫ મા મેટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ કરી, શામળદાસ કૅાલેજમા જોડાયા હતા. ત્યાથી પ્રિવિયસની પરીક્ષા પસાર કર્યાં પછી તેમણે કાયદો વાચવો શરૂ કર્યો અને પોતે ડિસ્ટ્રિક્ટ અને હાઇ-કોર્ટ વકીલ થયા, પણ કેળવણી પ્રતિ જાણે કે નૈસર્ગિક આકર્ષણ ન હોય તેમ વકીલાત કરવાનું નાપસંદ કરી, તેઓ શ્રીયુત નસિંહપ્રસાદ ભટ્ટે નવા શરૂ કરેલા દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવનમા દાખલ થયા. સમસ્ત ગુજરાતમા આજે એ સંસ્થા એક પ્રાથમિક કેળવણીનું જીવંત કેન્દ્ર અને પ્રયોગશાળા બની રહી છે, એનો યશ મુખ્યત્વે એમને છે. એમના પ્રિય વિષયો સાહિત્ય અને શિક્ષણશાસ્ત્ર છે. શિક્ષણશાસ્ત્રને એમણે પોતાનો ખાસ અભ્યાસ અને પ્રયોગનો વિષય કરી મુકેલો છે, કેળવણીના ક્ષેત્રમા આજકાલ જે નવું ચેતન નજરે પડે છે, એ એમની સતત્ ખંતભરી પ્રવૃત્તિને કેટલેક દરજ્જે આભારી છે. ગુજરાતમા મોન્ટેસરી શિક્ષણ પદ્ધતિ પ્રચલિત કરનાર, એઓજ છે, જો કે છૂટાછવાયા અને વ્યક્તિગત પ્રયત્નો કોઈ કોઈ સ્થળોએ પૂર્વે થયા હશે. જ્યારથી બાલમંદિર દક્ષિણામૂર્તિએ સ્થાપ્યુ છે, ત્યારથી એઓ તેના પ્રાણ બની રહ્યા છે, એકલુ શિક્ષણકાર્ય એમના માટે બસ નથી. તેઓ પ્રચાર-કાર્યમા પણ એટલી જ શ્રદ્ધા ધરાવે છે, અને તે પાછળ એમણે ઉપાડેલો શ્રમ અપૂર્વ છે.

એમણે બાળકો માટે સંખ્યાબંધ પુસ્તકો લખેલા છે. બાલસાહિત્યની આપણે અહિં જે ઉણપ જણાયા કરતી હતી, તે દક્ષિણામૂર્તિના પ્રકાશનોથી ઘણે અશે ઓછી થઇ છે. હમણા તેમણે જનતામાથી નિરક્ષરતા ટાળવાનો મહાભારત અખતરો શરૂ કર્યો છે, અને તે માટેની એમની ધગશ અને પદ્ધતિસર કાર્ય કરવાની શક્તિ અને વ્યવસ્થા જોતા, એમનો એ અખતરો ફતેહમંદ થવાની આશા પડે છે

આવા એમના નિસ્વાર્થ અને સરસ સેવાકાર્ય બદલ ગયે વર્ષે એમને રણજીતરામ સુવર્ણચંદ્રક અપાયો હતો.

વળી એઓ "શિક્ષણ પત્રિકા" ના સહતંત્રી છે, જે માસિક પ્રાથમિક કેળવણીમાં રસ લેનારાઓ માટે અગત્યનું છે અને તેનું લવાજમ પણ તેનો બહોળો પ્રચાર થાય એ હેતુથી માત્ર એક રૂપિયો રખાયું છે.

**એમના પુસ્તકોની યાદીઃ**

| | |
|---|---|
| બાલ લોકગીત સંગ્રહ ભા. ૧, ૨ | ૧૯૨૮ |
| બાળવાર્તાઓ ભા. ૧ થી ૫ (બીજી આવૃત્તિ) | ૧૯૨૯ |
| કૈલાસ માનસ સરોવર દર્શન. [મરાઠીનો ગુજરાતી અનુવાદ.] | |
| મોન્ટેસોરી પદ્ધતિ [અંગ્રેજીનું ગુજરાતી ભાષાંતર.] | |
| વાર્તાનું શાસ્ત્ર | |
| વાર્તા કહેનારને | |
| ઘરમાં બાળકે શું કરવું ? | |
| બાળ ક્રીડાંગણો | |
| ધર્માત્માઓના ચરિતો [ત્રીજી આવૃત્તિ.] | ૧૯૨૯ |
| ભગવાન બુદ્ધ | ૧૯૩૦ |
| કિશોર કથાઓ [બીજી આવૃત્તિ.] | ૧૯૨૯ |
| રખડુ ટોળી [અંગ્રેજીનો અનુવાદ.] | ૧૯૨૮–૨૯ |

**વસંતમાળાનાં પુસ્તકોઃ—**

| | |
|---|---|
| સ્વતંત્ર બાલશિક્ષણ | બાલજીવનમા ડોકિયુ |
| શિક્ષણના વ્હેમો | બાળકોનું બ્હીનું |
| બાલ મંદિરમાં | બાળકોનો ખોરાક |
| બાળકોની કુટેવો | તોફાની બાળક |
| બાલગૃહ | સાજની મોજે |
| દવાખાને જઇ ચડયો | નના આચારો |

**બાલ સાહિત્યમાળાનાં પુસ્તકોઃ** ૧૯૨૮–૨૯ દરમિયાન.

| | |
|---|---|
| ગણપતિ બાપા | કબાટ |
| ચેલૈયો | બાળકોનો બીરબલ–૧ |
| ઉભું હતુ, ઉભું હતુ. | બાળનાટકો–૧ |
| હજામડી | હંસ અને હંસા |

| | |
|---|---|
| તિરંદાજ | મોતીયો |
| ગામડામા મળજો | રામજીભાઈ પડી ગયા ! |
| બાલ પ્રવાસો | ધોબીડો ધુએ છે |
| મારા ગોઠીયા | પીરૂ અને |
| જરા હસો | મામાની જાય |
| ક્યાથી આવ્યા ? | વાડામા |
| મદનો જે રાક્ષસ | રોજનીશી |
| રૂપસિંહ ને રામસિંહ | બાળકોનો બીરબલ–૨ |
| ટપાલની પેટી | મારી ગાય |
| ગધેડું | કાળા હાથ, કાળી દાઢી |
| ચીડીયાખાનુ | ખળાવાડ |
| મહાસભાઓ | પૂછુ ? |
| ઘરમા | બુદ્ધ ચરિત્ર |
| આગણામા | ગુજરાત મહારાષ્ટ્ર (સંયુક્ત) |
| શેરીમા | હરિશ્ચંદ્ર |
| બાળશાળામા | કહેવતોના મૂળ |
| ગામમા | ગપગોળા |
| ફરવા જઇએ | આફ્રિકા સાભર્યુ |
| ગો ગો ગો | શબ્દપોથી |
| ગધેડુ ને ઘોડું | વાક્યપોથી |
| દાદા દર્શને | ચિઠ્ઠીપોથી |
| બાળનાટકો–૨ | નાના પાઠો |
| સનારથી માડીને | મોટા પાઠો |
| કુદરતમાં | નાની વાતો |

**મોન્ટેસોરી શિક્ષણ પ્રચારમાળાનાં પુસ્તકો:**

પાઠ આપનારાઓને
મોન્ટેસોરી પદ્ધતિ પર્યાપ્ત છે ?
મોન્ટેસોરી શિક્ષકની દષ્ટિ

# ગૌરીશંકર ગોવરધનરામ જોશી.

એઓ કાઠિયાવાડમા આવેલા ગોડલ ગામના વતની અને જાતે બાજ ખેડાવાળ બ્રાહ્મણ છે એમના પિતાનું નામ ગોવરધનરામ ત્રંબકરામ જોશી અને માતાનું નામ નગા બ્હેન છે. એમનો જન્મ તા ૧૨ મી ડિસે મ્બર ૧૮૯૨ મા ગોન્ડલ પાસ વીરપુરમા થયો હતો

એમણે પ્રાથમિક શિક્ષણ સાત ધોરણ સુધી લીધેલું પછી હાઇસ્કૂલ માથી સન ૧૮૨૪-૧૫ મા મેટ્રીક થયા ત્યાર બાદ જૂનાગઢ કૉલેજમા જોડાયલા અને સન ૧૯૨૦ માં બી એ, ની પરીક્ષા સાહિત્ય ઐચ્છિક વિષય લઇને પસાર કરી હતી

એઓ અત્યારે શિક્ષક છે એમના પ્રિય વિષયો સાહિત્ય અને ઇતિહાસ છે

ગુજરાતી સાહિત્યમા ટૂકી વાર્તાનુ સાહિત્ય છેલ્લા વીસ પચીસ વર્ષથી ખેડાવા માડયુ છે, અને તેમાના શરૂઆતના ઘણાખરા પ્રયત્નો અન્ય ભાષાઓમાથી અનુવાદ માત્ર હતા સ્વતંત્ર કૃતિઓ ગણીગાંઠી નજરે પડતી પણ એ શાખામા-દિશામા-કોઇએ નવી ભાત અને પ્રતિભા પાડી હોય, અને એક કુશળ અને સ્વતંત્ર લેખક તરીકે નામના મેળવી હોય તો તેનુ માન પ્રથમ, જેઓ ધુમકેતુ'ના ઉપનામથી ટુકી વાર્તાઓ લખે છે, તેમને ઘટે છે 'રાજમુગટ' 'પૃથ્વીશ' વગેરે લાબી અને રાજકીય નવલકથાઓ એમણે લખેલી છે, પણ તેની વસ્તુસંકલના જોઇએ તેવી સફળ થયલી જણાતી નથી તેમ તેના પાત્રો પણ આકર્ષક નિવડે એટના વિકસેલા જણાતા નથી. પરંતુ એમની ખરી મહત્તા ઉપર જણાવ્યુ તેમ એક ટુકી વાર્તાના લેખક તરીકે વધુ છે, અને ગુજરાતી સાહિત્યમા એમનું 'તણખા'નું પુસ્તક કાયમનુ સ્થાન લેશે આ ઉપરાત એમણે એકાકી તેમ ભજવી શકાય એવા બાળનાટકો પણ લખેલા છે નવા સાહિત્યકારોમા તેઓ આગળ પડતું સ્થાન લે છે, અને એમના તરફથી હજુ વિશેષ મૂલ્યવાન અને તેજસ્વી સાહિત્યકૃતિઓ આપણને મળતી રહેશે, એવી માન્યતા છે

## એમના ગ્રંથોની યાદી

| | |
|---|---|
| રાજમુગટ | સન ૧૯૨૪ |
| પૃથ્વીશ | સન ૧૯૨૫ |
| તણખા | સન ૧૯૨૬ |
| તણખા-મંડળ બીજુ | સન ૧૯૨૮ |
| પડઘા | સન ૧૯૨૮ |

## ચતુર્ભુજ માણુકેશ્વર ભટ્ટ

એમનો જન્મ સ. ૧૯૨૯ મા થયો હતો. માતાનું નામ લલિતાગવરી હતુ. જ્ઞાતિએ તેઓ ઉદિચ્ય સહસ્ર બ્રાહ્મણ છે માતૃપક્ષે શ્રી ચતુર્ભુજની માતાના પિતા જાની મોતીરામ જ્યોતિષશાસ્ત્રમા અને કર્મકાંડમા નિપુણ હતા. એમના કુટુમ્બ વિષે નીચે મુજબ આખ્યાયિકા પ્રચલિત છે

મૂળરાજ મહારાજ સ્થાપિત રૂદ્રમાળ પૂરો કરાવી સિદ્ધરાજે સિદ્ધપુરમા મહારૂદ્ર કરાવ્યો, તેમા ઔદિચ્ય બ્રાહ્મણો અધ્વર્યુ હતા, તેમને સિદ્ધપુરની દક્ષિણના ગામો અર્પણ કર્યાં તેમાના જે માડનમા વસ્યા તે માડલીઆ રાવળ કહેવાયા માડલ ઉપરાત તેમાના કેટલાક વિરમગામમા તેમજ ધકર-વાડાના ગામોમા જઇ વસ્યા આ કર્મકાંડીઓ ભટ્ટની અટકથી ઓળખાયા આ માડલીઆ રાવળ કુટુમ્બના આમોભટ નામના પુરુષ બારડોલીમા આવી રહ્યા શીતળા સપ્તમીને દિવસે મૃત્યુ પામી પુનર્જીવિત થઇ વશવૃદ્ધિ તેમણે કરેલી એવી આખ્યાયિકા ચાલતી હોવાથી હજુ પણ બારડોલીના માડ લીઆ રાવળના દોહ્રમો ઘર શીળી સાતમને દિવસે તેમનું સ્મરણ કરે છે, એજ કુટુમ્બમા આમારામ ભટ્ટ થયા, જે ધાર સ્ટેટના દિવાન થયા તે કુટુમ્બમા કનોભટ થયા, જે ઈડર સ્ટેટમા પ્રખ્યાત થયા.

શ્રી ચતુર્ભુજના પિતા માણુકેશ્વરજી મુમ્બાઈમા મોટા વરામા રસોઈ કરવા જતા અને ફુરસદનો સઘળો સમય પ્રસિદ્ધ કથાકાર જયકૃષ્ણ મહા-રાજની કથામા ગાળતા. તેમને ત્રણ પુત્રો હતા આ ત્રણ પુત્રોને ઉછેરવા ઉપરાત ખર્ચાળ જમાનામા કેળવવા એ તેમની આર્થિક શક્તિ બહાર હતુ. ચતુર્ભુજને તેમણે મુમ્બાઇ બોલાવી અગ્રેજી ભણુવા બેસાડયા, પણ ખર્ચ ભારે થઇ પડયુ જયકૃષ્ણ મહારાજના શ્રોતાભક્ત સુરતી શેઠ ચુનીલાલ ખાડવાળાએ ચતુર્ભુજને મદદ કરવા માડી, અને પાછળથી તેમના પુત્ર ડૉ. તુળજારામ ખાડવાળાની સપૂર્ણ સહાયતાથી ચતુર્ભુજે સન ૧૮૯૨મા મેટ્રાકની પરીક્ષા પાસ કરી પછી સન ૧૮૯૯ મા હાઇકોર્ટ વકીલની પરીક્ષા પાસ કરી

વિદ્યાર્થી તરીકે તેઓ તેજસ્વી હતા વર્ગમા તેમનુ સ્થાન ઉંચુ રહેતું, એટલુજ નહિ પણ ભવિષ્યના વક્તા અને લેખકની ઝાખી તેમને કિશોર-વયમાજ કરાવેલી જણાય છે અમદાવાદ મિશન હાઇસ્કુલના પ્રિન્સિપાલ મી. એન્ડરસને લખેલુ ' મારા વર્ગના ઉત્તમ વિદ્યાર્થીઓમા શ્રી ચતુર્ભુજ

## ગૌરીશંકર ગોવરધનરામ જોશી.

એઓ કાઠિયાવાડમા આવેલા ગોડલ ગામના વતની અને જ્ઞાતે માજ ખેડાવાળ બ્રાહ્મણ છે. એમના પિતાનું નામ ગોવરધનરામ છગનરામ જોશી અને માતાનું નામ ગગા બ્હેન છે. એમનો જન્મ તા. ૧૨ મી ડિસે મ્બર ૧૮૯૨ મા ગોડલ પાસે વીરપુરમા થયો હતો.

એમણે પ્રાથમિક શિક્ષણ સાત ધોરણ સુધી લીધેલું પછી હાઇસ્કુલ-માથી સન ૧૯૨૪-૧૫ મા મેટ્રીક થયના. ત્યાર બાદ જૂનાગઢ કૉલેજમા જોડાયલા અને સન ૧૯૨૦ મા બી એ, ની પરીક્ષા સાહિત્ય ઐચ્છિક વિષય લઇને પસાર કરી હતી.

એઓ અત્યારે શિક્ષક છે. એમના પ્રિય વિષયો સાહિત્ય અને ઇતિહાસ છે.

ગુજરાતી સાહિત્યમા ટુકી વાર્તાનુ સાહિત્ય છેલ્લા વીસ પચીસ વર્ષથી ખેડાવા માડ્યુ છે, અને તેમાના શરૂઆતના વખાણવા પ્રયત્નો અન્ય ભાષાઓમાથી અનુવાદ માત્ર હતા. સ્વતત્ર કૃતિઓ ગણીગાઠી નજરે પડતી પણ એ શાખામા—દિશામા—કોઇએ નવી ભાત અને પ્રતિભા પાડી હોય, અને એક કુશળ અને સ્વતત્ર લેખક તરીકે નામના મેળવી હોય તો તેનુ માન પ્રથમ, જેઓ 'ધુમકેતુ'ના ઉપનામથી ટુકી વાર્તાઓ લખે છે, તેમને ઘટે છે 'રાજમુગટ' 'પૃથ્વીશ' વગેરે લાબી અને રાજકીય નવલકથાઓ એમણે લખેલી છે, પણ તેની વસ્તુસંકલના જોઇએ તેવી સફળ થયલી જણાતી નથી તેમ તેના પાત્રો પણ આકર્ષક નિવડે એટના વિકસેલા જણાતા નથી. પરતુ એમની ખરી મહત્તા ઉપર જણાવ્યુ તેમ એક ટુંકી વાર્તાના લેખક તરીકે વધુ છે, અને ગુજરાતી સાહિત્યમા એમનુ 'તણખા'નું પુસ્તક કાયમનું સ્થાન લેશે આ ઉપરાત એમણે એકાકી તેમ ભજવી શકાય એવા બાળનાટકો પણ લખેલા છે નવા સાહિત્યકારોમા તેઓ આગળ પડતુ સ્થાન લે છે, અને એમના તરફથી હજુ વિશેષ મૂલ્યવાન અને તેજસ્વી સાહિત્યકૃતિઓ આપણને મળતી રહેશે, એવી માન્યતા છે

### એમના ગ્રંથોની યાદી

| | |
|---|---|
| રાજમુગટ | સન ૧૮૨૪ |
| પૃથ્વીશ | સન ૧૯૨૫ |
| તણખા | સન ૧૯૨૬ |
| તણખા—મડળ બીજુ | સન ૧૯૨૮ |
| પડઘા | સન ૧૯૨૮ |

## ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા,

બી. એ., એલ એલ. બી., ઍડવોકેટ, હાઈકોર્ટ.

એઓ નડિઆદના વતની છે અને જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ છે. ત્હેમનો જન્મ નડિઆદમાં વડનગરા નાગર બ્રાહ્મણ કુટુમ્બમાં વિ. સં. ૧૯૪૦ ના જ્યેષ્ઠ કૃષ્ણ ૮ મી, ઈ. સ. ૧૮૮૪ ના જૂનની ૧૬ મી ને, સોમવારે થયો હતો. ત્હેમનું કુટુમ્બ નડિયાદની નાગરી નાતમાં એક પ્રતિષ્ઠિત અને શ્રીમંત કુટુમ્બ ગણાય છે. ત્હેમના દાદા મણિશંકર ગિરિજાશંકર પંડયાની તથા ત્હેમના પિતા નર્મદાશંકર મણિશંકર પંડયાની ગામમાં તથા નાતમાં સારી પ્રતિષ્ઠા હતી અને તેઓ બન્ને અનેકને સલાહનું સ્થાન હતા. ત્હેમનાં માતુશ્રી જતનલક્ષ્મી સાક્ષરશ્રી દોલતરામ કૃપારામ પંડયાના શબ્દોમાં "વ્હાલની વેલ" સમ હતાં અને ગામમાંરી તરીકે સેવામય જીવન ગાળતાં. રા. ચન્દ્રશંકરને એમના પિતા તરફથી વારસામાં શાણપણ અને કાર્યકુશલતા મળ્યાં છે તો એમનાં માતા તરફથી વ્હાલસોયો સ્વભાવ અને સેવાપરાયણતા મળ્યાં છે.

બાળપણથી જ તેઓ જ્યાં જાય ત્યાં ભાત પાડે એવા પાણીદાર હતા. તેઓ નવું નવું જાણવામાં તેમ રમવામાં બન્નેમાં એકકો હતા. તેથી "ફૂલીયા જમાદાર" નામે ઓળખાતા. ન્હાનપણમાં બહુ તોફાની અને રમતીયાળ હતા. ગુજરાતી તથા અંગ્રેજી અભ્યાસ નડિઆદમાં જ કર્યો હતો.

એઓ મૅટ્રિક્યુલેશન ક્લાસમાં સુપ્રસિદ્ધ શિક્ષણશાસ્ત્રી શ્રીયુત કમલાશંકર પ્રાણશંકર ત્રિવેદીના પ્રિય પટ્ટશિષ્ય હતા તેમજ ત્હેમના શિક્ષકો અને સહાધ્યાયીઓનો પ્રેમ પણ સંપાદન કરેલો.

એમનું લગ્ન ઇ. સ. ૧૮૯૬મા કાદંબરીના અનુવાદક સાક્ષર શ્રી છગનલાલ હરિલાલ પંડયાના જ્યેષ્ઠ પુત્રી શ્રીમતી વસન્તબા સાથે થયું હતું. માતુલપક્ષમા શ્રીયુત ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી શ્રીમતી વસન્તબાના મામા થાય. ગોવર્ધનરામભાઇએ "સરસ્વતીચન્દ્ર"ના તૃતીય ભાગનું અર્પણ પોતાનાં દ્વિતીય ભગિની સૌ. સમર્થલક્ષ્મીની સ્મૃતિને કરેલું છે. આ સંયોગોમાં આશ્ચર્ય નથી કે શ્રીમતી વસન્તબા સંસ્કારી હોય. રા. ચન્દ્રશંકરનો અને શ્રીમતી વસન્તબાનો વિવાહ બન્ને પોતપોતાની માતાના ઉદરમા ગર્ભ રૂપે હતાં ત્યારે તાત્કાલીન પદ્ધતિ પ્રમાણે થયો હતો. બન્નેય બાલપણથી

એક છે." વક્તા તરીકે તે સારી છાપ પાડે છે. મેટ્રીકમાં પાસ થયેલા ત્યારે કવીશ્વર દલપતરામે લખેલું "તમે તીવ્ર બુદ્ધિવાળા છો, માટે કેળવણી પામીને ઇડર રાજ્યમાં એક રત્ન નિવડશો." ૉ. વર્ગના પ્રિન્સિપાલ મી. સેતીકે લખેલું "I have the highest opinion about Mr. Bhatt's intelligence -મી. ભટ્ટની બુદ્ધિ ઇ. બાબતમાં મારો અભિપ્રાય ઉંચો છે."

તે પછી ઇડરના મહારાજાધિરાજ સર કેસરીસિંહજીએ તેમને સ્ટેટ મુન્સફની જગા આપી હતી. સન ૧૯૦૧ના માર્ચ માસના અરસામાં ઇડર સ્ટેટે તેમની નોકરી છ માસની મુદતને માટે નામદાર ઇંગ્રેજ સરકારને ઉછીની આપી, ત્યારે તેમને અમદાવાદ રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થયલો. તે રીચીરોડ પર સ્વ. ડાહ્યાભાઇ સેક્રેટરીના મકાન પાસે શા. ઉમેદરામ કાલિદાસના મકાનમાં તે વખતે રહેતા હતા. અહિં "ગુજરાતીપંચ"ના અધિપતિ અને માલિક શ્રીયુત સોમાલાલ મંગળદાસ શાહ સાથે પડોશમાં રહેતા હોવાથી મિત્રતા થયલી.

ઇડર સ્ટેટની દશ વર્ષની નોકરી દરમિયાન તેઓ સેશન્સ જડજ સુધીના હોદ્દે પહોચેલા અને કાર્યદક્ષતા માટે પંકાયલા. ત્યાર બાદ સાત વર્ષ તેમણે મહિકાંઠા એજન્સીમાં વકિલાત કરી. તંદુરસ્તી આદિ કારણો માટે કંઇક નિવૃત્તિ મેળવવાની સલાહ મળતાં તેઓ માણસા સ્ટેટના દિવાન નિમાયા. હાલ છેલ્લાં ત્રણ ચાર વર્ષથી તેઓ દાંતા (ભવાનગઢ) રાજ્યના મુખ્ય દિવાનના પદે છે.

## એમનાં પુસ્તકોની યાદી

| | |
|---|---|
| છોકરી ભણીને શું કરવું ? | ૧૮૮૯ |
| શુરવીર રાયસિંહ | ૧૮૯૧ |
| પદ્માકુમારી વા આધુનિક નાટકોનો ઉદ્દેશ શો જેવાય છે તે શો હોવો જોઇએ ? | |
| બાળગીત | |
| સ્ત્રીગીતા અથવા વીજળી ગામડીયણ [ 'ગુજરાતીપંચ'ની ભેટ ] | ૧૯૦૪ |
| રત્નગ્રંથી | ૧૯૧૦ |
| સુવર્ણકુમારી [ 'ગુજરાતી પંચ'ની ભેટ. ] | ૧૯૧૪ |
| નિર્મળા [ " " . ] | ૧૯૨૪ |

## ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા,

બી એ, એલ એલ. બી, ઍડવોકેટ, હાઇકોર્ટ.

એઓ નડિઆદના વતની છે અને જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ છે. ત્હેમનો જન્મ નડિઆદમા વડનગરા નાગર બ્રાહ્મણ કુટુમ્બમા વિ સ ૧૯૪૦ ના જ્યેષ્ઠ કૃષ્ણ ૮ મી, ઈ. સ ૧૮૮૪ ના જ્યૂનની ૧૬ મી ને, સોમવારે થયો હતો ત્હેમનુ કુટુમ્બ નડિયાદની નાગરી નાતમા એક પ્રતિષ્ઠિત અને શ્રીમત કુટુમ્બ ગણાય છે ત્હેમના દાદા મણિશકર ગિરિજાશકર પડયાની તથા ત્હેમના પિતા નર્મદાશકર મણિશકર પડયાની ગામમા તથા નાતમા સારી પ્રતિષ્ઠા હતી અને તેઓ બન્ને અનેકને સનાહનુ સ્થાન હતા. ત્હેમના માતુશ્રી જતનલક્ષ્મી સાક્ષરશ્રી દોલતરામ કૃપારામ પડયાના શબ્દોમા "વ્હાલની વેન" સમ હતા અને ગામમાશી તરીકે સેવામય જીવન ગાળતા રા ચન્દ્રશકરને એમના પિતા તરફથી વારસામા શાણપણ અને કાર્યકુશળતા મળ્યા છે તો એમના માતા તરફથી વ્હાલમોયો સ્વભાવ અને સેવાપરાયણતા મળ્યા છે

બાળપણથી જ તેઓ જ્યા જાય ત્યા ભાત પાડે એવા પાણીદાર હતા તેઓ નવુ નવુ જાણવામા તેમ રમવામા બન્નેમા એક્કો હતા તેથી "ફૂલીયા જમાદાર" નામે ઓળખાતા ન્હાનપણમા બહુ તોફાની અને રમતીયાળ હતા ગુજરાતી તથા અગ્રેજી અભ્યાસ નડિઆદમા જ કર્યો હતો

એઓ મૅટ્રિક્યુલેશન ક્લાસમા સુપ્રસિદ્ધ શિક્ષણશાસ્ત્રી શ્રીયુત કમળાશકર પ્રાણશકર ત્રિવેદીના પ્રિય પ્રશિષ્ય હતા તેમજ ત્હેમના શિક્ષકો અને સહાધ્યાયીઓનો પ્રેમ પણ સંપાદન કરેલો

એમનું લગ્ન ઇ સ ૧૮૮૬મા કાદબરીના અનુવાદક સાક્ષર શ્રી છગનલાલ હરિલાલ પડ્યાના જ્યેષ્ઠ પુત્રી શ્રીમતી વસન્તમા સાથે થયુ હતુ માતુલપક્ષમા શ્રીયુત ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી શ્રીમતી વસન્તમાના મામા થાય ગોવર્ધનરામભાઇએ 'સરસ્વતીચન્દ્ર'ના તૃતીય ભાગનું અર્પણ પોતાના દ્વિતીય ભગિની સૌ સમર્થલક્ષ્મીની સ્મૃતિને કરેલુ છે આ મનો ગેમા આશ્ચર્ય નથી કે શ્રીમતી વસન્તમા સરકારી હોય રા ચન્દ્રશકરનો અને શ્રીમતી વસન્તમાનો વિવાહ બન્ને પોતપોતાની માતાના ઉદરમા ગર્ભરૂપે હતા ત્યારે તાત્કાલીન પદ્ધતિ પ્રમાણે થયો હતો. બન્નેય બાળપણથી

એકબીજા સાથે રમતા અને તેથી ન્હાનપણુથી જ એકબીજામા પ્રેમબીજ રોપાયલાં અને પોષાયલા.

એમનામા સાહિત્યપ્રીતિના અંકુર બાળપણથી હતા. "બુદ્ધિપ્રકાશ"ની જૂની ફાઇલો વાચતાં વાચતા ત્હેમને તેઓ અગ્રેજી બીજા ધોરણમા હતા ત્યારે નિબન્ધ લખવાની પ્રથમ વૃત્તિ થયેલી અને તેથી પોતાના ગામ નડિઆદમા તાબૂતનું સરઘસ જોઈ "તાબૂત" વિષે પહેલો નિબન્ધ લખ્યો હતો. તેઓ અગ્રેજી પાચમા ધોરણમા હતા ત્યારે ત્હેમણે નાટક લખવા ને કવિતાઓ રચવા માડેલી. ત્હેમનુ પહેલુ ભાષણ પણ તેજ અરસામા "શ્રી નડિઆદ વડનગરા નાગર યુવક મંડલ"મા કરેલુ અને પોતાના વક્તૃત્વની છટાથી શ્રોતાઓને ચકિત કરી નાખેલા. હાઇસ્કૂલના ત્હેમના એક મુખપાઠનું શ્રવણ કરીને સાક્ષર શ્રી કમલાશંકર પ્રાણુશંકર ત્રિવેદીએ પ્રસન્ન થઇને ભવિષ્ય ભાખેલુ કે "ચન્દ્રશંકર આગળ જતા જરૂર મ્હોટા વક્તા થશે"

ઇ સ. ૧૮૯૮ મા ગોવર્ધનરામભાઈ હાઇકોર્ટની વકીલાત છોડી નડિઆદ રહેવા આવ્યા ત્યારથી તે ત્હેમના નિકટ સસર્ગમા આવતા થયા અને ત્હેમનો તે સબન્ધ ઈ. સ. ૧૯૦૭ના જાન્યુઆરીમા ગોવર્ધનરામભાઈના અવસાન સુધી રહ્યો. ગોવર્ધનરામભાઇને ચન્દ્રશંકર ઉપર અત્યંત પક્ષપાત હતો અને ત્હેમને ઘણુખરૂ પોતાની પાસે જ રાખતા અને સાથેજ ફેરવતા. ચન્દ્રશકરના આત્મવિકાસમા ગોવર્ધનરામનું અર્પણ જેવુ તેવું નથી. એમની સાત્ત્વિક ઉચ્ચાભિલાષિતા અને વિચારોની પરિપક્વતા મહદ્ અંશે ગોવર્ધનરામભાઇ સાથેના નિકટ સંસર્ગને આભારી છે.

શ્રીયુત ગોવર્ધનરામ ઉપરાત શ્રીયુત મનસુખરામના નિકટ સંસર્ગમા પણ તેઓ પુષ્કળ આવેલા—ખાસ કરીને કૅાલેજના અરસામા વધારે, ત્હેમની અસર પણ ચન્દ્રશકરની મનોરચનામા ઘણી થયેલી.

એકંદરે, ચન્દ્રશકર ઇ. સ. ૧૯૦૦મા મૅટ્રિક્યુલેશનની પરીક્ષામા પહેલે પ્રયાસે પાસ થયા ત્યા સુધીમા અનેકદેશીય સરકારી જીવનના બીજ ત્હેમનામા રોપાયલા દષ્ટિગોચર થવા માડયા હતા. રમતગમતોમા તેમજ વિવાદમંડળોમા તેઓ અગ્રેસરપદ ભોગવતા—જેમ વર્ગમા અભ્યાસમા ભોગવતા તેમ

ત્હેમનું કૅાલેજ—જીવન પણ ઉજ્જ્વલ અને સફલ હતુ. તેઓએ મુબાઇની

એલ્ફિન્સ્ટન કૉલેજ તથા જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજમા અભ્યાસ કર્યો હતો. જેવી ત્હેમની સજ્જનતાની તેવી જ ત્હેમની સ્વતંત્રતાની છાપ ત્હેમના પ્રોફેસરો અને સહાધ્યાયીઓ ઉપર તેઓએ પાડી હતી. મૅથેમૅટિક્સ વિના ત્હેમના બીજા વિષયો પાકા હતા અને ત્હેમાં પણ ત્હેમનું અંગ્રેજી અને સંસ્કૃતનું જ્ઞાન ખાસ સારૂં ગણાતું. કૉલેજમા ત્હેમનું નિબન્ધલેખન ખાસ પ્રશંસાપાત્ર ગણાતું અને ત્હેમા તેઓ ઉંચે નબરે આવતા. ક્રીકેટ, ટેનિસ, ફૂટબોલ વગેરેનો તેમ જ દેશી રમતોનો ત્હેમને ખૂબ શોખ હતો. તેઓ "નૉર્થકોટ શીલ્ડ"મા પોતાની કૉલેજ તરફથી રમતા. બી. એ. મા ત્હેમનો ઐચ્છિક વિષય ન્યાય અને તત્ત્વજ્ઞાન હતો. તેઓ ઇ. સ. ૧૯૦૬ મા બી. એ. મા સેકન્ડ ક્લાસમા ઉંચે નમરે પાસ થયા હતા.

એમ. એ. મા કેમિસ્ટ્રી લઇ પ્રો. ગજ્જરની ટેકનોકેમિકલ લૅબોરેટરીમા અભ્યાસ કરેલો, પરન્તુ નાદુરસ્ત તબિયતે ત્હેમને પરીક્ષામા બેસવા દીધેલા નહિ. એમ. એ. નો અભ્યાસ કરતે કરતે તેઓ સાથે સાથે એલ એલ. બી. ની ટર્મ્સ રાખતા. ઇ. સ. ૧૯૧૩મા તેઓ એલએલ. બી. થયા.

એમના જીવનમા તેઓ બી. એ. થયા ત્યારથી હોમરૂલ લીગની ચળવળમા અતિશ્રમ યુક્ત અગ્રેસર ભાગ લેવા જતા દમની બીમારીના કાયમી ભોગ થઇ પડયા ત્યા સુધીનો સમય–દસકો–વધારેમા વધારે અગત્યનો છે. ઈ.સ. ૧૯૦૭ થી ઈ.સ. ૧૯૧૭ નો દસકો ત્હેમા ઈ.સ. ૧૯૦૭ થી ઇ.સ. ૧૯૧૩ સુધીનો પૂર્વાર્ધ અને ઈ.સ. ૧૯૧૪ થી ઇ.સ. ૧૯૧૭ સુધીનો ઉત્તરાર્ધ, હાઇસ્કૂલ અને કૉલેજમા અભ્યાસ કરતે કરતે ત્હેમણે જે અનેકદેશીય શક્તિઓ બીજરૂપે દર્શાવેલી તે ઇ.સ. ૧૯૦૭ થી ઇ.સ. ૧૯૧૭ મા સર્વનું લક્ષ ખેંચે એમ પ્રકટ અને પ્રફુલિત થઇ.

તેઓ સિનિયર બી. એ. નો અભ્યાસ એલ્ફિન્સ્ટન કૉલેજમા ૧૯૦૫ મા કરતા હતા ત્યારથી ત્હેમણે "સમાલોચક" ત્રૈમાસિકનું તંત્ર પોતાના હાથમા લીધું હતું. "સુમન–સંચય" નામની લેખમાળા તેઓ "તન્મય" ઉપનામથી લખતા. તે ઉપરાત ચરિત્રો, નોંધો, લેખો વગેરે લખતા. તે અરસામા ત્હેમણે કાવ્યો પણ રચવા ને પ્રકટ કરવા માડયા હતા. ટૂંકામા, તેઓ કૉલેજમા હતા ત્યારથી જ બી એ, થતા પૂર્વે લેખક તરીકે અને વક્તા તરીકે ક્રમે ક્રમે જાણીતા થતા હતા

બી. એ. થયા પછી ત્હેમના લેખો અને ત્હેમનાં કાવ્યો "સમાલોચક," "વસન્ત," "સુન્દરી સુબોધ" વગેરે તે વખતનાં શિષ્ટ માસિકોમાં તેમ જ "ગુજરાતી," "પ્રજાબન્ધુ," "ગુજરાતી પંચ," "સાંજવર્તમાન," "મુમ્બાઇસમાચાર" "હિન્દુસ્તાન" વગેરેના ખાસ અંકોમાં પ્રકટ થતા અને રસથી વંચાતાં. ત્હેમના લેખોના વિચારોની પરિપક્વતા અને વ્યાવહારિકતા જેટલું લક્ષ ખેંચતા તેટલી જ ત્હેમની શૈલીની સંસ્કારિતા અને ઓજસ્વિતા ધ્યાન ખેંચતા.

તેઓ માત્ર લેખક અને વક્તા જ ન હતા, પરન્તુ અનેકદેશીય સાર્વજનિક કાર્યકર્તા હતા. તે દસ વર્ષમાં એવી સાર્વજનિક પ્રવૃત્તિ ગુજરાતમાં ભાગ્યે હશે, જેમાં તેઓએ અગ્ર ભાગ નહિ લીધો હોય. સભામાં ખરા, કૉન્ફરન્સોમાં ખરા, પરિષદોમાં ખરા, સંમેલનોમાં ખરા, મંડળોમાં ખરા. તેઓની સાહિત્યભક્તિ જેવી ઉચ્ચ ભૂમિકાની અને ઉત્કટ છે તેવી જ ત્હેમની રાષ્ટ્રભક્તિ છે. ઈ.સ. ૧૯૦૭ થી ઇ.સ. ૧૯૧૭ સુધી મુમ્બાઈમાં "ધી યુનિઅન" અને "શ્રી ગુર્જર સભા" સ્થાપી ત્હેમણે ગુજરાતી યુવાનોને એકત્ર કરી તૈયાર કરવા માંડ્યા હતા. ગાંધીજી પધાર્યા પૂર્વે મુમ્બાઇમાં અને ગુજરાતમાં "ગુર્જરસભા" એક પ્રેરકસંસ્થા હતી અને તેના મુખ્ય સંયોજક ચન્દ્રશંકર હતા.

અનેક દેશીય પ્રવૃત્તિઓએ, ત્હેમના પત્નીના અને ત્હેમના પોતાના મંદવાડોએ, ચન્દ્રશંકરને પોતાની શક્તિઓના પ્રમાણમાં પુસ્તકોના આકારથી રૂપમાં ઝાઝું લખવા દીધું નથી. ત્હેમના પ્રિયપત્ની સૌ. વસન્તમા ઇ.સ. ૧૯૧૬ ના ઑગસ્ટમાં ગુજરી ગયા. ત્હેમની સ્નેહમય સારવારમાં ચન્દ્રશંકરે પોતાના વકીલાતના ધંધાનો ભોગ આપ્યો હતો, પોતાની શક્તિઓનો ભોગ આપ્યો હતો, પોતાની તંદુરસ્તીનો ભોગ આપ્યો હતો. પોતાના પ્રિય પત્નીના અકાલ અવસાને ત્હેમના જીવનમાં જે શૂન્યતા ઉત્પન્ન કરી છે તે એમના જેવા સ્નેહોપજીવી આત્મા માટે અણપૂરાયલી જ રહેશે. ઈ. સ. ૧૯૧૭ ના એપ્રિલમાં ત્હેમના પૂજ્ય પિતાજી સ્વર્ગસ્થ થયા. તેથી પણ ત્હેમને તીવ્ર હૃદયાઘાત થવા ઉપરાંત ત્હેમના ઉપર ગૃહવ્યવહારનો ભાર આવ્યો. ઇ.સ. ૧૯૧૭ માં હોમરૂલની ચળવળ પ્રસંગના પરિશ્રમથી ત્હેમને ઈ.સ. ૧૯૧૮ ના જાન્યુઆરીથી દમનું દર્દ લાગુ પડ્યું છે; જેમાંથી છેક આ બાર વર્ષ થયાં તેઓ છૂટા થઈ શક્યા નથી. દમના લાંબા અને અશક્તિકારક મંદવાડ અને ત્હેમની કૌટુમ્બિક વિપત્તિ-

એઓએ ત્હેમના જીવનને ચૂંથી નાખ્યું છે. અને તેથી ત્હેમને માટે રાખવામાં આવેલી આશાઓ હજી સિદ્ધ થઇ શકી નથી.

ઇ.સ. ૧૯૧૪ મા ત્હેમના ટૂંકાં ટૂંકાં ને મીઠા મીઠાં કાવ્યોનો સંગ્રહ સમુચિત નામથી "સ્નેહાંકુર" રૂપે પ્રકટ થયો. રા. ચન્દ્રશંકરમાં દલપતરામની સરલતા અને દલપતરામની પ્રવાહિતા છે, કલાપીની ભાવમયતા છે. જો તેઓ વધારે અને વારંવાર લખી શકતા હોત તો ત્હેમનાં કાવ્યોની સરલતા, પ્રવાહિતા, મનોરંજકતા, હૃદય સ્પર્શશિતા ત્હેમને તેઓ છે ત્હેમના કરતાં વધારે લોકપ્રિય બનાવત.

હાલમા ત્હેમનાં પચીસેક કાવ્યોની સુન્દર એકાવલિ "કાવ્ય કુસુમાંજલિ" નામે આપ્ત મંડલમા વ્હેંચાઈ હતી અને તે અનેક અનુકૂલ અભિપ્રાયો માટે નિમિત્ત થઇ હતી.

જેમ "રા. ચન્દ્રશંકર લેખક તરીકે વધારે સફલ કે વક્તા તરીકે" એ એક એમના સંબન્ધમા વારંવાર પૂછાતો પ્રશ્ન છે તેમ એ પણ વારંવાર પૂછાતો બીજો પ્રશ્ન છે કે "તેઓ કવિ તરીકે વધારે સફલ કે ગદ્ય લેખક તરીકે," એવા પ્રશ્નો પૂછાયા જ કરવાના અને યથારૂચિ એના જવાબો અપાયે જવાના. રા. ચન્દ્રશંકરે (૧) નિબન્ધ, (૨) વિવેચન, (૩) ચરિત્ર, (૪) કથા એ ચારે પ્રદેશોમા ગદ્યલેખન કરેલું છે, ત્હેમની ગદ્યશૈલિ અનેકરંગી છે. તેઓને ભાષા વશવર્તિની છે. જેમ ભાષણમાં તેમ લેખનમાં તેઓ પ્રસંગ પરીક્ષક હોઇ પ્રસંગ રક્ષક છે. જેવો પ્રસંગ તેવું ભાષણ; જેવો પ્રસંગ તેવો લેખ. શું બોલતા કે શું લખતા ત્હેમને ખાસ તૈયારી કરવી પડતી નથી. ત્હેમના સામયિક પત્રોમાં વેરાયલા ગદ્ય લેખો એકત્ર થાય તો તે એક ઉપયોગી સંગ્રહ થઇ પડે. હાલ તો માત્ર ત્હેમની "પાચ પ્રેમકથા" અને "પંડિત ગુરુદત્ત વિદ્યાર્થીનુ જીવનચરિત્ર તથા ત્હેમના લેખો" પુસ્તકરૂપે પ્રકટ થયેલ છે.

એમના નવા પત્ની શ્રીમતી સુધાદેવીએ પણ એમની સાથે સંસ્કાર–સહકાર કરી લોકસેવા આદરી છે.

### એમના ગ્રંથોની યાદી:

| | |
|---|---|
| સ્નેહાંકુર | સન ૧૯૧૫ |
| પાચ પ્રેમકથાઓ | ,, ૧૯૧૬ |
| પંડિત ગુરુદત્ત વિદ્યાર્થીનું જીવન ચરિત્ર. | ,, ૧૯૧૭ |
| કાવ્ય કુસુમાંજલિ | ,, ૧૯૩૦ |

## ચંદ્રશંકર અમૃતલાલ બુચ, બી. એ.,

એઓ ન્યાતે વડનગરા નાગર ગૃહસ્થ છે. મૂળ વતની કચ્છ રાજ્યના મુન્દ્રા ગામના, અને જન્મ ભાદ્રપદ વદ ત્રીજ સં. ૧૯૫૨ ના રોજ મુંબાઇમાં થયો હતો. એમના પિતાનું નામ અમૃતલાલ જટાશંકર બુચ છે. એઓએ મુંબાઇ યુનિવર્સિટીની બી. એ. ની પરીક્ષા સન ૧૯૧૮ માં ઑનર્સ સહિત, ભાષા ( સંસ્કૃત ) વિષય લઇને બીજા વર્ગમાં પસાર કરી હતી; અને તે પછી પાંચ વર્ષ સુધી સેંટ ઝેવીઅર કૉલેજમાં તેમણે સંસ્કૃત અને ઇંગ્રેજીના અધ્યાપક તરીકે કામ કર્યું હતું. તેમજ મુંબઇની શ્રીમદ્‌ભગવદ્‌ગીતા પાઠશાળામાં ત્રણ વર્ષ શાસ્ત્રી તરીકે કામ કર્યું હતું. અત્યારે તેઓ સિંધિયા સ્ટીમ નેવીગેશન કંપનીના કરાંચી ઑફીસના મેનેજર છે. એમનો પ્રિય વિષય સમાજશાસ્ત્ર છે. સન ૧૯૨૦ મા સુરતમાંથી 'ચેતન' માસિક બહાર પડ્યું હતું, તેના પાછલા વર્ષમાં તેઓ સહતંત્રી હતા—પ્રથમ બટુભાઈ અને વિજયરાય વગેરે મંડળ સાથે અને પછી શ્રીમતી જ્યોત્સ્ના બ્હેન શુકલ સાથે. એમના છૂટક લેખો અને નાટિકાઓ તે પછી અવારનવાર માસિકોમાં આવતા રહી, તે વિચારપૂર્ણ જણાયાં છે. વળી "નાગરિક" નામનું એક ત્રિમાસિક તેઓ રા. ડોલરરાય માંકડ સાથે કરાંચીથી બહાર પાડે છે અને તેમાં પણ એમની વિદ્વત્તા અને સંસ્કારિતાની છાપ દૃષ્ટિગોચર થાય છે. હમણાં બહાર પડેલો એમનો રૂદ્ર, શિવ અને લિંગ સંપ્રદાય વિષેનો નિબંધ, એઓ ઐતિહાસિક અન્વેષણમાં કેટલા ઝીણા અને ઉંડા ઉતરેલા છે, એનો સરસ ખ્યાલ આપે છે અને એક મૌલિક લેખ તરીકે અભ્યાસી વર્ગમાં તેનો સારો સત્કાર થયલો, એના વિષે પ્રકટ થયલા અભિપ્રાય કહી આપે છે.

એમનો ગ્રંથ:

| | |
|---|---|
| રૂદ્ર, શિવ અને લિંગ સંપ્રદાય | સને ૧૯૨૯ |

## ચંપકલાલ લાલભાઇ મહેતા

એઓ સુરતના વતની અને જ્ઞાતિએ વાલ્મિકિ કાયસ્થ છે. એમનો જન્મ તા. ૩ થી સપ્ટેમ્બર ૧૮૭૬ ના રોજ સુરતમાં થયો હતો. એમના પિતાનું નામ લાલભાઇ ડાહ્યાભાઇ મહેતા અને માતાનું નામ રૂક્ષ્મિણી ઉમેદરામ દીવાનજી છે.

એમણે પ્રાથમિક કેળવણી મુંબાઇમાં લીધેલી. ઈંગ્રેજીનો અભ્યાસ સુરતમાં શરૂ કરેલો. પછી વડોદરા હાઇસ્કુલમા દાખલ થયલા; અને બી. એ. ની પરીક્ષા વડોદરા કૉલેજમાંથી સન ૧૮૯૫ માં પાસ કરેલી. સન ૧૯૦૧ માં એલએલ. બી. થયલા; અને સન ૧૯૦૪ માં મુંબાઈ સેક્રેટરીએ ઓરિયંટલ ટ્રાન્સલેટરની ઑફીસમાં દાખલ થયા હતા. તેઓ અત્યારે એ ખાતામાં સીનીઅર ગુજરાતી ટ્રાન્સલેટરના હોદ્દા પર છે. એમનો પ્રિય વિષય ઇતિહાસ છે અને નોકરીના કામમાંથી મળતો અવકાશ તેઓ ઇતિહાસના પુસ્તકોના વાચન અને તે ગ્રંથોના અનુવાદ કરવામાં વ્યતીત કરે છે. સન ૧૯૦૯ માં એમણે સર ઑલ્ફ્રેડ લાયલકૃત The Rise of British Dominion in India હિન્દુસ્તાનમાં ઈંગ્રેજી રાજ્યનો ઉદય એ નામથી અનુવાદ ગુ. વ. સોસાયટીને કરી આપેલો. સન ૧૯૧૧ માં 'બ્રિટિશ રિયાસત' નામનું મોટું ૮૦૦ પાનાનું પુસ્તક મરાઠીમાંથી એજ સંસ્થા માટે લખી આપ્યું હતું. તે પછી એમણે 'ઉદાર મતવાદ' અને 'સંરક્ષણવાદ' એ બે પ્રસિદ્ધ ઇંગ્રેજી પુસ્તકોના તરજુમા કર્યા છે તેમજ જયસવાલકૃત Hindu Polity–હિન્દુ રાજ્ય વ્યવસ્થા એ નામનું પુસ્તક તૈયાર કરી આપવાનું કાંઇ સ્વીકારેલું છે.

### એમના ગ્રંથોની યાદી:

હિંદુસ્તાનમાં ઇગ્રેજી રાજ્યનો ઉદય — સન ૧૯૦૯
['"The Rise of British Dom inion in India" નો અનુવાદ]

બ્રિટિશ રિયાસત–પૂર્વાર્ધ–[મરાઠીનો અનુવાદ] — સન ૧૯૧૧

નવીન જાપાનની ઉત્ક્રાંતિ. — સન ૧૯૨૧
['Evolution of New Japan' નો અનુવાદ]

પ્રાચીન હિંદુસ્તાનમા સ્થાનિક સ્વરાજ્ય — સન ૧૯૨૪
['Local Self Government in Ancient India'નું ભાષાંતર]

## ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી

એઓ કાઠિયાવાડમાં આવેલ ગોંડળના મૂળ વતની; પણ અત્યારે લાંબા સમયથી કલકત્તામાં વસે છે. તેઓ જાતે ભાટીઆ છે. એમના પિતાનું પૂરૂં નામ વિઠ્ઠલદાસ દામોદર ઉદેશી, અને તેમની માતાનું નામ ડાહીબ્હેન ત્રીકમજી વેદ છે. એમનો જન્મ સં. ૧૯૪૮ ના ચૈત્ર વદ ૧૨ ને રોજ ટંકારામાં થયો હતો.

એમણે મેટ્રીક સુધીનો અભ્યાસ કર્યો છે. સન ૧૯૦૭ માં 'સુંદરી સુબોધ'માં પ્રથમ લેખ લખી મોકલેલો, તે પછી એમની કલમનો પ્રવાહ સતત્ ચાલુ રહ્યા છે. છેલ્લાં નવ વર્ષથી 'નવચેતન' નામનું એક સચિત્ર માસિક છેક કલકત્તામાંથી કાઢે છે, તે જેમ ગુજરાતી સંસ્કૃતિનો પગદંડો અને અસર એટલા દૂરના પ્રદેશમાં જીવંત અને ગતિમાન્ રાખવામાં જેવી મુશ્કેલીઓ છે તેવી ત્યાંથી એક ગુજરાતી માસિક ચલાવવામાં રહેલી છે.

આવી પ્રતિકૂળ પરિસ્થિતિમાં 'નવચેતન' જેવું એક મોટું, સચિત્ર અને લોકોપયોગી વાચન સાહિત્ય પૂરૂં પાડતું માસિક, ભારે ખર્ચ વેઠી અને પુષ્કળ શ્રમ લઇને નભાવવું, એ ખરે એક સાહસ છે; અને તે બદલ તેના તંત્રીને ખચિત્ અભિનંદન ઘટે છે. વળી વિશેષ ખુશી થવા જેવું એ છે કે ત્યાં કલકત્તામાં તેમણે ગુજરાતીઓનું એક કેન્દ્ર સ્થાપ્યું છે; જેથી ગુજરાતી જીવન ચેતનવંતુ રહે અને તેની અસર વિસ્તરે.

'નવચેતન' નિકળ્યું તે પહેલાં 'કવિતા કલાપ' અને 'કેટલાક સંવાદો,' એ બે ગ્રંથો પ્રકટ કરી તેમણે એક સારા કવિ અને લેખક તરીકે પ્રસિદ્ધિ મેળવી હતી. એમની નવલકથાઓ 'જંજીરને ઝણકારે' અને 'તાતી તલ્વાર' મધ્યકાલીન ભારતના રાજપુત જીવનની શૌર્ય અને પ્રેમકથાના પ્રસંગો આલેખતી, વાચકવર્ગમાં વખણાઇ છે. પ્રથમ નવલકથાની ત્રણ અને બીજીની બે આવૃત્તિઓ નીકળી ચૂકી છે. આ બેઉ કૃતિઓ મુંબઇની કૃષ્ણ ફીલ્મ કંપનીએ ચિત્રપટ પર ઉતારી છે.

એમને કળા પ્રતિ ખાસ આકર્ષણ છે; અને 'નવચેતન' દ્વારા પ્રજામાં એ શોખ કેળવવાનો એઓ સ્તુત્ય પ્રયત્ન સેવી રહ્યા છે.

### એમના ગ્રંથોની યાદી:

| | |
|---|---|
| કવિતા કલાપ | સન ૧૯૧૮ |
| કેટલાક સંવાદો | ,, ૧૯૧૯ |
| જંજીરને ઝણકારે | ,, ૧૯૨૬ |
| તાતી તલ્વાર | ,, ૧૯૨૯ |

## ચિમનલાલ દામોદરદાસ ત્રિપાઠી ("કુન્જ")

તેઓ અમદાવાદ પાસે સરખેજના વતની છે. જ્ઞાતિએ ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ છે. સરખેજના માસ્તર દામોદરદાસ રણછોડભાઇ ત્રિપાઠીના તે વચલા પુત્ર છે. તેમના માતુશ્રીનું નામ રૂક્ષ્મણી દલસુખરામ છે. તેમનો જન્મ ઇ. સ. ૧૮૮૭ મા અમદાવાદ જિલ્લાના ધોલેરા ગામમા જ્યાં તેમના પિતા ગુજરાતી શાળામા હેડમાસ્તર હતા, અને તેમના માતુશ્રી કન્યાશાળામા હેડમિસ્ટ્રેસ હતાં, ત્યા થયો હતો. તેમનાં માતા પિતાએ પોતાની નોકરી દરમિયાન ઉચ્ચ કર્તવ્યનિષ્ઠા તથા બાહોશીથી અપૂર્વ ખ્યાતિ પ્રાપ્ત કરી હતી અને તેમના ઉચ્ચ ગુણો તેમના ત્રણે પુત્રોમા ઉતરેલા છે. જગન્નાથ, સ્વ માસ્તર દામોદરદાસના જ્યેષ્ઠ પુત્ર થાય, જેઓ "દીવાને સાગર"ના કર્તા તથા "ગુજરાતી ગઝલિસ્તાન"ના સંગ્રહકાર "સાગર" ઉપ નામથી ગુજરાતી સાહિત્યમાં જાણીતા છે; ચિમનલાલ વચલા પુત્ર તથા મણિલાઇ કનિષ્ટ પુત્ર છે.

ઇ. સ. ૧૯૦૯ માં મુબઇ યુનિવાસટિની પ્રીવીઅસની પરીક્ષામાં નિષ્ફળ થયા પછી ચિમનલાલે વિદ્યા પ્રત્યે અનન્ય પ્રીતિ છતાં "પ્રણય-ચિન્તા"ને લીધે અધ્યયનનો ત્યાગ કરેલો અને શિક્ષક તરીકે જીવન શરૂ કરેલું. હાલ તેઓ નડીઆદની ન્યૂ ઇગ્લિશ સ્કૂલમા શિક્ષક છે.

એમના પ્રિય વિષયો સંસ્કૃત અને ગુજરાતી સાહિત્ય છે. તેઓએ એક કવિ તરીકે જાણીતા થયલા છે, અને એમનો કાવ્યસંગ્રહ-"હૃદયકુન્જ" નામથી ઇ. સ. ૧૯૧૧ મા પ્રસિદ્ધ થયો છે. તેમા ઇ. સ. ૧૯૦૫ થી ૧૯૦૯ સુધીના કાવ્યોનો સમાવેશ થાય છે તેમની કવિતામા નીતિ અને સ્નેહ પ્રતિ વિશેષ ઝોક રહે છે, તેમજ દિવ્ય શ્રદ્ધા અને ઇશ્વરભક્તિનું પ્રાબલ્ય જણાય છે. તેમણે ઈ. સ. ૧૯૦૫ મા માસિકોમાં લેખો, કાવ્યો વગેરે લખવાનું શરુ કરેલું. એમના લેખો, કાવ્યો, વગેરે "બુદ્ધિપ્રકાશ," "સુદર્શન," "સુન્દરી સુબોધ,' અને 'જ્ઞાનસુધા"મા અવારનવાર પ્રસિદ્ધ થતા રહ્યા છે. એમની લેખનશૈલી સરળ અને શિષ્ટ છે. એમણે એમના નિબન્ધોમા ચર્ચેલા કેટલાક મુદ્દાઓ વિચારણીય જણાશે. "હૃદયકુંન્જ" જેવો બીજો એક સંગ્રહ થઇ શકે તેટલા તેમના કાવ્યો છુટક છુટક પ્રસિદ્ધ થયેલા છે.

**એમનો ગ્રંથઃ**

| | |
|---|---|
| "હૃદયકુંન્જ" | ઇ. સ. ૧૯૧૧ |

## ચુનીલાલ વર્ધમાન શાહ

એઓ જ્ઞાતે દશા શ્રીમાળી સ્થાનકવાસી જૈન વણિક અને વઢવાણના વતની છે. તેમનો જન્મ વઢવાણ શહેરમાં તા. ૨૭ મે ૧૮૮૭ના રોજ થયલો. પિતાનું નામ વર્ધમાન ફુલચંદ શાહ અને માતુશ્રીનું નામ નાથીબાઇ છે. તેઓ સને ૧૯૦૩ માં મેટ્રીક થયલા, તે પછી તરત પત્રકારિત્વ Journalism ના ધંધામાં પડેલા. છેલ્લાં ૨૧ વર્ષથી તેઓ 'પ્રજાબંધુ'ના ઉપતંત્રી છે; અને એક જવાબદાર અને કર્ત્તવ્યનિષ્ઠ પત્રકાર તરીકે તેમણે સારી નામના પ્રાપ્ત કરેલી છે. ખાસ કરીને સદરહુ પત્રમાં ગયાં દસેક વર્ષથી દર પખવાડીએ સાહિત્યની ચર્ચા, "સાહિત્ય પ્રિય" એ સંજ્ઞા નીચે લખી, ગુજરાતી પત્રકારિત્વમાં એક નવું તત્ત્વ દાખલ કરવાનો એમને યશ ઘટે છે. એ સાહિત્ય ચર્ચામાંના અભિપ્રાય જેમ તટસ્થ અને ન્યાયી તેમ ગંભીર અને વિચારશીલ હોય છે; અને તે કારણે તે સાહિત્ય રસિકોમાં વિશેષ રસપૂર્વક અને હોસથી વંચાય છે; એટલુંજ નહિ પણ અન્ય પત્રકારો અને લેખકોએ એ રીતિનું અનુકરણ કર્યું છે, તે એ કોલમને માટે પત્રના પ્રયોજકે ખચિત મગરૂરી લેવા જેવું છે. 'પ્રજાબંધુ' પત્રની સામાન્ય ખીલવણીમાં પણ તેમનો હિસ્સો મહત્ત્વનો છે.

એક પત્રકારનું જીવન અતિ વ્યવસાયી, શ્રમભર્યું અને દોડધામનું હોય છે; તેમ છતાં એઓ હમેશ પોતાનું વાચન અને અભ્યાસ આગળ વધારતા રહેલા છે. વળી વધારે સંતોષકારક એ છે કે જે કાંઇ ફાજલ વખત મળે તેનો નિયમિત રીતે સદુપયોગ કરીને તેઓ એમની લેખન પ્રવૃત્તિ ટકાવી રાખવા શક્તિમાન થયા છે.

નીચે નોંધેલી એમના ગ્રંથોની સૂચિ પરથી જોઇ શકાશે કે ગુજરાતી સાહિત્યમાં એમનો ફાળો, ખાસ કરીને ઐતિહાસિક વાર્તાઓમાં, ન્હાનોસુનો નથી તેમ અવગણાય એમ નથી. તે ઉપરાંત તેમની નવલિકાઓ, કેટલીક નવલકથાઓ અને નિબંધો હજી પુસ્તકાકારે પ્રકટ થયા વિનાના રહ્યા છે.

### એમના ગ્રંથોની યાદી:

૩ અઢારમી સદીનું મહારાષ્ટ્ર — સન ૧૯૧૦
[મરાઠી "અછૂક્ય તારા"ને આધારે]

૨ કાશ્મીર અને કેસરી — સન ૧૯૦૮
[હિંદી "કાશ્મીર પતન"ને આધારે]

૯ ગુજરાતની ગર્જના અથવા હેમાચાર્યનું જીવનસૂત્ર સન ૧૯૧૭

૪ ધારાનગરીનો મુંજ — સન ૧૯૧૧
[મરાઠી-'અવિચારાચા પરિણામ'-ને આધારે]
૭ પાટણની પડતીનો પ્રારંભ [બંગાળીને આધારે] — સન ૧૯૧૫
૧ પ્રમોદા અથવા દિલેર દિલારામ — સન ૧૯૦૭
[હિન્દી-"હીરાબાઇ"ને આધારે]
૧૧ માયાવી મસ્તક યાને સાહસની પ્રતિમા ભા. ૧ થી ૩ — સન ૧૯૨૩-૨૪
[રેનોલ્ડ્ઝના Pope Joanનો અનુવાદ]
૧૦ મૂળરાજ સોલંકી — સન ૧૯૨૦
૮ વસઇનો ઘેરો [મરાઠી-"વસઇચા વેઢા"-ને આધારે] — સન ૧૯૧૬
૫ સિંધ ઉપર સ્વારી — સન ૧૯૧૨
૬ સોમનાથનું શિવલિંગ — સન ૧૯૧૩
૧૨ વિમળા — સન ૧૯૦૫
૧૩ લતા અને લલિતા ભા. ૧ થી ૫ — સન ૧૯૦૮ થી ૧૯૧૯
૧૪ સુધરેલી સંગીતા — સન ૧૯૧૧
૧૫ ભાગ્યચક્રનો મહામંત્ર — સન ૧૯૧૪
૧૬ નોકરીનો ઉમેદવાર — સન ૧૯૧૫
૧૭ ન્યાયના ખૂનમાં નીતિ! — સન ૧૯૧૬
૧૮ વિચિત્ર પ્રેમપંખિણી — સન ૧૯૧૦
૧૯ ચાંપરાજ હાડો [નાટક] — સન ૧૯૦૬
૨૦ કામરૂ દેશની કુટીલ કામિની — સન ૧૯૦૯
['માયાવિની' બંગાળી પરથી-ડિટેકટીવ નવલકથા]
૨૧ બંગ જાગ્રુતિ [મરાઠી પરથી-નાટક] — સન ૧૯૦૯
૨૨ કર્ત્તવ્ય-કૌમુદી [મૂળ સંસ્કૃત પરનું વિવેચન] — સન ૧૯૧૪
૨૩ ભક્તામર મંત્ર મહાત્મ્ય [હિંદી પરથી] — સન ૧૯૧૫
૨૪ સુબોધક કથાપંચક — સન ૧૯૧૬
૨૫ નવદંપતીને શિખામણ — સન ૧૯૧૮
[બંગાળી 'યુવક યુવતી'ને આધારે મ. જે. વ્યાસ સાથે]
૨૬ પિશાચ-મંદિર — સન ૧૯૧૮-૧૯
[રેનોલ્ડ્ઝના 'Bronze statue' નો અનુવાદ]
૨૭ સુવર્ણ-પ્રતિમા [ડિટેકટીવ નવલકથા] — સન ૧૯૨૨
૨૮ સચિત્ર પ્રેતાત્મ વિદ્યા — સન ૧૯૨૭
[Spiritualism ના ગ્રંથોને આધારે]

## છગનલાલ વિદ્યારામ રાવળ

એઓ જ્ઞાતિએ ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ છે. લુણાવાડાના વતની, અને જન્મ પણ ત્યા ફાગણ સુદ ૮ સ. ૧૯૧૫ ના રોજ થયો હતો. એમના પિતાનું નામ વિદ્યારામ અને માતાનુ નામ ઝવેરબાઇ છે. સન ૧૮૮૧ મા તેઓ પ્રે. ટ્રે. ટ્રેનિંગ કૉલેજમાથી ત્રીજા વર્ષમાં પાસ થઈ, સરકારી કેળવણી ખાતામા દાખલ થયલા, તે સન ૧૯૧૫મા પાત્રીસ વર્ષની નોકરી કર્યા પછી નિવૃત્ત થયલા.

પ્રાચીન સાહિત્યના સંશોધક અને સંગ્રહકાર તરીકે તેઓ વધારે જાણીતા છે અને એક મહેતાજી તરીકે એમનુ એ કાર્ય વિશેષ પ્રશંસાપાત્ર છે. આ પ્રકારની શોધ માટે તેમને વડોદરા અને સુરતની સાહિત્ય પરિષદે સોના અને રૂપાના મેડલ આપ્યા હતા.

એમણે લુણાવાડા, ઝવડીઆ, નાદોદ, છોટાઉદેપુર વગેરે ભાગોમા, જ્યા જ્યા નોકરી અંગે રહેવાનુ થયેલુ ત્યા ત્યાથી આસપાસ ફરી જુના હસ્તલિખિત પુસ્તકો મેળવ્યા હતા; અને સ્વ. શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી સંગ્રહસ્થાનનો ગુજરાતી હસ્તલિખિત પુસ્તકસંગ્રહ છે, તે એમણે જ એકઠો કરી આપ્યો હતો, વળી તેમાના અપ્રસિદ્ધ અને અગત્યના કાવ્યગ્રંથોના પ્રકાશનનું કાર્ય શેઠની સહાયતા વડે એમણે આરંભ્યુ હતુ, જેના પાચ ગ્રંથો "પ્રાચીન કાવ્યસુધા" એ નામથી પ્રસિદ્ધ થયલા છે અને બીજા બે ભાગો પૈકી પ્રાચીન કાવ્ય વિનોદ ભાગ ૧ લો આદિત્ય મુદ્રણાલયમા છપાય છે ને બીજો ભાગ છપાવવાનો બાકી છે. આ પરથી એ વિષય પ્રતિ એમને કેટલો બધો અનુરાગ અને એનો અભ્યાસ છે, તેની પ્રતીતિ થશે.

એક શિક્ષક સામાન્ય રીતે ગામડામા વૈદ પણ થઇ શકે છે; એ રીતે એ ક્ષેત્રમા પણ એમણે સારૂ જ્ઞાન પ્રાપ્ત કરેલું છે. જુના પુસ્તકોમાથી જે વૈદકગ્રંથો એમને મળી આવેલા, તેનો સારોદ્ધાર કરી, "વૈદકવિલાસ" એ નામથી ત્રણ–ભાગો "ગુજરાતી" પ્રેસ મારફત એમણે બહાર પાડેલા છે.

બાળગીત અને બાળવાર્તા, એ વિષયોમા તો શિક્ષકે તૈયાર રહેવુંજ જોઇએ અને તે માટે એમણે તૈયાર કરી છપાવેલો ગુજરાતના રસકલ્લોલ અને બાળવાર્તાઓનો સંગ્રહ, (ઠંડા પહોરની વાતો ભા. ૧ લો) શિક્ષકવર્ગને તેમજ બાળકોના માતપિતાને ખાસ ઉપકારક થઇ પડશે.

એવીજ રીતે જુના સ્વરવિભાગના ગુજરાતી શબ્દોનો સંગ્રહ કરેલો તે ગોંડળ જ્ઞાનકોષમાં દાખલ કરવા એમણે મોકલી આપ્યો છે.

આમ એમની સાહિત્ય સેવા ઉપયોગી અને સ્તુત્ય છે; અને એક શિક્ષક તરીકે એમને જેબ આપે એવી છે.

### એમના ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| ૧ (ચોખવટ) સ્વચ્છતા [૭ આવૃત્તિઓ થઈ છે] | સન ૧૮૯૧ |
| ૨ ઋતુ વર્ણન કાવ્ય | ,, ૧૮૮૬ |
| ૩ જાવજીનું જીવન ચરિત્ર [મરાઠી પરથી] | ,, ૧૮૯૭ |
| ૪ પંચેંદ્રિય ચરિત્ર [વિધવિધ હિન્દી કાવ્યસંગ્રહ] | ,, ૧૮૯૮ |
| ૫ સજ્જન તે સજ્જન [મરાઠીનો અનુવાદ] | ,, ૧૯૦૫ |
| ૬ મનુના નીતિવચન ભા. ૧ (મરાઠીનું ભાષાંતર) | ,, ૧૯૦૬ |
| ૭ રાજપીપળા સ્ટેટની ભુગોળવિદ્યા | ,, ૧૯૧૦ |
| ૮ વૈદિક વિલાસ ભા. ૧ | ,, ૧૯૧૫ |
| ૯ ,, ,, ભા. ૨ | ,, ૧૯૧૭ |
| ૧૦ ,, ,, ભા. ૩ | ,, ૧૯૨૬ |
| ૧૧ જીવહિંસા નિષેધ ભા. ૧ [બે આવૃત્તિઓ] | ,, ૧૯૧૩ |
| ૧૨ ,, ભા. ૨જો | ,, ૧૯૨૩ |
| ૧૩ બ્રિટિશ રાજ્ય પહેલા ગુજરાતની આર્થિક સ્થિતિ | |
| ૧૪ કવિ પ્રેમાનંદકૃત વિષ્ણુસહસ્ર નામ [કાવ્ય] | ,, ૧૯૨૦ |
| ૧૫ વિલાસિની અથવા સત્યનો જય [મરાઠીનો અનુવાદ] | |
| ૧૬ પ્રાચીન કાવ્ય સુધા ભા. ૧ | ,, ૧૯૨૨ |
| ૧૭ ,, ભા. ૨ | ,, ૧૯૨૨ |
| ૧૮ ,, ભા. ૩ | ,, ૧૯૨૪ |
| ૧૯ ,, ભા. ૪ | ,, ૧૯૨૪ |
| ૨૦ ,, ભા. ૫ | ,, ૧૯૨૪ |
| ૨૧ ઠંડા પહોરની વાતો ભા. ૧ | ,, ૧૯૨૫ |
| ૨૨ બાદશાહી વખતમાં કાજીઓના ઇન્સાફ | ,, ૧૯૨૮ |
| ૨૩ ગુજરાતના રસ કલ્લોલ | ,, ૧૯૨૯ |

## છગનલાલ હરિલાલ પંડયા

જાતે વડનગરા નાગર બ્રાહ્મણ, વતની નડિયાદના. એમનો જન્મ ઇ. સ. ૧૮૫૯ માં નડિયાદમાં થયો હતો. એમનાં માતુશ્રીનું નામ બેનબા કિરપાદત્ત પંડ્યા હતું. એમણે ગુજરાતી તથા ઇંગ્રેજી શિક્ષણ નડિયાદમાં જ લીધું હતું, અને મેટ્રીક પાસ થયા બાદ ઉંચી કેળવણી મુંબઇની એલ્ફીન્સ્ટન કૉલેજમા લીધી હતી.

એઓએ ઇ. સ. ૧૮૮૦ ના વર્ષમાં બી. એ. ની પરીક્ષા સેકન્ડ ક્લાસમાં "ઓનર્સ" સાથે પાસ કરી હતી. તે ઉપરાંત ઇતિહાસના વિષયમાં ઉંચામાં ઉંચા માર્ક મેળવવાથી તેમને જેમ્સ ટેલર પ્રાઇઝ, તથા ઇતિહાસ અને અર્થશાસ્ત્રના વિષયોમાં પ્રથમ સ્થાને આવવાથી ઇંગ્લંડનો કૉબ્ડન ક્લબ મૅડલ મુંબઇ યુનીવર્સીટી તરફથી મળ્યાં હતાં. આવી રીતે એલ્ફીન્સ્ટન કૉલેજમાંથી તેઓ ઉચ્ચ પદે ઉત્તીર્ણ થયેલા હોવાથી તેમને તે કૉલેજમાં ઑનરરી દક્ષિણા ફેલો નીમવામાં આવ્યા હતા.

કૉલેજમાં એમના સહાધ્યાયીઓમાં પ્રોફેસર નરસિંહરાવ ભોળાનાથ દિવાટીઆ, (હાલ દિવાન બહાદુર) કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઈ દ્વિવેદી, તથા સ્વ. રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી વિ. વિખ્યાત પુરૂષો હતા.

એમનું પ્રથમ લગ્ન સ્વર્ગસ્થ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીનાં નાનાં બેન સૌ. સમર્થલક્ષ્મી જોડે ઇ. સ. ૧૮૭૨ માં થયું હતું. એમના જ્યેષ્ઠ પુત્ર પ્રો. કાન્તિલાલ પંડયા. (એમ. એ., પી. એચ. ડી., લંડન, વિ.) એક ગુજરાતી સાક્ષર અને વિજ્ઞાન શાસ્ત્રના ઉંડા અભ્યાસી તરીકે સુપ્રસિદ્ધ છે. એમની પુત્રી સૌ. વસંતબાનું લગ્ન વિખ્યાત વક્તા અને વિદ્વાન ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા, બી. એ., એલ. એલ. બી., એડવોકેટ, જોડે થયું હતુ, પરંતુ તેઓ નાની વયે ઈ. સ. ૧૯૧૬ માં મૃત્યુ પામ્યાં છે.

કૉલેજમાંથી છુટા થયા બાદ તેઓ રાજકોટ, ભાવનગર તથા અમદાવાદ હાઇસ્કૂલમાં ક્રમસર શિક્ષક નીમાયા હતા. તે પ્રસંગે તેમને હાલના માનવંતા સર પ્રભાશંકર પટ્ટણી, સર મનુભાઇ (માજી દીવાન, વડોદરા,) તથા હાલના દિવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી વિગેરેને શિક્ષણ આપવાનું માન મળ્યું હતું.

ઇ. સ. ૧૮૮૫ મા તેઓ મુબઈની મ્યુનીસીપલ ગુજરાતી શાળાઓના ડેપ્યુટી એન્યુકેશનલ ઇન્સ્પેકટર નીમાયા હતા. ત્યાથી ઇ. સ. ૧૮૮૭ મા તેમની નોકરી બ્રીટીશ સરકારે સંસ્થાન જુનાગઢને ઉછીની આપી હતી અને તે રાજ્યમા તેઓ (હાલ સ્વર્ગસ્થ) દેસાઇ હરિદાસ વિહારીદાસ, દિવાન સાહેબની ઓફીસના સુપરિન્ટેન્ડેન્ટ નીમાયા હતા તે કામ ઉપરાત રાજ્યના અનેક ખાતાના કામો તેમને વખતોવખત સોપાતા હતા, છતા તેમણે પ્રમાણિકપણે અને એકનિષ્ઠાથી એજ ઓફીસમા ઉત્તરોત્તર ઘણા દિવાન સાહેબોના હાથ નીચે નોકરી કરીને સર્વનો સતોષ મેળવ્યો હતો. કેટલીક વાર તેમને એક્ટિંગ દિવાન તરીકે કામ કરવાનો પણ અવસર પ્રાપ્ત થયો હતો. બે ત્રણ વર્ષ તેઓ મુબઇ યુનીવર્સીટીની સ્કૂલ ફાઇનલ તથા મેટ્રીક્યુલેશનની પરીક્ષામા "ગુજરાતી"ના વિષયના પરીક્ષક પણ નીમાયા હતા.

તે ઉપરાત તેમણે જુનાગઢના ખુ. નવાબસાહેબ સર રસુલખાનજીની પણ સેવા ખરા દીલથી કરીને તેમનો સંપૂર્ણ વિશ્વાસ સંપાદન કર્યો હતો. નવાબ સાહેબને ઇગ્લંડ જવાનુ થતા તેમની ગેરહાજરીમા દિવાનપદ સ્વીકારવાનું તેમને તેઓશ્રીએ આગ્રહપૂર્વક કહેલુ છતા છગનલાલભાઇએ તેમની સહજ નમ્રતાથી તે પદનો વિવેકપુરઃસર અસ્વીકાર કર્યો હતો.

ઇ. સ. ૧૯૧૦ મા તેઓ નામદારનો અકાલ સ્વર્ગવાસ થવાથી જુનાગઢમા બ્રીટીશ એડમીનીસ્ટ્રેશનની સ્થાપના થઈ ત્યારે પણ છગનલાલને એડમીનીસ્ટ્રેટર મિ. રેન્ડોલે તથા તેમના પછી મિ. રોબર્ટસને ઘણી જોખમદારી ભરેલી નોકરી સોપીને પોતાનો વિશ્વાસ પ્રતીત કર્યો હતો. તે એટલે સુધી કે ઇ. સ. ૧૯૧૪ મા તેઓ બ્રીટીશ સર્વીસમાથી પંચાવન વર્ષની વયે પેન્શન પર નિવૃત્ત થયા તે છતા એડમીનીસ્ટ્રેટર સાહેબે તેમની નોકરી જુનાગઢ સ્ટેટમા ચાલુ રાખી હતી ને તેમને કેળવણી ખાતાના ઉપરી અધિકારી નીમ્યા હતા. આ પ્રમાણે દશ વર્ષ એડમીનીસ્ટ્રેશન ચાલ્યુ તે દરમ્યાન તેમણે વિવિધ ખાતાના ઉપરી અમલદાર તરીકે કામ કરીને સર્વની પ્રીતિ સંપાદન કરી હતી, અને ગુજરાતી શિક્ષકોના પગારના ઉચા ગ્રેડ બાધીને તેમજ ગુજરાતી શાળાઓ સાથે ઇંગ્રેજી વર્ગ, બાળક તથા બાલિકાઓ માટે જોડીને કેળવણીની પ્રગતિમા સંગીન વધારો કર્યો હતો.

ઇ. સ. ૧૯૨૦ મા હાલના નામદાર નવાબ સાહેબ શ્રી મહાબત ખાનજી રાજ્યાસને આરૂઢ થયા ત્યારે તેઓશ્રીએ તેમની દીર્ઘકાળની

સંતોષકારક નોકરીની કદર કરીને તેમને રાજકોટ ખાતે કાઠીઆવાડના એજંટ ટુ ધી ગવર્નર સાહેબની પાસે પોતાના પ્રતિનિધિ તરીકે રૂ ૫૦૦) ના પગારથી નીમ્યા હતા. તે હોદ્દા ઉપર તેઓ ચાર વર્ષ રહ્યા તે દરમ્યાન તેમણે મે. મેકોનોટન સાહેબ-(એજંટ ગવર્નર)ની પ્રીતિ સંપાદન કરી હતી અને તેમને આંખની ઇજા દેખાવા માંડ્યાથી ઇ. સ. ૧૯૨૪ મા તેઓએ જુનાગઢ સ્ટેટની નોકરીમાંથી નિવૃત્તિ મેળવી હતી.

તેમનું બીજું લગ્ન મુબઈના સુપ્રતિષ્ઠિત સાક્ષર–સ્વર્ગસ્થ ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકના પૌત્રી સૌ. નિર્મળાલક્ષ્મી જોડે ઈ. સ. ૧૮૯૬ મા થયું હતું.

સંસ્કૃત મહાકવિ શ્રીમદ્ બાણભટ્ટ વિરચિત કાદમ્બરી નામે કઠિન પણ અતિ રસિક કથાનું ગુજરાતી ભાષાન્તર તેમણે ઇ. સ. ૧૮૮૨ માં પ્રથમ પ્રસિદ્ધ કર્યું ત્યારથી તેની એટલી પ્રશંસા થવા લાગી કે ઉત્તરોત્તર તેની વિવિધ આવૃત્તિયો પ્રસિદ્ધ થવા પામી. હજી પણ એ ગ્રંથ મુબઈની યુનીવર્સીટીએ ટેક્સ્ટ બુક તરીકે પસંદ કરેલો છે અને કૉલેજના વિદ્યાર્થીઓને તે અતિ ઉપયોગી થઈ પડેલો છે તેથી એક ઉત્તમ ગ્રંથ રૂપે તે ગુર્જર પ્રજાને આદરણીય થઇ પડેલો છે, અને તેના ઉપરથી કવિશ્રી ફુલચંદભાઇએ **મહાશ્વેતા-કાદમ્બરીનુ** અતિ મનોહર નાટક રચીને તેની ખ્યાતિમા વધારો કર્યો છે.

ઇ. સ. ૧૯૨૮ મા નડિયાદ મુકામે ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની નવમી બેઠક ભરાઈ હતી તે પ્રસંગે એમને સ્વાગતમંડળના અધ્યક્ષનું સ્થાન આપવામાં આવ્યું હતું.

નિવૃત્તિ સમયમા તેઓ સાહિત્યના વાચન તથા લેખનમા આનંદ લે છે, અને ગુજરાતી વાચકોના મ્હોટા સમુદાયને તેમજ બાળવર્ગને રૂચિકર થઇ પડે એવી, ધર્મ–નીતિનો બોધ આપનારી વિવિધ આખ્યાયિકાઓ વિગેરે અનેક માસિકોમા વારંવાર પ્રકટ કરીને સાહિત્યની ઉન્નતિ પ્રતિ પોતાનો પ્રેમ હજી પણ દર્શાવે જાય છે તે તેમની ઉત્તરાવસ્થામા બહુ સંતોષદાયક છે.

**એમના ગ્રંથોની યાદીઃ**

| | |
|---|---|
| ૧. કાદમ્બરી-સટીક-ગુ. ભા. | ઈ. સ. ૧૮૮૨ |
| ૨. ક્રાઇસ્ટનું અનુકરણ, પુ. ૧–૨ (અનુવાદ) | ઈ. સ. ૧૯૧૫ |

| | |
|---|---|
| ૩. સચિત્ર ગુજરાતી મૂળાક્ષરના પાનાની પેટીઓ—બાળકોને આનંદ સાથે બોધ આપનારી | ઇ. સ. ૧૯૧૬ |
| ૪. એક અપૂર્વ લગ્ન (નવલકથા) ઇંગ્રેજી ઉપરથી સૂચિત | ઇ. સ. ૧૯૧૬ |
| ૫. મનોરંજક વાર્તાવલિ–ભાગ ૧–૨ (ભિન્ન ભિન્ન લેખોનો સંગ્રહ) | ઇ. સ. ૧૯૧૮ |
| ૬. કૉબેટનો ઉપદેશ (ભાષાન્તર) નામદાર ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ પ્રસિદ્ધ કરેલી ગ્રંથમાળાના મણુકા રૂપે | ઇ. સ. ૧૯૧૮ |
| ૭. વિશુદ્ધ સ્નેહ (નવલકથા) ઇંગ્રેજી ઉપરથી સૂચિત | ઇ. સ. ૧૯૧૯ |
| ૮. બાલ–કાદમ્બરી (વિદ્યાર્થીઓ માટે) | ઇ. સ. ૧૯૧૯ |
| ૯. સંક્ષિપ્ત કાદમ્બરી અને વાસવદત્તા | ઈ. સ. ૧૯૨૫ |

## છોટાલાલ નરભેરામ ભટ્ટ

એમનો જન્મ મહેમદાવાદમાં ઇ. સ. ૧૮૫૦ માં થયો હતો; જો કે તેમનું વતન અલીંદ્રામાં (તાલુકે માતર) છે. તેમના પિતાના સાધનો સંકુચિત હોવાથી નાનપણમાં કેળવણી પોતાના મોસાળમાં–મહેમદાવાદમાં લીધી હતી. ગુજરાતી અભ્યાસ પૂર્ણ કરી શિક્ષકની નોકરી લીધેલી. તેમણે થોડો ઘણો અંગ્રેજી અભ્યાસ પણ કર્યો છે. સુરતની ટ્રેનિંગ સ્કુલમાં પાસ થઇ, ભરૂચ જીલ્લામાં નોકરી લીધી. તે વખતે કોઇ વિદ્વાનનો સમાગમ થવાથી સંસ્કૃત વ્યાકરણ, કાવ્ય, વૈદક અને પુરાણોનો અભ્યાસ તેમણે કરી લીધો. બચપણથીજ તેમને કવિતા કરવાનો શોખ હતો અને તેને લીધે તેમને તે સમયમાં કવિ ગણપતરામ રાજારામ ભટ્ટ સાથે મૈત્રી થઈ હતી. તેમણે એક શાસ્ત્રીની પાસેથી તર્કસંગ્રહાદિ તથા નાટક, ચંપુ વગેરે ગ્રન્થોનો અભ્યાસ કર્યો હતો. આ વખતથી તેમણે સંસ્કૃત કવિતાઓ લખવા માંડેલી. સાથે સાથે પોતાનો શિક્ષક ધર્મ પણ યથાર્થ બજાવતા હતા. એક ભીખ માગવા આવતા ફકીર પાસેથી થોડો ઉર્દુનો અભ્યાસ કર્યો. પ્રથમ તેમણે સંવત્ ૧૯૩૪ માં 'સ્વદેશ વત્સલ'મા લેખો લખવાની શરૂઆત કરી. ત્યાર પછી તેમણે પહેલું પુસ્તક "કામકટાક્ષ" લખ્યું. તેમને ભરૂચવાળા અદ્વૈતાનંદ સ્વામીની પાસેથી વેદાન્તના ગ્રન્થો વાંચવાનો સારો લાભ મળેલો. ગાયકવાડી રાજ્યમાં તેમણે કેટલીક મુદત સંસ્કૃત શિક્ષક અને હેડમાસ્તરની નોકરી કરી છે. હાલમા તેઓ પેન્શનર થયા છે; અને પોતાનું શાન્ત જીવન વેદાન્ત મનન અને લેખનમાં વડોદરામા ગાળે છે. 'કેળવણી' નામના માસિકના તેઓ અધિપતિ હતા; અને અત્યારે પણ વેદાન્તનાં જે જે પુસ્તકો પોતે વાંચે છે, તેમના ઉપર સરલ ટીકા લખતા જાય છે. હાલ તેમને ચાર પુત્રો છે. પ્રાચીન કાવ્યમાળામા પ્રસિદ્ધ થયલાં પુસ્તકોની ટીકા લખવા ઉપરાંત તેમણે લખેલાં ગ્રન્થોનો કંઇક ખ્યાલ, એમના એક શિષ્ય દયાશંકર રવિશંકરે લખેલા નીચેના છપ્પા પરથી મળી આવે છે.

છપ્પય.

સ્વતંત્ર ગ્રન્થ અઢાર રચ્યા રસભાવ ભરેલા,
વિવિધ વિષયમય વિશદ કલ્પના યુક્ત કરેલા,
બહુ વર્ષો લગી રહ્યા ત્રૈણ માસિકના સ્વામી,
બે હજાર લગી લેખ લખ્યા નહીં જેમાં ખામી,

વળી ગહન ત્રીશ ગ્રન્થો તણું ભાષાન્તર ઉત્તમ કર્યું;
વય વીત્યું આ વિદ્વાનનું વિદ્યાવ્યસન વિષે નર્યું.

## એમના ગ્રંથોની યાદીઃ

૧ રસશાસ્ત્ર.
૨ વૃત્ત નિરુપણ.
૩ શાન્તિ સુધા.
૪ કામકટાક્ષ.
૫ બ્રહ્મરાક્ષસ.
૬ ચિત્રપુરના ચમત્કાર.
૭ વહેમ ખંડન.
૮ વિદ્યાર્થીઓની સાંસારિક તથા નીતિ વિષયક સ્થિતિ.
૯ શેતરંજની ગમ્મત.
૧૦ વાજીકરણ કલ્પદ્રુમ.
૧૧ સ્નાનવિધિ.
૧૨ બ્રાહ્મણ નિત્યકર્મ.
*૧૩ સંસ્કૃત પ્રથમ પુસ્તક.
*૧૪ મલયસુંદરી નાટિકા.
*૧૫ ब्रह्मसूत्राणां संक्षिप्तावृत्तिः (सस्कृत.)
*૧૬ श्रीमद्भगवद्गीतोपदेशो गद्यात्मकः (संस्कृत.)
*૧૭ શ્રીમદ્ ભગવદ્ગીતોપદેશનું ગુજરાતી.
*૧૮ પારિભાષિક શબ્દકોશ.

**ભાષાંતર.**

૧૯ માર્કંડેય પુરાણ.
૨૦ ડંક માહાત્મ્ય.
૨૧ મહાભારત–શાન્તિપર્વ.
૨૨ વાલ્મિકી રામાયણમાંથી–કિષ્કિંધાકાંડ, યુદ્ધકાંડ, ઉત્તરકાંડ.
૨૩ (રાષ્ટ્ર કથામાળા) ઇરાન.
૨૪ અષ્ટાંગહૃદય–વાગ્ભટ.
૨૫ વૈદ્યજીવન.
૨૬ હિતોપદેશ. (વૈદક)
૨૭ વૈદ્યવલ્લભ અને ચિકિત્સાંજન.
૨૮ હારીત સંહિતા.
૨૯ વ્યવહાર મયૂખ.
૩૦ શિવ કવચ.
૩૧ શિવ ગીતા.
૩૨ સિદ્ધાંત દર્શન.
૩૩ વૈયાસિકી ન્યાયમાળા.
*૩૪ આત્મપુરાણ સારાનુક્રમ.
*૩૫ સ્વાનુભવાદર્શ.
*૩૬ વિચારસાગર.
૩૭ યોગરત્ન.
૩૮ ચમત્કાર ચિંતામણિ.
૩૯ બૃહત્સંહિતા–દશાધ્યાય.
૪૦ શંકર દિગ્વિજય–સાત સર્ગ.
૪૧ પ્રિયદર્શિકા નાટિકા.
૪૨ દ્રષ્ટાન્ત શતક.
૪૩ શાળોપયોગી ભગવદ્ગીતા.
૪૪ પંચતંત્ર–મિત્રભેદ.
૪૫ જ્ઞાનદીપ.
*૪૬ સારસ્વત.
*૪૭ ચંડ કૌશિક.
*૪૮ પંચદશી.

* અપ્રકટ પુસ્તકો છે.

## જન્મશંકર મહાશંકર બુચ (ઉર્ફે લલિત)

તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ છે. તેમનો જન્મ ઈ. સ. ૧૮૭૭ માં તા. ૩૦ જૂને (સંવત્ ૧૯૩૩ ના બીજા જેઠ વદ ૫ ને શનિવારે) જુનાગઢમાં થયો હતો. માતાનું નામ સાર્થક ગૌરી હતું. તેમણે સંગીત પાયેલું ને પિતાજીએ સાહિત્યનાં અંજનં આંજેલાં. ગોંડળ સ્ટેટમાં સંગ્રામજી હાયરકુલમાં પ્રથમ સને ૧૯૦૩ માં નોકરી લીધેલી; તે પછી સને ૧૯૦૮ થી ૧૯૧૦ સુધી રાજકોટના તે વખતના અંગ્રેજી દૈનિક કાઠિયાવાડ ટાઈમ્સનું તંત્રીપદ લીધેલું અને તે સાથે એજંસીની સનદથી અદાલતોમાં ભાષાંતર કરી આપવાનું કાર્ય પણ તેઓ કરતા. પ્રથમ 'ચંદ્ર' માસિકમાં કવિતા લખી મોકલવાનું સને ૧૮૯૫ થી શરૂ કરેલું; જો કે પ્રથમ કવિતાનો ફુવારો સને ૧૮૯૩ માં ફુટેલો અને તે પછી ઘણાંખરાં ગુજરાતી માસિકો અને વર્તમાન પત્રોમાં એમની સ્વદેશભક્તિ, લગ્નસ્નેહ, બાલભાવ, પ્રભુની પ્રેમભક્તિ, જીવન સૌંદર્ય વગેરે અનેક વિષયો સંબંધી કવિતા અવારનવાર આવતી રહે છે. એમના કાવ્યસંગ્રહો "વડોદરાને વડલે" અને "લલિતનાં કાવ્યો" એ નામથી છપાયલા છે; પણ તે પછી એમની રચેલી છૂટક પ્રસિદ્ધ તથા અપ્રસિદ્ધ કવિતા ઘણી મળી આવશે. અસહકારની હિલચાલ વખતે તેમણે મુંબાઈના રાષ્ટ્રીય મહાવિદ્યાલયમાં ગુજરાતી ભાષા સાહિત્યના અધ્યાપકનું કાર્ય સને ૧૯૨૧ થી ૧૯૨૫ સુધી કરેલું અને તે પહેલાં કેટલાંક વર્ષો સુધી વડોદરા રાજ્યમાં લાયબ્રેરી ખાતામાં તેમને લોકોપદેશ તરીકે સને ૧૯૧૩ થી ૧૯૨૦ સુધી રોકવામાં આવ્યા હતા.

એમના મૃદુ અને સ્નેહાળ સ્વભાવથી અને એમના માધુર્યભર્યાં સાહિત્યરસિક કીર્તનો-કાવ્ય સંગીતથી અનેકનાં મન હરી લેતાજ નહિ પણ જીવન રસભર્યાં પાછા કરી દેતા તે જણાશે.

### એમના ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| ગીત સંગીત-સીતા વનવાસ— | ૧૯૦૩ |
| લલિતનાં કાવ્યો. | ૧૯૧૨ |
| વડોદરાને વડલે. | ૧૯૧૪ |

## જનાર્દન ન્હાનાભાઈ પ્રભાસ્કર.

એઓ જાતે ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ છે. એમનું મૂળ વતન કાઠિયાવાડમાં પ્રભાસપાટણ છે; પરંતુ એમનો જન્મ સુરત જીલ્લામાં વલસાડ તાલુકે ઉડાચમાં તા. ૮ મી જુન ૧૮૯૧ ના રોજ થયો હતો. તેઓ હમણાં ત્યાંજ વસે છે. એમના પિતાનું નામ ન્હાનાભાઇ વિષ્ણુરામ પ્રભાસ્કર અને માતાનું નામ શ્રીમતી ગંગાબાઈ છે.

એમણે ઇંગ્રેજી અભ્યાસ કરેલો છે; તે ભાષાનું જ્ઞાન કૉલેજમાં લીધું નથી છતાં ઇંગ્રેજીનું વાચન વિશાળ છે; તેમજ. મરાઠીનું સારૂં જ્ઞાન ધરાવે છે. મુખ્ય વ્યવસાય ખેતી છે. એમના અભ્યાસના પ્રિય વિષયો કવિતા અને સાહિત્ય ગ્રંથો છે. ગુજરાતી કવિઓમાં એક રાસ લેખક તરીકે એમણે કીર્તિ મેળવેલી છે. તેમાંય એમના રાસનું પદલાલિત્ય અને વાણીની મૃદુતા રૂચિકર થઈ વિશેષ ધ્યાન ખેંચે છે. એમના રાસનાં બે પુસ્તકો "વિહારિણી" અને "શરદિની" વાચકવર્ગમાં લોકપ્રિય નિવડ્યાં છે અને ત્રીજું 'મન્દાકિની' ટૂંક વખતમાજ પ્રગટ થનાર છે.

વળી "પ્રતાપ"માં આવતા એમના સાહિત્યપત્રો આપણા સાહિત્યની પ્રવૃત્તિમાં રસ લેનારાઓને વાચવા જેવા હોય છે. તેઓ હમણાંજ નવી સ્થપાયલી વલસાડ સાહિત્ય સભાના ઉપ-પ્રમુખ છે.

### એમના ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| વિહારિણી | ઇ. સ. ૧૯૨૬ |
| શરદિની | „ ૧૯૨૮ |
| મન્દાકિની | „ ૧૯૩૦ |

## જયેન્દ્રરાય ભગવાનલાલ દુરકાળ

જ્ઞાતિએ તેઓ વડનગરા નાગર ગૃહસ્થ છે. એમનો જન્મ ખેડા જીલ્લામાં દાસરા' ગામે તા. ૧લી સપ્ટેમ્બર ૧૮૮૧ ના રોજ થયો હતો. એમનું વતન સ્થાન અમદાવાદ છે. શરૂઆતનો પ્રાથમિક અભ્યાસ કાઠિયાવાડમાં ગોંડળમાં કરેલો; પછીથી માધ્યમિક કેળવણી વડોદરા હાઇસ્કુલમાં લીધેલી; અને ઉંચી કેળવણી વચમાં એક વર્ષ બહાઉદ્દીન કૉલેજ સિવાય ગુજરાત કૉલેજમાં; જ્યાંથી સન ૧૯૦૬ મા બી. એ; ની પરીક્ષા પાસ કરેલી. સન ૧૯૧૦ મા એમ. એ; થયેલા; અને સને ૧૯૦૮ના વર્ષમાં નારાયણ પરમાનંદ યુનિવરસિટી નિબંધ ઇનામ મેળવેલું.

આમ અભ્યાસ પૂરો થતાં, કલકત્તામાં ગુજરાતીઓની એંગ્લો વર્નાક્યુલર હાઇસ્કુલના હેડમાસ્તર તરીકે નિમાયલા. અહિં પણ એમની સાહિત્ય પ્રવૃત્તિ ચાલુ હતી. The Review-ધી રિવ્યુ-નામનું એક ઇંગ્રેજી માસિક સન ૧૯૧૨ મા ઇંગ્રેજી રિવ્યુ ઑફ રિવ્યુઝ-*Review of Reviews*-ની ઢબે કાઢેલું. બી. એ. થયા પછી તેમનાં ઈંગ્રેજી લખાણો પણ બોમ્બે ગેઝીટ' અને ટાઇમ્સ ઑફ ઇંડિયામા અવારનવાર આવતાં. સન ૧૯૧૫માં એમના માતુશ્રી ગં. સ્વ. જસબા, જેઓ બહુ સંસ્કારી અને ધર્મનિષ્ઠ બાઇ છે, જેમનો વેદાંતનો અભ્યાસ અને વક્તૃત્વ ઉંચી શ્રેણીનાં છે, એમનાં કાવ્યોનો સંગ્રહ "હરિરસ ગીત" નામથી ઊપોદ્ઘાત સહિત એમણે પ્રસિદ્ધ કર્યો હતો. કલકત્તાથી તેઓને અમદાવાદ સન ૧૯૧૬ માં પાછા આવવાનું થયુ, અહિં તેઓ ધાર્મિક પ્રવૃત્તિમાં ગુથાયા. પણ સન ૧૯૨૦ માં મગનલાલ ઠાકોરદાસ આર્ટ્સ કૉલેજ-સુરત-માં ગુજરાતી અને ઇંગ્રેજીના અધ્યાપકની જગોપર નિમાતા તેઓ હાલ ત્યાંજ છે; અને સુરતની સાહિત્ય અને ધર્મવિષયક પ્રવૃત્તિમા સારો ભાગ લેછે. સન ૧૯૨૭માં એમના છુટક લેખોનો સંગ્રહ "થોડાક છુટાં ફુલ" નામથી પ્રકટ થયલો અને એ ફુલોની ફોરમ આલ્હાદક નિવડેલી. તે પછી સન ૧૯૨૮માં "ઝરણાં-ટાઢા અને ઊન્હા" એ નામનો એમની કવિતાઓનો સંગ્રહ બહાર પડયો, અને હમણાં સન ૧૯૨૯ મા "પોયણાં" નામનું જૂદા જૂદા વિષયોનું રમુજી અને હળવી શૈલીમાં, છતાં ગંભીર અને તાત્ત્વિક વિચારો રમતિયાળ તથાપિ માર્મિક રીતે ચર્ચતા નિબંધોનું પુસ્તક છપાયું છે.

તેમને બનારસના ભારત ધર્મ મહામંડળ તરફથી 'ધર્મ વિનોદ'ની

અને જગન્નાથ પુરીના શ્રી શંકરાચાર્ય તરફથી 'વિદ્યાવારિધિ'ની પદવી મળેલી છે.

આ સિવાય વખતોવખત ગુજરાતી તેમજ ઈંગ્રેજીમાં લેખો તેઓ લખતા રહે છે. સાહિત્ય, કેળવણી અને ધર્મના વિષયોમાં તેઓ પ્રવૃત્ત રહે છે; અને જીવનનું સમગ્ર દર્શન એ એમના અધ્યયનનો પ્રિય વિષય છે.

## એમના ગ્રંથોની યાદી:

| | |
|---|---|
| ૧ થોડાંક છુટાં ફૂલ. | ઇ. સ. ૧૯૨૭ |
| ૨ ઝરણા ટાઢાં ને ઊન્હા. | ઇ. સ. ૧૯૨૮ |
| ૩ ધર્મની ભૂમિકા. | ઇ. સ. ૧૯૨૮ |
| ૪ Indian Education. | ઇ. સ. ૧૯૨૮ |
| ૫ પોયણાં. | ઇ. સ. ૧૯૨૯ |

## જ્યોતીન્દ્ર હરિહરશંકર દવે.

એઓ જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ અને સુરતના વતની છે. એમનો જન્મ સન ૧૯૦૧ના ઑક્ટોબરમાં સુરતમાં થયો હતો. એમના પિતાનું નામ હરિહરશંકર ભાનુશંકર દવે અને માતાનું નામ ધનવિદ્યાગૌરી છે. મેટ્રીકયુલેશનની પરીક્ષા સન ૧૯૧૯મા પાસ કર્યા પછી તેઓ સુરતની એમ. ટી. બી આર્ટ્સ કૉલેજમાં જોડાયલા અને સન ૧૯૨૩ માં બી. એ. ની પરીક્ષા બીજા વર્ગમા સંસ્કૃત અને ગુજરાતી ઐચ્છિક વિષય લઇને પાસ કરી હતી. ત્યાર બાદ સુરત કૉલેજમા એઓ એક વર્ષ માટે ફેલો નીમાયા હતા. એમ. એ. સન ૧૯૨૫મા સંસ્કૃત અને ગુજરાતી ઐચ્છિક વિષય લઈને થયા હતા.

અભ્યાસ પુરો કર્યા પછી સન ૧૯૨૧ થી વર્તમાનપત્રો અને માસિકોમાં લેખો લખવાનું તેમણે શરૂ કર્યું. એમનો પ્રથમ લેખ "લૉટરીનું પરિણામ" નામક "સુરત કૉલેજ મેગેઝિન"માં છપાયો હતો. એમના પ્રકીર્ણ લેખો સારી સંખ્યામાં મળી આવશે. તેમણે 'વિષપાન' નામક નાટક પણ લખેલું છે. Benjamin Kidd ના Social Evolution નામક પુસ્તકનો અનુવાદ (સામાજિક ઉત્ક્રાન્તિ) એમની તથા રા. પ્રસન્નવદન દીક્ષિત પાસે તૈયાર કરાવી વડોદરા સરકારની ભાષાંતર કચેરીએ ઈ. સ. ૧૯૩૦ માં પ્રસિદ્ધ કર્યો છે.

અત્યારે તેઓ સાહિત્ય સંસદ તરફથી યોજાયલો ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ તૈયાર કરી રહ્યા છે તેમજ જાણીતા "ગુજરાત" માસિકના ઉપતંત્રી હોઈ, તે કાર્ય પાછળ પોતાનો સમય આપે છે.

હળવા–light–સાહિત્યમા એક પ્રકારની શિષ્ટતા તેમજ વિનોદ આણવાનાં એમના પ્રયત્નો સ્તુત્ય છે.

છેલ્લાં ત્રણ વર્ષથી તેઓ મેટ્રીકયુલેશનની પરીક્ષામા ગુજરાતીના પરીક્ષક નિમાય છે.

એમના પ્રિય અભ્યાસનો વિષય સાહિત્ય છે.

### એમનો ગ્રંથઃ

| | |
|---|---|
| સામાજિક ઉત્ક્રાન્તિ | સન ૧૯૩૦ |

## જીવનલાલ અમરશી મહેતા

એઓ જ્ઞાતિએ દશાશ્રીમાળી વાણીઆ; સ્થાનકવાસી જૈન છે. એમના પિતાનુ આખું નામ અમરશી સોમજી અને માતાનુ નામ કસ્તુરબાઇ છે. એમનો જન્મ વડોદરા રાજ્યના અમરેલી પ્રાંતમા ચલાળા ગામે સંવત્ ૧૯૩૯ મા થયો હતો. પ્રાથમિક શિક્ષણ ૭ ધોરણનું મળેલુ અને તે પછી એક વર્ષ વડોદરા ટ્રેનિંગ કૉલેજમા અભ્યાસ કર્યો. તેવામા માત્ર સોળ વર્ષની નાની વયમા પિતાનુ મરણ થતા વિદ્યાભ્યાસ છોડી સ્કુલમા માસિક રૂ ૫) બાબાશાઇની નોકરી લેવી પડી. ત્રણેક વરસ નિશાળની નોકરી કર્યા પછી વડોદરામા પ્રસિદ્ધ થતા "દેશભક્ત" પત્રમા સબએડીટર તરીકે જોડાયા હતા અને સન ૧૮૯૯ મા તેમણે "ધર્મનો જય" એ નામનુ વાર્તાનું પહેલુ પુસ્તક લખ્યુ હતું, જે વડોદરામાથી પ્રસિદ્ધ થતા "દેશભક્ત" પત્રના ગ્રાહકોને ભેટ અપાયુ હતુ. તે પછી તેઓ ઈ સ. ૧૯૦૦ ની સાલમા ગુ. વ સોસાઇટીમા કનાર્ક તરીકે દાખલ થયા હતા અને એમની જાત હોશિયારી અને કામેલીઅતથી સોસાઇટીના કાર્યવાહકોનો વિશ્વાસ સપાદન કરી, આસિ. સેક્રેટરીની જગો સુધી પહોચ્યા હતા. સન ૧૯૧૧ મા સોસાઇટીમાથી છૂટા થયા પછી, જે ધધા માટે પોતાને પ્રથમથી અભિરૂચિ હતી અને સોસાઇટીમા દસ વર્ષ રહીને જે લાઈનનો અનુભવ મેળવ્યો હતો તે પુસ્તકપ્રકાશનનુ કાર્ય હાથ ધર્યું, અને તેમા તેમને અસાધારણ સફળતા મળેલી છે, એમ એમની "જ્ઞાનવર્ધક ગ્રંથમાળા"ના ગ્રથો તથા બીજા ગુર્જર વિદ્વાનોના પ્રકાશનો કે જેની સંખ્યા એકસો ઉપરાતની થવા જાય છે, તે ઉપરથી જોનાર જરૂર કહેશે. કેટલાક લેખકોને તેમણે પ્રથમ પ્રકાશમા આણ્યા છે તેઓ જાણીતુ "સ્ત્રીબોધ" માસિકપત્ર શ્રીયુત્ કેશવપ્રસાદ તથા પુતળીબાઇ કાબરાજીના તંત્રીપદ હેઠળ ચલાવે છે, અને તે પત્ર અત્યારે આટલુ લોકપ્રિય થયુ છે તેમજ નવસો પાનાનુ બહોળુ વાચન, ત્રણ રૂપિયાના વાર્ષિક લવાજમમા ભેટના પુસ્તક સાથે ગ્રાહકોને આપે છે, એ એમની કાર્યદક્ષતા અને કરકસરભર્યા વહિવટનુ જ પરિણામ છે, એમ કહેવુ જોઇએ. વડોદરા તથા અમદાવાદમા છાપખાનાના મેનેજર (વ્યવસ્થાપક) તરીકે પણ કામ કરેલુ છે તેમજ "જ્ઞાનસુધા" માસિક પત્ર પણ કેટલાક વર્ષ તેમણે ચલાવ્યુ છે. "બુદ્ધિપ્રકાશ," "જ્ઞાનસુધા," "સ્ત્રીબોધ," "વૈશ્યપત્રિકા" વગેરે માસિકોમા છુટાછવાયા લેખો લખતા હતા આ સિવાય એક ગુજરાતી

પુસ્તકપ્રકાશક તથા બુકસેલરની પેઢી તરીકે પણ એમનું કામકાજ અમદાવાદમાં બહોળું ચાલે છે. અને હમણાં તેમણે મુંબાઈમાં એક શાખા ખોલી છે. ઇ. સ. ૧૯૩૦ થી તેમણે બાળકો માટે "બાળ પુસ્તકમાળા" ની યોજના હાથ ધરી છે.

## એમનાં પુસ્તકોની યાદીઃ

| | |
|---|---|
| ૧ ધર્મનો જય ( અનુવાદ ) | ઇ. સ. ૧૮૯૯ |
| ૨ વિકૃત બુદ્ધિનો વિવાદ ( અનુવાદ ) | |
| ૩ મરાઠી રિયાસત, ભાગ ૧–૨ | સં. ૧૯૨૪–૨૬ |
| ૪ શ્રી કૃષ્ણજીવન ( અનુવાદ ) | સં. ૧૯૧૧ |
| ૫ સત્યભામા ( ,, નાટક ) | સં ૧૯૧૬ |
| ૬ ગોપાળકૃષ્ણ ગોખલે ( અનુવાદ ) | સં. ૧૯૧૫ |
| ૭ વેપારોપયોગી પાઠમાળા | સં ૧૯૧૪ |
| ૮ ગુજરાતી શબ્દાર્થ ચિંતામણી (કોશ) | સં. ૧૯૨૬ |
| ૯ જીવનચરિત્ર ( ઇનામી નિબંધ ) સ્વતંત્ર લેખ (વસન્ત) | સં. ૧૯૦૮ |

## ડૉ. સર જીવનજી જમશેદજી મોદી,

શમ્સ ઉલ્લઉલ્મ', બી. એ., પી. એચ. ડી, સી. આઈ. ઇ.'

એઓ મૂળ નવસારીના વતની; પણ ઘણા વર્ષોથી મુંબઇમાં આવી વસેલા છે. એમના પિતાનું નામ જમશેદજી જીવનજી મોદી અને માતાનું નામ આવાંબાઈ, તે રૂસ્તમજી ફરામજી માદનના બેટી છે. એમનો જન્મ સન ૧૮૫૪ માં મુંબાઇમાં થયો હતો.

પ્રાથમિક કેળવણી એમણે કાલાબાની શેઠ જીજીભાઈ દાદાભાઇ સ્કુલમાં અને માધ્યમિક ઇંગ્રેજી કેળવણી ફોર્ટની બ્રાન્ચ સ્કુલમાં અને એલ્ફીન્સ્ટન હાઇસ્કુલમાં લીધી હતી. સન ૧૮૭૧ માં મેટ્રીક થયા પછી એલ્ફીન્સ્ટન કૉલેજમાં તેઓ ગયલા, જ્યાંથી બી. એ. ની પરીક્ષા (ક) તવારીખ (ખ) પોલીટીકલ ઇકોનોમી અને (ગ) કેમીસ્ટ્રી ફિઝીક્સ ઐચ્છિક વિષય લઇને સન ૧૮૭૬ માં પાસ કરી હતી.

એમના પ્રિય વિષયો શરૂઆતમાં વાયુચક્ર અને કુદરતી બાબતોનું જ્ઞાન અને પાછળથી પૂર્વભણીનું સાહિત્ય, પુરાણી બાબતો (antiquities), મનુષ્ય જાતિના આચાર વિચાર અને રાહરસમ (authropology) અને જરથોસ્તી ધર્મ વગેરે છે; અને એ સર્વમાં એમણે સારી પ્રતિષ્ઠા અને માન પ્રાપ્ત કરેલાં છે; એટલું જ નહિ પણ એ વિષયો પરનાં એમનાં લખાણુ અને અભિપ્રાય પ્રમાણભૂત લેખાય છે.

તેઓ લાંબા સમયથી પારસી પંચાયતના સેક્રેટરીના હોદ્દા પર છે. તેનું કામકાજ એમણે એટલી કાબેલીયત અને કાર્યદક્ષતાથી કરેલું છે કે તેમના પ્રવાસના પરિણામે એ સંસ્થા અઢળક મિલ્કતવાળી થયેલી છે; અને એમની એ કિમતી સેવાની તારીફ, હમણાંજ તા. ૬ ઠ્ઠી એપ્રિલે (૧૯૩૦) એમના સન્માનાર્થ મુંબાઈમાં એક મોટો જાહેર મેળાવડો કરવામાં આવ્યો હતો ત્યારે કોમના મોટા અગ્રેસર અને જાણીતા ગૃહસ્થોએ પ્રશંસાભર્યા સુંદર શબ્દોમાં, કોમના સંતોષ, આભાર અને માનની લાગણી પ્રદર્શિત કરી હતી.

જરથોસ્તી ધર્મનું એમનું જ્ઞાન અગાધ અને ઝીણું છે અને તે વિષે સંખ્યાબંધ લેખો, વ્યાખ્યાનો, નિબંધો અને ગ્રંથો એમણે લખેલાં છે.

એજ પ્રમાણે કુલે ૧૦૬) Anthropological વિષયો પર છે. એમના તે લેખોનાં ચાર પુસ્તકો પ્રગટ થયેલાં છે; અને પાચમુ પ્રગટ થાય છે અને

એ સંસ્થાના–Bombay Anthropological society ના–આસરે ૩૦ વર્ષો સુધી, તેઓ ઑનરરી સેક્રેટરી હતા. એ અરસામાં બે વખત તેના પ્રમુખ નિમાયા હતા.ઓમ્બે બ્રાંચ ઓફ રોયલ એશીઆટીક સોસાએટીના આસરે ૧૭ વર્ષ ઉપ-પ્રમુખ રહ્યા હતા અને હાલ બે વર્ષ થયાં પ્રમુખ છે. એ સોસાઇટી સમક્ષ આશરે ૫૦) વિષયો વાંચ્યા છે, જે ચાર પુસ્તકોમાં પ્રગટ થયાં છે.

ઇરાનની તવારિખનો પણ એમણે સારો અભ્યાસ કરેલો છે. યુરોપ, એશિયા, આફ્રીકા અને તેમાં હિંદુસ્તાન, બરમા, ફ્રેંચ ચાએના, ચીન અને જાપાનના જૂદા જૂદા ભાગોની અનેક વાર લાંબી મુસાફરીઓ કરેલી છે; અને ત્યાંથી જાતમાહિતી મેળવેલી છે, એ જેમ માનસ્પદ તેમ મગરૂરી લેવા જેવી બીના છે. છેલ્લી ૧૯૨૫ માં કરેલી યુરોપ, આફ્રીકા અને એશિયા–અને તેમાં રશીઆ અને ઇરાનની મુસાફરીનું વર્ણન એક પુસ્તકમાં પ્રગટ કર્યું છે.

એઓ પ્રસ્તુત વિષયોમાં એટલા પારંગત થયલા છે; એમણે એટલી બધી વિદ્વત્તા અને જ્ઞાન પ્રાપ્ત કરેલાં છે કે પૌર્વાત્ય વિષયોના અભ્યાસ કરનારી, યુરોપની જૂદી જૂદી જાણીતી મંડળીઓએ, એમને પોતાની સંસ્થાના ઑનરરી સભાસદ નીમીને અપૂર્વ માન આપ્યું છે તેમજ માન ભરી પદ્વીઓ બક્ષેલી છે, એ બધું એક હિન્દી વિદ્વાન માટે ખરે, અભિનંદનીય કહેવાય.

સ્વ ખરશેદજી રૂસ્તમજી કામા પછી જરથોસ્તી અને ઇરાનિયન વિષયોમાં કોઇએ ઉંચું માનભર્યું સ્થાન મેળવ્યું હોય તો તે એઓ જ છે. હિન્દના વિદ્વાન વર્ગે એમને ચોથી ઓરિયંટલ કોન્ફરન્સ સન ૧૯૨૬ માં અલ્હાબાદમાં મળેલી તેના પ્રમુખ નીમી, એમના પ્રત્યેનો પોતાનો સદ્ભાવ અને માનની લાગણી પ્રદર્શિત કર્યો હતા.

તેઓ ઉપર જણાવ્યું તેમ મુંબાઇ એશિયાટિક સોસાઇટીના પ્રમુખ છે; અને બીજી ઘણી સંસ્થાઓ સાથે નિકટ જોડાયલા છે. કામા ઓરિયંટલ ઇન્સ્ટીટ્યુટની કૃતિમાં એમનો મોટો હાથ રહેલો છે.

એમના ગ્રંથોની ટીપ માત્ર જોવાથી એમની પ્રવૃત્તિ કેટલી વિશાળ અને વિધવિધ છે, તે સમજાશે.

એમના મિત્રો, પ્રશંસકો અને વિદ્વદ્ વર્ગ તરફથી એમની સેવાની

કદર સનાશીનો એક સ્મારક ગ્રંથ ચાલુ માસમાં (એપ્રિલ ૧૯૩૦) અર્પણ કરવામાં આવ્યો છે, એ પુરવાર કરે છે કે એમના અભ્યાસ, જ્ઞાન અને વિદ્વત્તાથી તેમજ કોમની ઉત્તમ સેવા કરીને, સૌનો કેવો અને કેટલો બધો ચાહ અને માન તેમણે સંપાદન કર્યો છે.

વિશેષમાં ચાલુ જુન માસમાં શહેનશાહના જન્મ દિવસે માનચાંદની યાદી પ્રકટ થઇ, તેમાં એઓને નાઇટનો માનવંતો ઇલ્કાબ એનાયત થયો છે એ પણ ખુશી થવા જેવો બનાવ છે.

## એમના ગ્રંથોની યાદીઃ

### ગુજરાતી.

| | |
|---|---|
| વાયુચક્ર શાસ્ત્ર | સન ૧૮૮૩ |
| જમશેદ, હોમ અને આતશ | ,, ૧૮૮૪ |
| અવસ્તા જમાનાનું એકરારનામું | ,, ૧૮૮૬ |
| અવસ્તા જમાનાની ઘરસંસારી જીંદગી ભૂગોળ અને એકરારનામું | ,, ૧૮૮૭ |
| અવસ્તા જમાનાની ઘરસંસારી બાબદ | ,, ૧૮૮૬ |
| અનાહીત અને ફ્રોહર | ,, ૧૮૮૭ |
| ભવિષ્યની જીંદગી અથવા આત્માનું અમરપણું | ,, ૧૮૮૯ |
| અવસ્તાની ભૂગોળ | ,, ૧૮૮૯ |
| આદરગુશસ્પ | ,, ૧૮૯૩ |
| શાહ જમશેદ અને જમશેદી નરોઝ | ,, ,, |
| એક અસલી ઇરાની બાનુ અને તેણીનો સંસાર | ,, ,, |
| કદીમ ઇરાનીઓમાં બાળકની કેળવણી | ,, ,, |
| મેહેર અને જશને મેહેરગાંન | ,, ૧૮૮૯ |
| અવસ્તાના વિશેષ નામોની ફરહંગ | ,, ૧૮૯૨ |
| ઇરાની વિષયો ભા. ૧ લો | ,, ૧૮૯૪ |
| ,, ,, ભા. ૨ જો | ,, ૧૯૦૦ |
| ,, ,, ભા. ૩ જો | ,, ૧૯૦૨ |
| મોત ઉપર વાએજ (૧૨૭૧ ય. મ.) | ,, ૧૯૦૨ |
| શાહનામું, મીનો ચેહેરના રાજ્ય સુધી | ,, ૧૯૦૪ |
| શાહનામું અને ફીરદોસી | ,, ૧૮૯૭ |

| | | |
|---|---|---|
| રૂસ્તમનામું | | ,, |
| જ્ઞાનપ્રસારક વિષયો ભા. ૧ લો | | ,, ૧૮૯૮ |
| ,, | ભા. ૨ જો | ,, ૧૯૦૬ |
| ,, | ભા. ૩ જો | ,, ૧૯૧૭ |
| ,, | ભા. ૪ થો | ,, ૧૯૨૦ |
| ઈરાનનું પેશદાદીઆન વંશ | | ,, ૧૯૧૪ |
| ઈરાનનું કેયાનીઅન વંશ | | ,, ૧૯૧૫ |
| જરથોસ્તી ધર્મસંબંધી ભાષણો અને વાએજો | ભા. ૧ લો | ,, ૧૯૦૨ |
| ,, ,, | ભા. ૨ જો | ,, ૧૯૦૫ |
| ,, ,, | ભા. ૩ જો | ,, ૧૯૦૭ |
| ,, ,, | ભા. ૪ થો | ,, ૧૯૦૯ |
| ,, ,, | ભા. ૫ મો | ,, ૧૯૧૨ |
| ,, ,, | ભા. ૬ ઠ્ઠો | ,, ૧૯૧૯ |
| બુનદેહેશ (પહેલવી ભાષામાંથી તરજુમો) | | ,, ૧૯૦૧ |
| કદીમ ઈરાનીઓ, હીરોડોટ્સ અને સ્ટ્રેબો મુજબ, અવસ્તા અને બીજા પારસી પુસ્તકોની સરખામણી સાથે | | ,, ૧૯૦૪ |
| શાહનામાના દાસ્તાનો ભા. ૧ લો | | ,, ૧૯૦૬ |
| ,, ,, | ભા. ૨ | ,, ૧૯૦૭ |
| શાહનામાની સુંદરીઓ | | ,, ૧૯૦૮ |
| મારી મુબાઇ બાહારની સેહેલ | | ,, ૧૯૨૬ |
| અર્દવીસૂર અનાહીત. | | ,, ૧૮૮૭ |
| મુકતાદના દિવસો કેટલા છે? તે બાબેની પેહેલવી, પાજંદ, ફારસી વગેરે પુસ્તકોના આધારે તપાસ. | | ,, ૧૯૦૮ |
| મુંબઇના પારસી ધર્મ ખાતાંઓ | | ,, ૧૯૧૦ |

જરથોસ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળી હસ્તક પ્રગટ કરેલાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| જરથોસ્તી ધર્મ સંબંધી પ્રશ્નોત્તર. | ,, | ૧૯૦૭ |
| જરથોસ્તી ધર્મની તવારીખ. | ,, | ૧૯૧૦ |
| જરથોસ્તી ધર્મનાં કામો અને ક્રિયાઓ. | ,, | ૧૯૧૧ |
| પુરાતન ઈરાનનો ઈતિહાસ ભા. ૧ લો | ,, | ૧૯૧૬ |

ઇંગ્રેજી:

| | |
|---|---|
| The Religious ceremonies and customs of the Parsees. | ૧૯૨૩ |
| *The Religious System of the Parsees.* | ૧૮૯૩ |
| A Catechism of the Zorostrian Religion. | ૧૯૧૧ |
| The Naojote ceremony of the Parsees. (2nd Edition) | ૧૯૧૪ |
| The Marriage ceremony of the Parsees. | ૧૯૧૦ |
| Marriage customs among the Parsees, their comparison with similar customs of other Nations. | ૧૯૦૦ |
| Funeral Ceremonies of the Parsis. | ૧૯૦૫ |
| The Parsees at the Court of Akbar and Dastur Meherji Rana. | ૧૯૦૩ |
| Aiyadgar-i Zariran, Shatroiha-i Airan va Afdya va Sahigiya-i-Seistan ( ત્રણ પેહેલવી પુસ્તકોનો અંગ્રેજી અને ગુજરાતીમાં તરજુમો ). | ૧૮૯૯ |
| Jamaspi ( પેહેલવીમાંથી તરજુમો ) | ૧૯૦૩ |
| Asiatic Papers, Parts I | ૧૯૦૫ |
| " " Part II | ૧૯૧૭ |
| " " Part III | ૧૯૨૭ |
| " " Part IV | ૧૯૨૯ |
| Anthropological Papers, Part I | ૧૯૧૧ |
| " " Part II | ૧૯૧૮ |
| " " Part III | ૧૯૨૪ |
| " " Part IV | ૧૯૨૯ |
| Masonic Papers. | ૧૯૧૩ |
| Dante Papers. | ૧૯૧૪ |
| Memorial Papers. | ૧૯૨૨ |
| Dastur Bahman Kaikobad and the Kisseh-i-Sanjan. | ૧૯૧૭ |

Cama Oriental Institute Papers. ૧૯૨૮
Persian Farziat Nameh and Kholase-i-Din of Dastur Darab Pahala. ૧૯૨૪
Anquetil Dau Perron and Dastur Darab. ૧૯૧૬
Moral Extracts from Zorostrian Books. ૧૯૧૪
A few events in the Early History of the Parsees and their Dates. ૧૯૦૫
A Glimpse into the work of the Bombay Branch Royal Asiatic Society during the last 100 years, from a Parsee point of view. ૧૯૦૫
A Glimpse into the Work of the Jarthoshti Dinnikhal karnari Mandla. ૧૯૨૨
Education among the Ancient Iranians. ૧૯૦૫

## ફ્રેંચ ભાષામાં લખેલા વિષયો

Impressions d'un Parsi Sur La Ville De Paris.
La Visite d'un Parsi a La Ville De Constantinople. ૧૯૦૪
La ceremonie Du Naojote Parmi les Parsis. ૧૮૯૬

## એડીટ કરેલાં પુસ્તકો

K. R. Cama Memorial Volume. ૧૯૦૦
The Pahlavi Madigan-i-Hazar Dadistan. ૧૯૦૧
K. R. Cama Masonic Jubilee Volume. ૧૯૦૭
Spiegel Memorial Volume. ૧૯૦૮
Sir J. J. Madressa Jubilee Volume. ૧૯૧૪
મુંબઈની પારસી પંચાએતની તવારીખ (બે વોલ્યુમો). ૧૯૩૦

## જેઠાલાલ ગોરધનદાસ શાહ

જ્ઞાતિએ દશા મોઢ માંડલીઆ વાણીઆ; વતન ખંભાત; અને જન્મ ભરૂચ જીલ્લાના જંબુસર તાલુકાના ઉબેર ગામમાં તા. ૧૦ મી ઑક્ટોબર ૧૮૯૩ ના રોજ થયો હતો. જન્મભૂમિમાં ગુજરાતી સાત ધોરણનો અભ્યાસ કરેલો અને માધ્યમિક અને ઉચી કેળવણી અમદાવાદમાં વૈસ્ય બોર્ડિંગમાં રહીને મેળવેલી. સન ૧૯૧૭ માં બી. એ; ની પરીક્ષા ઑનર્સસહિત પાસ કરી અને સન ૧૯૨૩ માં એમ. એ; ની પદ્વી ઑનર્સસહિત મેળવી. અત્યારે તેઓ અમદાવાદના લાલશંકર ગુજરાતી મહિલા પાઠશાળામાં અધ્યાપક છે. કૉલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારથી લેખનવાચનનો શોખ અને ખાસકરીને ભક્તિ સાહિત્ય પ્રતિ વિશેષ રૂચિ. એમનો પ્રથમ લેખ ભોજા કવિ વિષે સન ૧૯૧૮ માં 'બુદ્ધિપ્રકાશ' માં પ્રસિદ્ધ થયો હતો. એમના પ્રિય વિષયો તત્ત્વજ્ઞાન અને તેમાંય શુદ્ધાદ્વૈત અને અલંકારશાસ્ત્ર છે. વલ્લભી સંપ્રદાયના સાહિત્યને પ્રકાશમાં આણવાને એમણે સ્તુતિપાત્ર યત્ન સેવ્યો છે. અત્યારસુધી એ સાહિત્ય પ્રાથમિક અવસ્થામાં હતું; પણ એમણે પુષ્ટિમાર્ગ એટલે શું ? તત્ત્વદીપ નિબંધ, સુબોધિની ત્રણ ખંડમાં, અનુભાષ્ય, રસેશ શ્રીકૃષ્ણ, બસો બાવન વૈષ્ણવોની વાર્તા વગેરે પુસ્તકો રચીને એ સંપ્રદાયની કિંમતી સેવા બજાવી છે; અને તે પણ કોઇ પણ પ્રકારના અંગત લાભ અર્થે નહિ પણ સંપ્રદાય પ્રતિની લાગણી અને સેવાભાવથી. એમની એ સેવા બદલ અમદાવાદ વૈષ્ણવ મહાસભા દ્વારા ચીમનલાલ રણછોડદાસ પારેખ સુવર્ણચંદ્રક સન ૧૯૨૯ માં એમને અર્પણ કરવામાં આવ્યો હતો. વળી યુનિવરસિટી તરફનું નારાયણ પરમાનંદ ઇનામ રૂ.૨૦૦) નું અને બાલકૃષ્ણ પારિતોષિક રૂ.૧૫૦) નું એમણે મેળવેલાં છે. તેમની સાહિત્ય સેવા બદલ ગોધરાના વૈષ્ણવ મંડળ તરફથી એક માનપત્ર એનાયત કરવામાં આવ્યું હતું. તેઓ એક ઉચ્ચ કોટીના અભ્યાસી અને લેખક છેઃ ગુ. વ. સોસાઇટી તરફથી દયારામકૃત રસિક વલ્લભ જરૂરી નોટસ્ ઉપોદ્ઘાત સાથે એડિટ કરી આપવાનું એમને સોંપાયું છે.

### એમના ગ્રંથોની યાદીઃ

| | | |
|---|---|---|
| ૧ | પુષ્ટિમાર્ગ એટલે શુ ? | (સં. ૧૯૮૦) |
| ૨ | તત્ત્વદીપ નિબંધ | (૧૯૮૧) |
| ૩ | બસોબાવન વૈષ્ણવની વાર્તા. | (૧૯૮૨) |

| | | |
|---|---|---|
| ૪ | સુબોધિની ખંડ. ૧ | (૧૯૮૨) |
| ૫ | ,, ખંડ. ૨ | (૧૯૮૨) |
| ૬ | ,, ખંડ. ૩ | (૧૯૮૨) |
| ૭ | અણુભાષ્ય ભા. ૧ | (૧૯૮૩) |
| ૮ | ,, ભા. ૨ | (૧૯૮૫) |
| ૯ | રસેશ શ્રીકૃષ્ણ. | (૧૯૮૪) |
| ૧૦ | સુરદાસ | (૧૯૮૦) |
| ૧૧ | પંચદંડ અને અન્ય કવિતા—નોટસ્ સાથે— | (૧૯૮૫) |

[ સ્કુલ લિવિંગ સરટીફીકેટ પરીક્ષાનું પાઠય પુસ્તક. ]

**ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી**–બારિસ્ટર ઍટ–લૉ

જાતે વિસનગરા નાગર બ્રાહ્મણ છે. જન્મ ઇ. સ. ૧૮૫૭ માં ૧૧ મી ઓકટોબરના રોજ સુરતમાં થયો હતો. મૂળ વતની કપડવણજના પણ એમના દાદાના પિતા અમદાવાદમાં આવી રહેલા. એમણે મેટ્રિકની પરીક્ષા પસાર કરેલી અને પછીથી પુનાની સાયન્સ કૉલેજમાં કેટલોક સમય અભ્યાસ કરેલો. ત્યાંથી એમની નિમણુંક રાજકોટમાં કાઠિયાવાડ ટ્રેનિંગ કૉલેજમાં થયલી, જ્યાં તેઓ છેલ્લા એસિસ્ટંટથી એક્ટિંગ પ્રિન્સિપાલના હોદ્દા સુધી પહોંચેલા. સરકારી નોકરી સાથે સાર્વજનિક હિલચાલ અને જાહેર કાર્યોમાં પણ તેઓ રસપૂર્વક ભાગ લેતા, તેઓ લેંગ લાયબ્રેરી અને વૉટસન મ્યુઝિયમના ઘણાં વર્ષ સુધી ઓ. સેક્રેટરી હતા. હાલનું રાજકોટનું બાર્ટન મ્યુઝીઅમ અને લેંગ લાઇબ્રેરી, એ બે સંસ્થાઓને સમૃદ્ધ અને આબાદ કરવામાં એમનો ફાળો થોડો નથી; એ કિમતી સેવા બદલ એ સંસ્થાઓના કાર્યકર્તાઓએ એમની છબી ત્યાં મૂકેલી છે. ૧૮૯૩માં એમણે કાઠિયાવાડ સંગ્રહસ્થાન ભર્યું હતું. એક વર્ષ સુધીની જાત મહેનતના પરિણામે એ પ્રદર્શન ઘણું ફતેહમંદ થયું હતું. પ્રદર્શનમાં આવેલા સામાન વડે મ્યુઝીયમ ભરી નાંખ્યું હતું. એમની કાર્યદક્ષતા અને બાહોશીથી, તેમ માયાળુ અને હેતાળ સ્વભાવથી તેમના સમાગમમાં આવનાર સૌ કોઇનાં દિલ તેઓ હરી લેતા; અને યુરોપિયનોમાં પણ તેઓ એટલા જ લોકપ્રિય હતા. એમની બુદ્ધિની ચંચળતા અને અભ્યાસ માટેની ધગશના કારણે, તેમને કાઠિયાવાડના કેટલાક રાજ્યો તરફથી એમના યુરોપિયન મિત્રોની સૂચનાથી ઈંગ્લાંડ ભુસ્તર વિદ્યાનો અભ્યાસ કરવા માટે મોકલવામાં આવ્યા હતા; ત્યાં એ વિષયના અભ્યાસ સાથે, પોતે બેરિસ્ટર પણ થઇ આવ્યા અને ગુજરાતમાં ભુસ્તર વિદ્યા મંડળના સભ્ય–ફેલો તેઓ પ્રથમ જ હતા. વળી ત્યાંના વસવાટ દરમિયાન રૉયલ એશિયાટિક સોસાઇટીના સભાસદની ઉપાધિ પ્રાપ્ત કરેલી. અહિં પાછા આવ્યા પછી સરકારી નોકરીનું રાજીનામું આપી, તેઓ પ્રેકટીસ કરે છે; અને જૂદી જૂદી જાહેર હિલચાલોમાં આગળ પડતો ભાગ લેછે અને રીલીઝડ પ્રિઝનર, મુંગા પ્રાણી પ્રત્યે દયા બતાવનારૂં મંડળ, એ બે સંસ્થાના પ્રાણ અને મુખ્ય સંચાલક છે. ગુજરાત વર્નાકયુલર સોસાઇટીના સભાસદ પણ ઘણા વર્ષોથી છે અને તેની મેનેજીંગ કમિટીના કામકાજમાં ઉત્સાહપૂર્વક આગેવાનીભર્યો ભાગ લે છે.

ટ્રેનિંગ કૉલેજમાં હતા ત્યારે વિદ્યાર્થીઓ માટે પાઠ્ય પુસ્તકો રચેલાં; જેવાં કે, 'અર્થશાસ્ત્ર,' 'રસાયનશાસ્ત્ર,' 'વિદ્યાર્થીઓનો મિત્ર', 'પ્રાણી વર્ણન' વગેરે અને બીજા સમયમાં 'રણજીતસિંહ' અને 'સરળ પદાર્થવિજ્ઞાન' સોસાઇટી માટે લખી આપેલા. પણ એ પુસ્તકો વિદ્યાર્થી અને સામાન્ય જનતાની દૃષ્ટિએ લખાયા છતા લોકપ્રિય નિવડયાં છે; અને તેની બેથી વધુ આવૃત્તિઓ થયલી છે.

પણ એ બધાં કરતાં એમની ખ્યાતિ એક કવિ તરીકે, 'બુલબુલ' ના કર્તા તરીકે વિશેષ છે. 'ચંબેલી' અને "બુલબુલ" એ બે કાવ્યો ગુજરાતી કાવ્ય સાહિત્યમાં કાવ્યના ટાઇપમાં ફૉર્મની નવીન દિશા ઉઘાડે છે; અને એ કાવ્યોનાં માધુર્ય, લાલિત્ય અને ગયતાની મુક્તકંઠે પ્રશંસા થયલી છે.

જ્ઞાતિકાર્યમાં પણ પોતે બનતી સેવા કરે છે અને જ્ઞાતિએ, બનારસમાં મળેલી ચોથી વિસનગરા જ્ઞાતિ કોન્ફરન્સના પ્રમુખ નીમી એમને અપૂર્વ માન આપ્યું હતું.

એમની સાહિત્ય સેવા સર્વદેશી છે. પોતે અનુવાદ કર્યા છે; જેમકે, 'રણજીતસિંહ,' પંચમ જ્યોર્જ'; સ્વતંત્ર કૃતિઓ લખી છે; જેમકે, 'સાકીનું સાહિત્ય,' અને જુની ગુજરાતી 'કહાન્ડદે પ્રબંધ' નું અવલોકન કરી તે કાવ્યને શાસ્ત્રીય રીતે, ઉપોદ્ઘાત અને નોટ્સ સાથે એડિટ કર્યું છે, જે બનારસ અને મુમ્બાઇ યુનિવર્સિટીમાં ગુજરાતીના ઉંચા અભ્યાસ માટે પાઠ્ય પુસ્તક તરીકે વંચાય છે. કહાન્ડદે પ્રબંધનો સરળ અને રસિક ભાષામાં અનુવાદ કર્યો છે, જે વાંચતાં સ્વ. રા. બાં. કમળાશંકર કહે છે તેમ, મૂળ કાવ્ય જ હોય નહિ એમ લાગે છે વળી 'પૌરાણિક કથા કોષ' નું કાર્ય હમણાં તેઓ કરી રહ્યા છે. 'નર્મ કથા કોષ' પછી આવું બીજું પુસ્તક થયુ નથી. તે મરાઠીના આધારે તૈયાર થાય છે, તેમ છતાં તેમાં સુધારાવધારા અને ફેરફાર મ્હોટા અને વિસ્તૃત છે, અને તે એટલા મ્હોટા પ્રમાણમાં છે કે મૂળ ગ્રંથ કરતાં એનું પૂર દોઢું થયું છે અને પૌરાણિક આખ્યાયિકાઓનો એ ભંડાર જ છે.

સરળ પદાર્થ વિજ્ઞાનની બીજી આવૃત્તિ ઘણી રસિકભાષામાં અને એ શાસ્ત્રના સંપૂર્ણ દિગ્દર્શન રૂપ થઇ છે. અને ગુજરાતી ટ્રેનિંગ કોલેજોમાં અને નિશાળોના અભ્યાસક્રમમા તે દાખલ થઇ છે.

## એમના ગ્રંથોની યાદીઃ

| | | | |
|---|---|---|---|
| બુલબુલ | ૧૮૯૦ | સરળ રસાયનશાસ્ત્ર. | |
| હરિધર્મશતક. | | સરળ અર્થશાસ્ત્ર | |
| અમારાં આંસુ | ૧૮૮૪ | સરળ પદાર્થ વિજ્ઞાન | ૧૮૯૬ |
| મધુભૃત | | રણજીતસિંહ | ૧૮૯૫ |
| કહાન્ડદે પ્રબંધ-મૂળ | ૧૯૧૩ | સાક્ષીના સાહિત્યનું દિગ્દર્શન | ૧૯૧૧ |
| ,, અનુવાદ | ૧૯૨૪ | ભુસ્તરવિદ્યા | ૧૯૩૦ |
| વિદ્યાર્થીનો મિત્ર | | ચમેલી-વસન્ત રજત મહોત્સવ સ્મારક ગ્રંથ | ૧૯૨૮ |
| વનસ્પતિશાસ્ત્ર. | | શહેનશાહ પંચમજ્યોર્જ | ૧૯૩૦ |



## ડોલરરાય રંગીલદાસ માંકડ

જાતે વડનગરા નાગર ગૃહસ્થ છે એમનો જન્મ ઈ.સ. ૧૯૦૨ મા કચ્છમા વાગડમા જગી ગામે થયો હતો એમના માતુશ્રીનું નામ ઉમિયાગવરી છે. એમનું મૂળ વતન કાઠિયાવાડમા જોડીઆમા છે તેમણે માધ્યમિક શિક્ષણ જોડિયા તથા રાજકોટ ગામમા લીધેલું અને ઉચ્ચ શિક્ષણ માટે બહાઉદ્દીન (જુનાગઢ) તથા દયારામ જેઠમલ સિંધ (કરાચી) કૉલેજમાં અભ્યાસ કરેલો તેઓએ સન ૧૯૨૪ મા બી એ, ની પરીક્ષા બીજા વર્ગમા પાસ કરેલી અને એમ એ, ની પદ્વિ બીજા વર્ગમા સન ૧૯૨૭ મા લીધેલી હાલમા તેઓ કરાચીમા દયારામ જેઠમલ સિંધ કૉલેજમા સસ્કૃત અને ગુજરાતીના અધ્યાપક છે એમનો પ્રથમ લેખ પુરાતત્ત્વમા (વર્ષ ૨,-અંક ૪) "એ ત્રણ નાટકો" નામનો પ્રેમાનદના નાટકોના કર્તૃત્વ વિષે ઉડી અભ્યાસપૂર્ણ ચર્ચા કરતો, છપાયો હતો અને તે લેખ સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદના રિપોર્ટમા પણ લેવાયો છે

તે પછી એમની સાહિત્ય પ્રવૃત્તિ દિન પ્રતિદિન વધતી અને ખીલતી જાય છે.

ભાષાશાસ્ત્ર અને ગવેષણા એ એમના પ્રિય વિષયો છે અને 'પ્રસ્થાન' અને અન્ય માસિકોમા ભાષા વિષે લખાઈ આવતા એમના લેખો અભ્યાસીઓ તરફથી આદરપૂર્વક વચાય છે વળી 'નાગરિક' નામના કોમી ત્રૈમાસિકના સહમત્રી તરીકે પણ એમની સેવા ધ્યાન ખેચે છે કરાચીમા તેઓએ ગુજરાતી મડળ સ્થાપીને ભાષા, સાહિત્ય તેમજ સંસ્કૃતિ પ્રચારણનુ સ્તુત્ય કાર્ય આદરી રહ્યા છે, જેનો કઇક ખ્યાલ તેમણે કરાચી સાહિત્ય-કળા મહોત્સવ અક કાઢેલો છે તે પરથી આવશે

### એમના ગ્રથોની યાદી

| | |
|---|---|
| Studies in Dasarupam | 1927 |
| ૧ શકાધ્ય સ્તોત્રનું ભાષાતર | (સન ૧૯૨૮) |
| ૨ રૂદ્રાધ્યાય [મૂળ, ભાષાતર, ટીકા] | (સન ૧૯૨૮) |
| ૩ નમવિધિ (ભાષાતર) | (સન ૧૯૨૯) |

## શ્રીમતી તારાબ્હેન મોડક

એઓ જાતે દક્ષિણી–કોંકણસ્થ બ્રાહ્મણ અને પુણાંના વતની છે. એમનો જન્મ મુંબાઇમાં ૧૯ મી એપ્રિલ ૧૮૯૨ ના દિવસે થયો હતો. એમના પિતાનું નામ સદાશિવ પાંડુરંગ કેળકર અને માતાનું નામ ઉમાબાઈ કેળકર છે. એઓએ ઘણોખરો અભ્યાસ મુંબાઇમાં કર્યો હતો. સન ૧૯૦૯ માં મેટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ કરી, ૧૯૧૦ માં કૉલેજમાં જોડાયલાં; અને સન ૧૯૧૪ માં બી. એ., ની ડીગ્રી ઐચ્છિક વિષય ફિલોસોફી લઇને મેળવેલી. આપણી અત્યારની સામાજિક પરિસ્થિતિમાં એક બ્હેન આ પ્રમાણે બી. એ., સુધીની કેળવણી લેવાને શક્તિમાન થાય એ ખચિત અભિનંદનીય છે. એઓ સન ૧૯૨૧ માં રાજકોટની સ્ત્રીઓ માટેની બાર્ટન ફીમેલ ટ્રેનીંગ કૉલેજમાં પ્રિન્સિપાલ તરીકે પ્રથમ દાખલ થયલા; પણ મૉંટીસોરીની પદ્ધતિથી આકર્ષાઇને તેઓ દક્ષિણામૂર્તિ બાળમંદિરના શિક્ષણકાર્યમાં જોડાયા. તેમના પ્રિય વિષયો સમાજશાસ્ત્ર અને બાળશિક્ષણ છે.

શ્રીયુત ગીજુભાઇની સાથે બાલશિક્ષણ અને મોન્ટેસરી શિક્ષણ પદ્ધતિમાં એઓ એટલા રસલીન અને પ્રવૃત્તિમય થઇ ગયલાં છે કે એ બંનેના કાર્ય પ્રતિ શિક્ષિત ગુજરાત આતુર દૃષ્ટિએ જોઈ રહ્યું છે અને એમના પ્રયત્નોને સત્કારી રહ્યું છે.

એક દક્ષિણી બ્હેન ગુજરાતના બાળકો માટે પોતાની શક્તિ અને જ્ઞાનનો યજ્ઞ કરે, એથી વિશેષ રૂડું આપણા માટે બીજું શું હોય! એ પણ એક અપૂર્વ સંયોગ છે.

શાળાના ચાલુ શિક્ષણકાર્ય સાથે એમણે બાલસાહિત્ય નવું સર્જવામાં પણ સારો હિસ્સો આપેલો છે; એટલુંજ નહિ પણ એમના બીજાં કાર્યોની પેઠે 'શિક્ષણ પત્રિકા'ના એઓ શ્રીયુત ગિજુભાઈ સાથે સહતંત્રી છે.

### એમના ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| બાળકોનાં રમકડાં | ઇ. સ. ૧૯૨૭ |
| બાળકોનો પહેરવેશ | ,, ,, |
| ચિવણ ભરત | ,, ૧૯૨૯ |
| બાળવાર્તાની વેણીઓ | ,, ,, |
| બાલચારિત્ર્ય | ,, ,, |

| | | |
|---|---|---|
| મંગેશનો પોપટ | " | ૧૯૨૮-૨૯ |
| છાબ્યા થાપી આવ્યા | " | " |
| ગિરિ શિખરો | " | " |
| સાજા રહીએ | " | " |
| ચરિત્ર કથન | " | " |
| નવી દષ્ટિ | " | ૧૯૨૯ |
| બાલ પ્રેમ | " | " |
| બાલકની માગણી ને હઠ | " | " |
| દીવાસળીની રમત | " | " |
| ઘરમાં મોન્ટીસોરી | " | " |

## દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

એઓ જ્ઞાતિએ પ્રશ્નોરા નાગર છે. એમનું મૂળ વતન જામનગર અને એમનો જન્મ સં. ૧૯૩૮ ના માઘ શુદ પાચમના રોજ કાઠિયાવાડમા આવેલા અમરેલી ગામમા થયો હતો. એમના પિતાનું નામ કેવળરામ લીલાધર શાસ્ત્રી અને માતાનું નામ જયકુમારી છે. એમના પિતા ગોંડલ સંસ્કૃત પાઠશાળામા મુખ્ય અધ્યાપક હતા; એટલે ઘણોખરો પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસ એમણે ગોંડલમા કરેલો. પણ ન્હાનપણમા એમનું શરીર નબળુ રહેતુ અને એમનામા ઝાઝી સ્ફૂર્તિ જણાતી નહિ, તેથી એમના અભ્યાસ પાછળ વિશેષ ધ્યાન અપાયલુ નહિ. સં. ૧૯૫૭ મા ઇંગ્રેજી છઠ્ઠા ધોરણમાંથી અભ્યાસ છોડી દઇ, તેઓ રાજકોટમા લક્ષ્મણ મહેરામણ કેમિકલ લેબોરેટરીમા દાખલ થયા, અને ત્યા લગભગ અઢા વર્ષ અભ્યાસ કરી, પ્રેકટીકલ ફાર્મેસીસ્ટ તરીકે પાસ થયા.

પિતાની પાસે એમણે કેટલુંક સંસ્કૃતનુ જ્ઞાન મેળવ્યું હતું અને લેબોરેટરીમા રહ્યા તે અરસામા તે અભ્યાસ, ખાસ કરીને સાહિત્ય અને વેદાંતનો, ખૂબ વધાર્યો હતો.

સન ૧૯૦૪ મા તેઓ પહેલ પ્રથમ મુંબાઇ આવ્યા હતા; જે વર્ષે ત્યા ઇંડિયન નેશનલ કોન્ગ્રેસ અને તેના અંગે એક ભવ્ય સ્વદેશી વસ્તુઓનુ પ્રદર્શન ભરાયુ હતુ.

પ્રેકટીકલ ફાર્મેસીસ્ટ થયા પછી એકદમ નોકરી મળેલી નહિ અને એ બધો સમય એમણે આપણા પ્રાચીન સાહિત્ય, ઇતિહાસ અને ધર્મના વાચન અને અભ્યાસમા વ્યતિત કર્યો, જેનું સુંદર પરિણામ આપણે એમના અનેકવિધ વિદ્વત્તાપૂર્ણ લેખોમા પ્રત્યક્ષ નિહાળીએ-અનુભવીએ છીએ.

સન ૧૯૧૦ મા ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસમા એમની નિમણુક થઇ; ત્યારથી એઓ એ લાઇનમા, જે માટે પોતે પ્રથમથી લાયકાત પ્રાપ્ત કરી હતી, તેમા ચાલુ રહી, આયુર્વેદના જ્ઞાનપ્રચાર અને સંશોધન અર્થે સતત પ્રયત્ન કરતા રહ્યા છે; અને એ પ્રવૃત્તિના અંગે 'આયુર્વેદ વિજ્ઞાન' નામનું એક માસિક એડિટ કરે છે, જે આયુર્વેદમા રસ લેનારાઓ માટે કિમતી વાચનસાહિત્ય, વધુ વિચાર, ચર્ચા અને અભ્યાસ અર્થે રજુ કરે છે.

વૈદકની લાઇનમા પડેલા હોવાથી એ વિષયમા એમની હુંશિયારી અને વિદ્વત્તા દેખાઈ આવે એ સમજાય એમ છે, પણ વૈદકની લાઇનની પેઠે આપણા પ્રાચીન ઇતિહાસ અને સાહિત્યના વિષયોમા પણ એમણે નિપૂણતા

અને વિદ્વતા દાખવ્યાં છે, એમ એમના લેખો વાચનાર કોઇ પણ કહી શકશે.

ડૉ. ભાંડારકરના શૈવધર્મ અને વૈષ્ણવ ધર્મ વિષેના પુસ્તકનો અનુવાદ એમણે કર્યો છે; પણ તે પુસ્તક માત્ર અનુવાદ નથી; તેમાં ઘટતા ફેરફાર અને જરૂરી સુધારાવધારા કરીને કેટલીક વિશિષ્ટતા આણી છે, તેથી તે મૂળ પુસ્તક સાથે લાઇબ્રેરીમાં ભેગું રાખવુંજ પડે. ગુજરાતમાં એ ધર્મના પ્રચાર અને વિસ્તાર અર્થે એમણે એક તદ્દન નવીન પ્રકરણ તેમાં ઉમેરેલું છે, તે બતાવી આપે છે કે એ વિષયમાં તેઓ કેટલા ઉંડા ઉતરેલા છે અને એમનો અભ્યાસ કેટલો ઝીણો અને માર્મિક છે.

ગુજરાતી સાહિત્ય પરિષદમાં તેઓ છેક બીજી સાહિત્ય પરિષદથી રસ લેતા આવ્યા છે; અને છેલ્લી પાચેક પરિષદોમાં, એવી એકકે નહિ મળી આવે કે જેમાં એમનો લેખ આવ્યો હોય નહિ.

સાહિત્ય પરિષદની પેઠે વૈદક પરિષદમાં પણ તેઓ ખૂબ રસ ધરાવે છે અને જૂદે જૂદે સ્થળોએ ભરાયલી પરિષદોમા હાજરી આપી, તેના કાર્યને વ્યવસ્થિત અને ઉપયોગી બનાવવા જરૂરી હિસ્સો આપતા રહ્યા છે.

એમને સાહિત્યનો સંસ્કાર–રસ સ્વ. મણિશંકર રત્નજીએ લગાડેલો; અને એમની પ્રેરણા અને સૂચનાથી ઋગ્વેદના ચાલીસેક સૂક્તનો ગુજરાતીમાં અનુવાદ એમણે કર્યો હતો.

તે પછી એમના સાહિત્ય અને ઇતિહાસના અભ્યાસમાં સ્વ. રણછોડરામે વિશેષ રંગ લગાડેલો; અને એમના આગ્રહથી 'નવજીવન અને સત્ય'મા કેટલાક લેખો લખી આપેલા.

એ લેખોમા પછી દિન પ્રતિદિન વધારો થતો ગયો છે; અને ગુજરાતી ઉંચી કોટિના એવા થોડાં માસિકો માલુમ પડશે, જેમાં એમના એક વા અન્ય વિષય પર એકથી વધુ નિબંધો પ્રકટ થયા નહિ હોય.

"વૈદ્યકલ્પતરૂ" માટે એમણે 'બાળકોનો વૈદ્ય' એ નામનું એક ભેટનું પુસ્તક લખી આપેલું; તેમ પંડિત નારાયણ મૂળજી શુકસેલર માટે 'માધવ નિદાન'ની નવી આવૃત્તિ સુધારા વધારા અને નવા પરિશિષ્ટો સાથે તૈયાર કરી આપી છે. ઝંડુ ભટ્ટજીનું જીવનચરિત્ર પણ ચરિત્ર ગ્રંથોમાં વિશેષ ઉમેરો કરે છે. એમનું 'ગુજરાતના તીર્થસ્થાનો' એ પુસ્તક ઇતિહાસપ્રેમીઓએ તેમજ યાત્રાળુઓએ અવશ્ય વાચવા વિચારવાં જેવું છે. તેમાં આપણા પ્રાચીન ઇતિહાસનું ઊંડું નિરીક્ષણ અને અભ્યાસ નજરે પડે છે, તેથી તે વિશેષ મૂલ્યવાન થયું છે.

ગુ. વ. સોસાઇટીએ તેમને ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ–ચાવડા અને સોલંકી વંશનો–તેમજ આયુર્વેદનો ઇતિહાસ એ બે પુસ્તકો લખવા સોંપ્યાં છે; અને ફૉર્બસ સભા તરફથી તેઓ 'પ્રબંધ ચિંતામણિ' નામનો જુનો ઐતિહાસિક ગ્રંથ એડિટ કરે છે.

એમના ઐતિહાસિક નિબંધોનો એક સંગ્રહ 'પુરાણ વિવેચન' એ નામથી ગુ. વ. સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થનાર છે.

આ પરથી સ્પષ્ટ થશે કે ગુજરાતમાં અત્યારે આપણા પ્રાચીન સાહિત્ય અને ઇતિહાસના જે ગણ્યાગાંઠ્યા અભ્યાસી અને વિવેચકો છે તેમાં એમનું સ્થાન છે; અને એમના લેખો વિશ્વસનીય અને અભ્યાસ યોગ્ય જણાયા છે.

## એમના ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| ૧ વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ | સં. ૧૯૭૩ |
| ૨ બાળકોનો વૈદ્ય | સં. ૧૯૭૪ |
| ૩ માધવ નિદાન | સં. ૧૯૭૫ |
| ૪ કંકુ ભટ્ટજીનું જીવનચરિત્ર | સં. ૧૯૭૬ |
| ૨ શૈવધર્મનો | સં. ૧૯૭૭ |
| ૬ ગુજરાતના તીર્થસ્થાનો | સં. ૧૯૮૫ |

## દેશળજી કાનજી પરમાર

એઓ જાતે રજપુત છે. એમનું વતન ગોંડલ સંસ્થાન તાબાનું ગણોદ ગામ છે અને એમનો જન્મ સરદારગઢ (સોરઠ) મા તા. ૧૨ મી જાન્યુઆરી ૧૮૯૪ના રોજ થયો હતો. એમના પિતાનુ નામ કાનજીભાઇ જીવાભાઇ પરમાર અને માતાનું નામ જીવીબાઇ મેઘાજી મકવાણા છે. એમના પિતાશ્રી કાઠિયાવાડ એજન્સીમા કેળવણી ખાતામા હતા અને એક ઉચ્ચ કોટિના શિક્ષક તરીકે તેમનુ નામ એ ભાગમા હજી પ્રસિદ્ધ છે; અને વિશેષ જાણવા અને નોંધવા જેવુ એ છે કે એમના દાદા જીવાજીએ બહારવટું કરેલું, જેમના અમીરી ગુણો પૌત્રમા ઉતરેલા છે.

એઓએ મેટ્રીકની પરીક્ષા રાજકોટની આલ્ફ્રેડ હાઇસ્કુલમાથી સન ૧૯૧૨ મા પસાર કરી હતી અને તે પછી ભાવનગરમા સામળદાસ કૉલેજમા અભ્યાસ કરી સન ૧૯૧૬ મા અંગ્રેજી–સંસ્કૃત ઐચ્છિક વિષય લઇને બી. એ. થયા હતા.

એમના પ્રિય વિષયો સાહિત્ય અને કળા છે. તેઓ અમદાવાદના વનિતાવિશ્રામમા લાંબા સમયથી એક શિક્ષક છે. પોતાના ચારિત્ર અને વર્તનથી સંચાલકોનો તેમજ ત્યા ભણતી બાળાઓનો એમણે ચાહ અને વિશ્વાસ સપાદન કરેલા છે. એમ કહી શકાય કે એમના પિતાની પેઠે શિક્ષણના ધંધા માટેનું એમનુ કર્ત્તવ્ય–ભાન અને જવાબદારીનો ખ્યાલ, એટલો ઉંચો, તીવ્ર અને દૃઢ છે કે એક ઉત્તમ શિક્ષકના બધા અંશો એમનામા દૃષ્ટિગોચર થાય છે.

શિક્ષણના વ્યવસાયમા પરોવાયલા રહેવા છતા, સાહિત્ય અને કળા પ્રતિ પણ એઓ એટલો જ અનુરાગ ધરાવે છે; અને વિશેષમા યુવકયુવતીઓના વિચાર, લાગણી, અભિલાષ અને આદર્શો સમજવા અને તેમા ઉંડા ઉતરવા યત્ન કરી, તેમના માનસને મૂર્ત સ્વરુપ આપવા પ્રયાસ કરે છે, એ એમના ગીતો અને લેખો વાચનાર જોઇ શકશે.

એ સંબધમા એક વાત અહીં નોંધીશુ કે એ અને એમનું મિત્રમંડળ દેશમા–કાઠિયાવાડમા સાહિત્ય, કળા અને રસિક જીવનના મનોરમ સ્વપ્નો કુમારાવસ્થામા સેવતું હતું, તે અમદાવાદમા આવી વસ્યા પછી, તેમના મનોરથો સિદ્ધ કરવામા કેટલેક અશે સફળ થયુ છે, એમ એમનું પ્રવૃત્તિકેન્દ્ર 'કુમાર' કાર્યાલયમા થતુ કામકાજ સાક્ષી પૂરશે.

નવું અને ઉગતું ગુજરાત કેવી ભાવના અને મનોરથો સેવી રહ્યું છે; તેના આદર્શ અને અભિલાષ શા શા છે, એનું ચિત્ર એમના લેખો અને કાવ્યોમાંથી મળી આવશે અને નવ ગુજરાતના પ્રતિનિધિ કવિ અને લેખક તરીકે એમને ઓળખવામાં એક પ્રકારનું જેમ માન છે, તેમ એમના લખાણુની યોગ્ય કસોટી છે.

મહાત્માજી વિષે તેમજ શહીદ જતીન્દ્રનાથદાસ વિષે એમણે બે ખંડ કાવ્યો રચેલાં છે; અને પ્રકીર્ણ કાવ્યો "ગૌરીનાં ગીતો" એ નામથી પ્રકટ થયલાં છે. એમનું ગદ્ય લખાણ, એમના પદ્યની પેઠે ભાવનાભર્યું અને કવિત્વમય છે.

એમનો ગ્રંથ:

ગૌરીનાં ગીતો ૧૯૨૯

## ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

એમનો જન્મ ખેડા જીલ્લામાં નડીઆદમાં વિક્રમાર્ક સંવત્ ૧૯૪૫માં ભાદ્રપદ શુદ એકાદશી ને ગુરુવારે થયો હતો. તેમના પિતાનું નામ હીરાશંકર મહાશંકર ત્રિપાઠી અને માતાનું નામ તુળજાલક્ષ્મી છે. જ્ઞાતિએ એઓ વડનગરા નાગર બ્રાહ્મણ છે. કેળવણી મેટ્રીક સુધી લીધી છે. લેખક તરીકે શરૂઆતમાં મેટ્રીકમાંથીજ તેમણે 'સુન્દરી સુબોધ,' 'આર્ય ધર્મ પ્રકાશ' વગેરે માસિકોમાં કવિતાઓ અને લેખો આપવા શરૂ કર્યા હતા. 'સુન્દરી સુબોધ'માં તેઓ 'સહિલાસી' ઉપનામથી લખતા. ૧૯૧૦ની સાલમાં 'ગુજરાતી પંચ'માં પ્રુફરીડરની જગ્યા ખાલી પડતાં તેઓ તે જગ્યાએ રહ્યા. ત્યારથી 'બન્ધુ સમાજ'ના સભાસદોના પરિચયમાં આવ્યા અને તેમાંના રા. ડાહ્યાભાઈએ 'ગુજરાતી પંચ' માં નાની નાની નોંધો લખવાના કામમાં તેમને શિક્ષણ આપ્યું. એકાદ વર્ષ બાદ ધનશંકર મુંબાઈના 'ગુજરાતી પત્ર' માં જોડાયા, જ્યાં ભાષાન્તરો અને બીજું પત્રકારિત્વનું કામ કરવાની તેમને પુષ્કળ તક મળી. સાત વર્ષ તેઓ ત્યાં રહ્યા તે દરમ્યાન સાહિત્ય વ્યવસાય પણ વધી શક્યો. 'ગુજરાતી'ની ભારત લોકકથાના બે ભાગોમાં તથા 'ગુજરાતી'ના ચાલુ અંકમાં તેમને વાર્તાઓ લખવાનું કામ પણ સોંપાયું હતું. ૧૯૧૭ માં 'ગુજરાતી પંચ' માં તેઓ ઉપતંત્રી તરીકે જોડાયા. આજ પણ તેઓ તે સ્થાને છે. તેમનો પ્રિય વિષય ઇતિહાસ છે.

### તેમના ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| ૧ વાર્તાવૃક્ષ (ટૂંકી વાર્તાઓ) | ૧૯૧૪ |
| ૨ ચોખેરવાલી (ટાગોરની નવલકથાનો અનુવાદ) | ૧૯૧૬ |
| ૩ અલકકિશોરી. (સચિત્ર) | ૧૯૧૬ |
| ૪ સ્વદેશ (નિબંધો) | ૧૯૧૮ |
| ૫ સુમન સંચય (કાવ્યો) | ૧૯૧૮ |
| ૬ તૂટેલું વહાણુ (ટાગોરની નવલકથાનો અનુવાદ) | ૧૯૧૯ |
| ૭ ટાગોરની ટૂંકી વાર્તાઓ (ભાષાન્તર) | ૧૯૨૦ |
| ૮ સત્તરમી સદીનું ફ્રાન્સ (ભા. ૧ લો) (અલેકઝાંડર ડુમાના થ્રી મસ્કેટીઅર્સનું ભાષાન્તર.) | ૧૯૨૦ |

| | | |
|---|---|---|
| ૯ પ્રબોધકુમાર | ( સૂચિત ) | ૧૯૨૨ |
| ૧૦ સંસાર બંધન | ( સૂચિત ) | ૧૯૨૩ |
| ૧૧ દિવ્યજ્યોતિ | ( મૌલિક ) | ૧૯૨૩ |
| ૧૨ દિવાની કે શાણી? (વીલ્કી કૉલિન્સના ધી વુમન ઇન વ્હાઇટનું ભાષાન્તર.) | | |
| ૧૩ અનુપમ-ઉષા | (મૌલિક) | ૧૯૨૫ |
| ૧૪ લક્ષ્મી અથવા જન્મભૂમિની જય ગર્જના | ( „ ) | ૧૯૨૭ |
| ૧૫ સોરઠના ચિતારા | (ઐતિહાસિક નવલકથા) | ૧૯૨૮ |
| ૧૬ રૂપેરી રાજહંસ | (ડિટેક્ટિવ નવલકથા) | ૧૯૨૯ |

## ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

એઓ જાતે વાલ્મિકી કાયસ્થ અને સુરતના વતની છે. એમનો જન્મ કાઠિયાવાડમાં વઢવાણ ગામે તા. ૨૦ મી ઓક્ટોબર ૧૮૯૦ ના રોજ થયો હતો. એમના પિતાનું નામ કૃષ્ણલાલ ગોવિંદદાસ મહેતા, જેઓ ઝાલાવાડ પ્રાંતમાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હતા અને પાછળથી ત્રણ વર્ષ પાલીતાણામાં નાયબ દિવાન નિમાયા હતા. તેમનું મૃત્યુ ૧૯૧૦ની સાલમાં થયું હતું. માતાનું નામ સૌ. કપિલાગૌરી હતું, જેઓ ૧૯૦૪ માં મરણ પામ્યાં. એમના મોટાભાઈ રા. જયસુખલાલ મહેતા મુંબઈની ધી ઈંડીઅન મર્ચન્ટસ ચેંબરના સેક્રેટરી છે અને સ્વ. રણજીતરામ વાવાભાઇ મહેતા તેમના મામા થાય.

મેટ્રીક્યુલેશન સુધીનો અભ્યાસ કર્યા પછી, નાદુરસ્ત તબીયતને લીધે તેમને અભ્યાસ છોડી દેવો પડ્યો અને વિક્ટોરિયા જ્યુબીલી ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટમા ચાર વર્ષના અભ્યાસ પછી ઇલેક્ટ્રીકલ એનજીનીયરની એલ ઇ. ઈ. નો ડીપ્લોમા તેમણે મેળવ્યો. તેમાં પણ તેમની તબીયત ચાલી નહિ એથી એમને એ લાઈન બદલવી પડી છે. હાલમાં તેઓ સીંધીઆ સ્ટીમ નેવિગેશન કંપનીમા નોકરી કરે છે.

શિષ્ટ અંગ્રેજી પુસ્તકોના ભાષાંતર કરવાથી ભાષા ઉપર સારો કાબુ આવશે એવી સુચના એમના મામાની થઇ; તે ઉપરથી એમણે સર આરથર કૉનન ડૉયલના જગવિખ્યાત શેરલૉક હોમ્સના ત્રણ પુસ્તકોના સરલ ભાષાતર તૈયાર કર્યાં. ૧૯૦૮ ની સાલથી તેમના લેખો પ્રકટ થવા માંડેલા. જાણીના બેલજીઅન કવિ મેટરલિંકના ત્રણ નિબંધોનું ભાષાંતર કરવા માટે એમને શ્રી ફાર્બસ સભા તરફથી રૂ. ૨૫૦) નું પારિતોષિક મળ્યું હતું. આ નાનકડું પુસ્તક "મેટરલિંકના નિબંધો" વિદ્વાનોમાં સારો આદર પામ્યું હતું અને "નવજીવન અને સત્ય" માં એની સમાલોચના કરતા તેના તંત્રી શ્રી ઇંદુલાલ યાજ્ઞિકે લખ્યું હતું કેઃ

"અમને જણાવતાં અત્યંત આનંદ થાય છે કે આ અતિશય વિરલ અને ગહન પુસ્તકનું ભાષાંતર કરવામાં રા. ધનસુખલાલે જે વિજય મેળવ્યો છે તેની કોઈ પણ ભાષાંતરકાર અદેખાઇ કરી શકે...અમે આગળ જઇને કહીશું કે આ નિબંધોની અગાધ ફીલસુફી અને ઉંડા અનુભવોને આપણી પ્રમાણમાં કંગાળ ભાષામાં ઉતારતાં તેમણે એક પાસ શબ્દો અને શૈલીનું અવનવું લાલિત્ય દાખવ્યું છે અને બીજી પાસ તેમણે પોતે કંઇક નવો યશ સંપાદન કર્યો છે. આ ભાષાતરના વખાણ કરવામાં સંયમ રાખવો એ ખરેખર મુશ્કેલ છે."

આ સિવાય તેમણે બાલઝાક, ગોતીએ, ગેલીઅન, જેકબ્ઝ વગેરે અમર સાહિત્યકારોની વિવિધ કૃતિઓનાં ભાષાંતર તેમજ રૂપાંતરો કર્યાં છે. છતાં એમની ખાસ ખ્યાતિ તો હાસ્યરસના લેખક તરીકે વિશેષ છે. હાસ્યરસની વાતોનો એમનો પહેલો સંગ્રહ "હું, સરલા અને મિત્રમંડળ" બહાર પડયો ત્યારે ચોતરફથી તેની પ્રશંસા થઇ હતી. એમની હાસ્યરસ ખીલવવાની શક્તિની કદર કરી પ્રો. બલવંતરામ ઠાકોરે, પરિષદ ભંડોળ કમિટી તરફથી મોલીએરનાં બે નાટકોનો અનુવાદ કરવાનું કાર્ય એમને સોંપ્યું હતું, જેને પરિણામે "ભૂલના ભોગ" અને "બિચારો" એ નામથી એક પુસ્તક પ્રસિદ્ધ થયું છે.

સન ૧૯૧૮ના જાન્યુઆરીથી ૧૯૨૩ના ડીસેંબર સુધી ૭ વર્ષ, મુંબઇના ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ તરફથી ચલાવવામાં આવતાં ત્રૈમાસિક "સ્ત્રીહિતોપદેશ" ના તંત્રી તરીકે એમણે કામ કર્યું હતું. સાહિત્ય સંસદના આરંભથીજ તેના સભ્ય તેઓ ચુંટાયા છે અને હાલ પણ 'ગુજરાત'માં તેમના હાસ્યરસિક લેખો નિયમિત પ્રકટ થાય છે. એક અચ્છા ભાષાંતરકાર તરીકે, ટુંકી વાતોના લેખક તરીકે અને ખાસ કરીને હાસ્યરસ પ્રધાન સ્કેચોના કર્તા તરીકે તેઓ જાણીતા છે અને દિવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, રા. હિંમતલાલ ગણેશજી અંજારિયા અને રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય જેવા જાણીતા વિવેચકોએ હાલના ગુજરાતી સાહિત્યનાં હાસ્યરસના લેખકોમાં તેમનું સ્થાન બહુ ઉંચું નક્કી કર્યું છે. તેમની નીચે જણાવેલ પ્રસિદ્ધ થઈ ગયેલ કૃતિઓ ઉપરાંત, ચાલુ વર્ષમાં (૧૯૩૦ માં) એમની હાસ્યરસની વાતોના બે સંગ્રહ પ્રસિદ્ધ થવાના છે—એક 'વિનોદ વિહાર' આર. આર. શેઠ, મુંબઈ તરફથી અને બીજો 'અમારી નવલકથા અને બીજી વાતો' પ્રસ્થાન કાર્યાલય તરફથી.

### એમના ગ્રંથોની યાદી

| | |
|---|---|
| ૧ ડીટેકટીવ બહાદુર શેરલૉક હોમ્સ [ Study in Scarlet નું ભાષાતર ] | સન ૧૯૦૯ |
| ૨. ચંડાળ ચોકડી [ Sign of Four નું ભાષાતર ] | સન ૧૯૧૩ |
| ૩. મેટરલિંકના નિબંધો | સન ૧૯૧૭ |
| ૪. શેરલૉક હોમ્સનાં સાહસકર્મો [ Adventures of Sherlock Holmes નું ભાષાંતર ] | સન ૧૯૨૦ |
| ૫. હું, સરલા અને મિત્રમંડળ, | સન, ૧૯૨૦ |
| ૬. બિચારો અને ભૂલના ભોગ (મોલીએરનાં નાટકોનો અનુવાદ) | સન ૧૯૨૧ |
| ૭. અસાધારણ અનુભવ અને બીજી વાતો | સન ૧૯૨૪ |

## નરસિંહભાઇ ઈશ્વરભાઇ પટેલ

એઓ જાતે લેઉઆ પાટીદાર, પેટલાદ તાલુકામાં આવેલા સોજીત્રાના વતની છે. એમનો જન્મ સન ૧૮૭૪ માં આણંદ પાસે નાર ગામમાં થયો હતો. એમના માતાનું નામ હરખાબા છે. એમણે કૉલેજના પ્રિવિયસ ક્લાસ સુધી અભ્યાસ કરેલો છે; પણ તે પરીક્ષા આપેલી નહિ. એમના પ્રિય વિષયો, સમાજશાસ્ત્ર, ભાષાશાસ્ત્ર અને પુરાતત્ત્વ છે; અને વિશેષમાં બંગાળી અને જર્મન ભાષાઓનો બારીક અભ્યાસ કરેલો છે.

સન ૧૯૦૧ થી લેખનકાર્ય આરંભેલું. એમનું પ્રથમ પુસ્તક 'સામાજિક પ્રોત્સાહ' નામે છે, જે એક ઇગ્રેજી ચોપાનિયાનો અનુવાદ છે. પછીથી 'લતાકુમારી', 'પદ્માલયા', 'મહારાષ્ટ્ર જીવન સંધ્યા', 'રાજપુત જીવન પ્રભાત', 'ગેરિબલ્ડી', વગેરે ગ્રંથો બંગાળીના આધારે રચેલાં પણ એમની ખ્યાતિ છેલ્લા પુસ્તક 'ગેરિબલ્ડી'થી વિશેષ થઈ હતી. તે પછી ઇગ્રેજીના આધારે અમેરિકન પ્રેસિડન્ટ મહાવીર ગાર્ફિલ્ડનું જીવનચરિત્ર અને 'ઇશ્વરે આ વિશ્વ રચ્યું,' એ બે પુસ્તકો બહાર પાડયાં હતાં. પણ તે અરસામાં સરકારની એમના પર અવકૃપા થવાથી એમને પરદેશ વેઠવો પડેલો. તે વર્ષો એમણે જર્મન ઈસ્ટ આફ્રિકામાં ગાળેલાં; અને તે સમયે લખાયલાં એમના પત્રો, જેમ તે પ્રદેશની મહત્વની જાણવા યોગ્ય માહિતી આપે છે, તેમ માતૃભૂમિ માટે એમનું અંતર કેટલું બધું સીઝતું હતું તેની સરસ છાપ પાડે છે. તે પછી હિન્દમાં આવી તેઓ થોડોક સમય કવિવર ટાગોરના શાન્તિનિકેતન આશ્રમમાં જઈ રહ્યા હતાઃ અને ત્યાં ગુજરાતીના અધ્યાપક તરીકે કાર્ય કર્યું હતું.

ત્યારબાદ તેઓ પોતાના વતન નજદિક આવી વસ્યા છે. આણંદમાં પાટીદાર આશ્રમ કાઢી અને 'પાટીદાર' માસિક ચલાવી, કોમના ઉત્કર્ષ અર્થે તેઓ અત્યારે ભારે સેવા કરી રહ્યા છે.

વયે પહોંચ્યા છતાં એક યુવકને જોબ આપે એવો તેઓ જુસ્સો ધરાવે છે. એમના વિચાર અને આદર્શ પણ એટલા જ ક્રાંતિભર્યા છે.

સમાજસેવા અને કોમસેવાના કાર્ય સાથે સાથે એમનો સાહિત્ય વ્યવસાય પણ ચાલુ છે. થોડાંક વર્ષો પર 'તરંગવતી' નામે એક પ્રાચીન જૈન વાર્તા ગ્રંથનો એમણે અનુવાદ પ્રકટ કર્યો હતો. કવિવર ટાગોરના 'નૈવેદ્ય'ની પ્રસાદી આપણને તાજી જ મળેલી છે અને તે આગમય કવિ શિખરનું

સુપ્રસિદ્ધ નાટક 'દેશભક્ત વિલ્હમ ટેલ'નું જર્મનમાંથી ભાષાંતર કરી, એક લંબાણુ ઐતિહાસિક ઉપોદ્ઘાત તેમ જૂદા જૂદા આવશ્યક ટીપ્પણો સાથે છપાવ્યું હતું, તે એક કિમતી નાટક છે; અને દરેક સ્વદેશભક્તને અવશ્ય વાંચવા લાયક છે.

ટુંકાણમાં તેઓ એક સમાજસેવકનું જીવન જીવી રહ્યા છે અને પોતાનો બધો સમય અને શક્તિ, સાહિત્યના, દેશના અને કોમના અભ્યુદય અને ઉન્નતિ માટે વાપરે છે.

## એમના ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| સામાજિક પ્રોત્સાહન [અંગ્રેજીમાંથી અનુવાદ] | સન ૧૯૦૧ |
| લત્તાકુમારી [બંગાળીને આધારે] | „ ૧૯૦૩ |
| પદ્માલયા [બંગાળીમાંથી અનુવાદ] | „ ૧૯૦૪ |
| ગેરીબલ્ડી [બંગાળી-ઇંગ્રેજીને આધારે] | „ ૧૯૦૫ |
| મહારાષ્ટ્ર જીવનસંધ્યા [બંગાળીનો અનુવાદ] | „ ૧૯૦૮ |
| રાજપુત જીવન પ્રભાત [બંગાળીનો અનુવાદ] | „ ૧૯૦૮ |
| મહાવીર ગાર્ફિલ્ડ [અંગ્રેજીને આધારે] | „ ૧૯૦૯ |
| 'કયા ઇશ્વરે આ વિશ્વ રચ્યું'? | „ ૧૯૧૦ |
| તરંગવતી [મૂળ પ્રાકૃતમાંથી જર્મનનો અનુવાદ] | „ ૧૯૨૩ |
| નૈવેદ્ય [બંગાળીનો અનુવાદ સન ૧૯૨૯] | „ ૧૯૨૩ |
| પાપીનો પસ્તાવો [ઇંગ્રેજીનો અનુવાદ] | „ ૧૯૨૨ |
| બુદ્ધ અને મહાવીર [જર્મનનો અનુવાદ] | „ ૧૯૨૪ |
| વિલ્હેલ્મ ટેલ [જર્મનનો અનુવાદ] | „ ૧૯૨૭ |
| ઇટાલીનો મુક્તિયજ્ઞ | „ ૧૯૨૯ |

## નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા, બી. એ., સી. એસ.

એમનો જન્મ અમદાવાદમાં સન ૧૮૫૯ માં ૩જી સપ્ટેમ્બરના રોજ થયો હતો. ગ્નાતિએ તેઓ વડનગરા નાગર ગૃહસ્થ છે. એમના પિતા ભોળાનાથભાઈનું નામ આખા ગુજરાતમાં એક આગેવાન સમાજસુધારક તથા ધર્મસુધારક તરીકે મશહુર છે. એમની માતાનું નામ શિવકાશી હતું. એમનું પ્રથમ લગ્ન સન ૧૮૭૨ માં થયલું. બી. એ.,ની પરીક્ષા સન ૧૮૮૦ માં બીજા વર્ગમાં અંગ્રેજી તથા સંસ્કૃત ભાષાઓ ઐચ્છિક વિષય તરીકે લઈને પાસ કરેલી; એટલુંજ નહિ પણ સંસ્કૃતમાં પ્રથમપદે આવેલા અને ભાઉ દાજી પ્રાઈઝ મેળવેલું. દી. બા. કેશવલાલ, સ્વ. મણિલાલ નભુભાઈ અને પ્રો. શ્રીધર ભાણ્ડારકર એમના સહાધ્યાયીઓ હતા. સન ૧૮૮૦ માં એમનું બીજી વારનું લગ્ન સૌ. સુશીલાબ્હેન સાથે થયું હતું. આગળ એમ. એ., અને એલ એલ. બી. નો અભ્યાસ કરવા માંડેલો; પણ તે અરસામાં સરકાર તરફથી સ્ટેટયુટરી સિવિલ સર્વિસમાં આસિસ્ટંટ કલેકટરની જગા મળવાથી તે પડતો મૂકેલો અને ઇ. સ. ૧૮૮૪ માં તેઓ આસિ. કલેકટર નિમાયા હતા; પ્રથમ ખેડામાં નીમાયા; પછી સોલાપુર બદલી થયલી; ત્યાંથી બીજાપુર, પછી કારવાર અને પછીથી સિંધ હૈદરાબાદ, નાશિક, ખાનદેશ તથા રત્નાગિરિ ગયલા; સન ૧૯૦૫ મા રત્નાગિરિમાં નિમાયલા. નોકરીનો ઘણોખરો સમય દક્ષિણમાં જ વ્યતીત થયલો. સન ૧૯૧૨ માં તેઓ નિવૃત્ત થયા હતા; પણ પાછળથી કૉલેજમાં ગુજરાતીનો અભ્યાસ દાખલ થતાં, ઈ. સ. ૧૯૨૧ માં તેમને એલ્ફિન્સ્ટન કૉલેજમાં ગુજરાતીના લેક્ચરર તરીકે નિમવામાં આવેલા છે અને તે કાર્ય હજુ આટલી વયે સરસ રીતે કર્યે જાય છે.

સન ૧૮૮૬–૮૭ મા શ્રીયુત નારાયણ હેમચંદ્રના સમાગમથી ગુજરાતીમાં કવિતા લખવાને વિશેષ વેગ મળેલો, જે 'કુસુમમાળા'મા પરિણમ્યો. તે આગમચ છૂટક પદ્ય અને કાવ્યો લખેલા; પણ તેમાના થોડાંક જ રહેવા પામ્યાં છે; ઘણાંનો તેમણે નાશ કર્યો છે.

'કુસુમમાળા' પ્રથમ પ્રકટ થયલી ત્યારે ગુજરાતી સાહિત્ય ક્ષેત્રમા ખૂબ ખળભળાટ થયલો; અને બે તડાં–પક્ષ બંધાઇ ગયલાં; પણ એ કવિતાઓમાના કાવ્યતત્ત્વના બળે એ નવાં કાવ્યોનાં પુસ્તકો અદ્યાપિ હોશભર વંચાય છે.

સન ૧૮૯૬માં 'હૃદયવીણા' છપાયલું; સન ૧૯૧૪ માં 'નૂપુરઝંકાર'; સન ૧૯૧૫ માં 'સ્મરણ સંહિતા' એ રીતે ક્રમે ક્રમે કાવ્યગ્રંથો આપણને તેમના તરફથી મળતા રહ્યા છે; અને તે સઘળાં ગુજરાતી સાહિત્યમાં સદા ઊંચું સ્થાન જરૂર લેશે.

સન ૧૯૧૩ માં પ્રાંતિક સંસાર સુધારા પરિષદ અમદાવાદમાં એમના પ્રમુખપદ હેઠળ મળી હતી, તે પ્રસંગે પ્રમુખ તરીકે એમણે આપેલું વ્યાખ્યાન સમાજસુધારાના સિદ્ધાંતો સ્પષ્ટ રીતે ચર્ચવાની સાથે, એ હિલચાલ વિષે જાણવા જેવી હકીકત નોંધે છે.

એ વ્યાખ્યાનનું ગુજરાતી ભાષાન્તર રા. સાકરલાલ અમરતલાલ દવેએ કરેલું ફાલ્ગુન ૧૯૬૯ ના 'વસન્ત'માં પ્રગટ થયું હતું.

સન ૧૯૧૫ માં સુરતમાં મળેલી પાંચમી ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના પ્રમુખ તેઓ નિમાયલા. સન ૧૯૧૫ માં મુંબાઇ યુનિવર્સિટી તરફથી વિલ્સન ફાઇલોલોજીકલ વ્યાખ્યાનો આપેલાં; જેનું પહેલું વૉલ્યુમ સન ૧૯૨૧ માં બહાર પડ્યું હતું અને બીજું હજુ પ્રેસમાં છે.

વળી આ વર્ષની શરૂઆતમાં (જાન્યુઆરી, ૧૯૩૦) મુંબાઇ યુનિવર્સિટી તરફથી ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો ગુજરાતી સાહિત્યપર એમણે આપ્યાં હતાં; અને તે છપાઇને બહાર પડેથી, ગુજરાતી સાહિત્યના અભ્યાસીને એમના અન્ય લેખો મુજબ મૂલ્યવાન માલુમ પડશે.

જેમ નવીન કવિતા કરીને ગુજરાતી સાહિત્યમાં તેમણે નવીન ભાત પાડી છે, તેમ એમનું નામ એમના જોડણી–નિયમો માટે હમેશ યાદ રહેશે. સન ૧૮૮૮ માં એ પ્રશ્ન એમણે ઉપાડેલો; તેમાંના કેટલાક મુદ્દાઓ પાછળથી સ્વીકારાઇ, સામાન્ય રીતે પ્રચલિત થઇ ગયા છેઃ માત્ર 'હ'કાર અને 'ય'કાર વિષે સહેજ મતભેદ હજુ ઊભો છે; પણ એટલું કહેવું જોઇએ કે એમની એ પ્રવૃત્તિના પરિણામે ગુજરાતી જોડણીમાં એક નિયમિતતા અને શુદ્ધિ દાખલ થયલાં છે.

એજ રીતે પ્રેમાનંદના નાટકો વિષેનો એમનો નિબંધ, ત્રીજી સાહિત્ય પરિષદમાં રજુ થયલો, તેણે એ વિષય પ્રતિ સૌનું સારી પેઠે ધ્યાન દોર્યું હતું અને તે કારણે એ ચર્ચામાંથી કેટલુંક નવનીત પ્રાપ્ત થયું છે, એમ બેશક કહેવું પડશે.

એમનો અભિનયકલા વિષે નિબંધ બીજી સાહિત્ય પરિષદમા રજુ

થયલો, તે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી જુદા પુસ્તકરૂપે છપાય છે અને થોડા સમયમાં બહાર પડશે.

એક વિવેચક અને ભાષાશાસ્ત્રી હોવા સાથે, તેઓ એક સમર્થ નિબંધ લેખક છે અને વર્તમાનપત્રો અને માસિકોમા કોઇ અગત્યનો મુદ્દો આવતાં તે પર પોતાનો વિચાર અને અભિપ્રાય દર્શાવવાનું તેઓ ભાગ્યેજ ભૂલતા હશે; એટલી બધી એમની નજર ચોતરફ ફરતી અને સર્વદેશી હોય છે.

પોતે એકેશ્વરવાદમાં શ્રદ્ધા રાખે છે અને ચુસ્ત પ્રાર્થનાસમાજી છે. પ્રાર્થના મંદિરમા કરેલા એમના ઉપદેશો અને વ્યાખ્યાનોની સંખ્યા પણ મોટી માલુમ પડશે.

એમના મોટા પુત્ર શ્રીયુત પ્રસન્નકુમાર અમદાવાદમા પોલીસ ફોર્સમા છે અને બીજા પુત્ર શ્રીયુત ભાઇ નલિનકાન્ત પુખ્ત ઉમરે પહોચે તે અગાઉ મૃત્યુ પામેલા; પણ એટલી ન્હાની વયે એમણે પિતાની પાસે જે જ્ઞાન અને સંસ્કારિતાનો અમૂલ્ય વારસો મેળવેલો હતો તેનો ઝાખો પરિચય એમના લેખો અને પ્રો. બેઇનની વાર્તા (Digit of the Moon)નું 'ઇન્દુકલા' નામે ભાષાન્તર; 'નૂરજહાન' સરદાર જોગેન્દ્રસિંહની વાર્તાનુ ભાષાન્તર; Poverty to Power નામના વિષમ ગ્રંથના પ્રકરણોના ભાષાન્તર, કેટલાક કાવ્યો ઇ. દ્વારા કરાવેલો. એવુંજ શોકકારક મૃત્યુ એમની મ્હોટી પુત્રી સૌ. ઊર્મિલાબ્હેનનું હતું. તેઓએ પણ પ્રો. બેઇનની કથાનું ભાષાન્તર તથા 'કમલિની' વાર્તા (ભાષાન્તર) ગુજરાતને આપ્યા છે. બીજી પુત્રી સૌ. લવંગિકા બ્હેન બી. એ., (ફિલોસોફીના વિષય લઇને) થયેલા છે અને તેમણે 'ગ્રીક સાહિત્યના કરુણરસ પ્રધાન નાટકોની કથાઓ' એ નામનું પુસ્તક ઇંગ્રેજી પરથી લખ્યું છે, તથા 'સુવર્ણકેશી' નામનું ભાષાન્તર વાર્તા પુસ્તક પ્રકટ કર્યું છે.

શ્રીયુત નરસિંહરાવના પ્રકીર્ણ નિબંધો અને વ્યાખ્યાનોનો એક મોટો સંગ્રહ થવા જાય. એક ભાગ 'ગુજરાતી' પ્રેસે 'મનોમુકુર' નામથી પ્રસિદ્ધ કર્યો છે; બીજા લેખોનો સંગ્રહ પણ સંગ્રહાઇ છપાવાની આવશ્યકતા સૌ કોઇ સ્વીકારશે.

**એમના પુસ્તકોની યાદીઃ**

કુસુમમાળા (કાવ્યો) ઇ. સ. ૧૮૮૭ (પ્રથમ આવૃત્તિ);
ઇ. સ. ૧૯૧૮ (બીજી આવૃત્તિ)

જોડણી (ચર્ચા) ઇ. સ. ૧૮૮૮ ('બુદ્ધિપ્રકાશ'નો વધારો.)
હૃદયવીણા (કાવ્યો) ઇ. સ. ૧૮૯૬ (પ્રથમ આવૃત્તિ);
ઇ. સ. ૧૯૧૦ (દ્વિતીય આવૃત્તિ)
નૂપુર ઝંકાર (કાવ્યો) ઇ. સ. ૧૯૧૪ (પ્રથમ આવૃત્તિ).
ઇ. સ. ૧૯૨૯ (દ્વિતીય આવૃત્તિ).
સ્મરણ સંહિતા (કાવ્ય) ઇ. સ. ૧૯૧૫.
પાંચમી સાહિત્ય પરિષદમાં પ્રમુખસ્થાનેથી વ્યાખ્યાન ઇ. સ. ૧૯૧૫.
મનોમુકુર (ગદ્ય લેખોનો સંગ્રહ) ઇ. સ. ૧૯૨૪.
સ્મરણમુકુર (ગદ્ય રેખાચિત્રો) ઇ. સ. ૧૯૨૬.
જોડણી (સાહિત્ય પરિષદમાં સવિસ્તર નિબંધ) ઇ. સ. ૧૯૦૫.
Gujarati Language and Literature vol I. (Wilson Philological Lectures.) ઇ. સ. ૧૯૨૧.
" " vol. II. (છપાય છે.)
Brahma Dharma (અંગ્રેજી વ્યાખ્યાન) ઇ. સ. ૧૮૯૧.

આ સિવાય છૂટક પુસ્તિકાઓ:
દયા ક્ષમા શાન્તિ, ભક્તિ ને નીતિ (બે વ્યાખ્યાનો); લિપિ, શ્રુતિ સ્વર સિદ્ધાન્ત (સંગીતના એક કૂટ પ્રશ્નનું અન્વેષણ—ન. ગો. બર્વેના નિબન્ધના અવલોકન રૂપે).

અંગ્રેજી:—

1 Presidential address at the Provincial Social Conference held at Ahmedabad in 1913 A. D.
2 Several Contributions to the India Antiquary and J. B. B. R. A. S. on Gujarati Linguistics.
3 Kripabai, a short story in the East & West.
4 Introduction to Narayan Hemchandra's' Sayings of Sages."
5 Thakkar Vasanji Madhavji Lectures(five)delivered in January 1930. (To be published by the Bombay University. )

## નર્મદાશંકર દેવશંકર મહેતા.

એઓ જ્ઞાતિએ સાઠોદરા નાગર ગૃહસ્થ છે. એમનો જન્મ તા. ૨૩ મી ઑગષ્ટ ૧૮૭૧ ના દિવસે થયો હતો. એમના પિતાનું નામ દેવશંકર નથુભાઈ, જેઓ અમદાવાદ દરક્રોઈના પહેલા વર્ગના મામલતદાર હતા. માતાનું નામ બાઈ રૂક્ષ્મિણી, જે ઉલ્લાસરામ અર્જુનલાલના પુત્રી થાય. સ્વ. ઉલ્લાસરામે પણ મામલતદારી ભોગવી, સરકારની નોકરી સરસ રીતે બજાવી, એમનો વિશ્વાસ અને માન સંપાદન કર્યા હતાં, તે એમને મળેલાં અનેક સરટીફીકેટ અને પત્રો પરથી સમજાય છે. સ્વ. કવિ બાલાશંકર એમના પુત્ર અને શ્રીયુત નર્મદાશંકરના મામા થાય.

સન ૧૮૮૮ માં મેટ્રીકની પરીક્ષા પાસ કરી, તેઓ ગુજરાત કૉલેજમાં દાખલ થયલા. સન ૧૮૯૪માં બી., એ. ની પરીક્ષા ભાષા (English and *Sanskrit Literature*) ઐચ્છિક વિષય લઇને ઉંચે નંબરે વડોદરા કૉલેજમાંથી પાસ થતાં, તેમને ગુજરાત કૉલેજમાં દક્ષિણા ફેલો નિમવામાં આવ્યા હતા. તે વખતે પ્રિન્સિપાલ આનંદશંકર કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક હતા. તેમણે એમનામાં સંસ્કૃતિ માટે અભિરુચિ અને પ્રેમ જાગૃત કરેલા, તે કારણે તેઓ અદ્યાપિ એમના માટે ગુરુભાવ સેવે છે. બી. એ., ની પરીક્ષામાં તેમને સંસ્કૃતમાં ભાઉ દાજી ઇનામ રૂ. ૨૦૦) નું મળેલું, જે ઇનામ મેળવનાર ગણ્યાંગાંઠયાં ગુજરાતીઓ મળી આવશે અને તેજ વર્ષે સુરત ગોકુળજી ઝાલા વેદાંત પ્રાઇઝ મુંબાઇ યુનિવર્સિટી તરફથી હરીફાઇ નિબંધ માટે મળ્યું હતું. ત્યાર પછી બીજીવાર તેજ પ્રાઇઝ હરીફાઇમાં સને ૧૮૯૯ ની સાલનું "અદ્વૈત બ્રહ્મ સિદ્ધિ" નામના ગ્રંથના ઈંગ્રેજી ભાષાંતર બદલ તેમણે મેળવ્યું હતું.

એમના પ્રિય વિષયો ધર્મ અને તત્ત્વજ્ઞાન છે. તેના અભ્યાસ અને અધ્યયનમાં એમને એમને સંસ્કૃતનું ઉંડું જ્ઞાન અને વિશાળ વાચન બહુ મદદગાર નિવડયાં છે.

સન ૧૮૯૬ માં તેઓ રેવન્યુ ખાતામાં કલાર્ક તરીકે જોડાયલા; અને એ કારકુનમાંથી સતત ઉદ્યોગ, ખંત, ખબરદારી, જાત હુંસિયારી, જે તે વિષય પરનું પ્રભુત્વ અને વિદ્વત્તાને લઇને તેઓ સરકારી નોકરીમાં, ડેપ્યુટી કલેકટરના ઉંચા હોદ્દા સુધી પહોંચ્યા હતા. એમની એ તીવ્ર બુદ્ધિશક્તિ અને બુદ્ધિચાપલ્ય તેમ બહોળા અનુભવની ખ્યાતિથી ખેંચાઇ, મુંબાઈ

કોરપોરેશને એમની તેના ડેપ્યુટી કમિશનર તરીકે પસંદગી કરી હતી. ત્યાનું કામકાજ એટલુ સંતોષકારક નિવડ્યુ હતું કે તેઓ નિવૃત્ત થયા પછી પણ કોરપોરેશને તેમને રિટ્રેન્ચમેન્ટ (ખર્ચમા કાપકુપ)ના કામ માટે ફરી નિમ્યા હતા, જે એક ઉત્તમ પ્રમાણપત્ર લેખાય; અને તેની વિશેષ પ્રતીતિ સિટિ ઇમ્પ્રુવમેન્ટ બોર્ડે રૂ. ૨૦૦૦ ના માસિક પગારથી એમને મુબાઇ છોડી જતા જતા તેના એકિટંગ ચિફ ઑફીસર તરીકે નિમણુંક કરી હતી, તેથી થાય છે.

આથી જ્યા જ્યા અને જેમની હાથ નીચે અને જેમની સાથે એમને નોકરી કરવાના અને કામ કરવાના પ્રસગો પડેલા છે ત્યા ત્યા એમને હમેશ યશ મળેલો છે અને એમના કાર્યની ને સેવાની પ્રશસા થયલી છે, જેની ખાત્રી એમને મળેલા સંખ્યાબધ ઉચ્ચ અધિકારીઓના પત્રો, ઠરાવો અને સરટીફીકેટ કરી આપશે.

રેવન્યુ ખાતું જ એવુ છે કે ત્યા ભલભલો સરસ્વતી દેવીનો ઉપાસક, તેની આરાધના અને સેવામા શિથિલ થઇ જાય, એટલી બધી તે નોકરી વ્યવસાયી, શ્રમભરી અને વ્યગ્રતા કરનારી છે. પણ એમના સંબધમા ખુશી થવા જેવુ એ છે કે ચાલુ નિયત કાર્ય અને અન્ય વ્યવસાયોમાથી સમય મેળવી, સરસ્વતી દેવીની સતત્ આરાધના કરવાનું તેઓ વિસર્યા નથી.

દક્ષિણા ફેલો હતા ત્યારે સુન્ન ગોકુળજી ઝાલા નિબધ ઇનામ મળેલું તે પછી સન ૧૮૯૯ મા ચાલુ નોકરી સાથે ફરી હરીફાઇમા ઉતરી 'અદ્વૈત બ્રહ્મસિદ્ધિ' એ કઠિન ગ્રંથનો અનુવાદ કરી, સદરહુ ઇનામ બીજી-વાર મેળવેલુ.

આ વેદાત પ્રાઇઝ બેવાર મેળવનાર તેજ ઇનામના સંબધમા પ્રિન્સિ-પાલ આનંદશંકરભાઈ સાથે સને ૧૯૧૮-૧૯ ના અરસામા મુબઇ યુની-વર્સીટી તરફથી પરીક્ષક નીમાયા હતા.

ત્યાર પછી એમનો લેખિનિ પ્રવાહ સતત્ વહેતો રહ્યો છે. એમના પ્રકીર્ણ લેખોનો સગ્રહ સો સવાસોથી વધુ થવા જાય છે, જેમાના ઘણા-ખરા લેખો ધર્મ અને તત્ત્વજ્ઞાનને લગતા છે આ લેખો ઘણાખરા શ્રેય સાધક અધિકારી વર્ગ તરફથી વર્ષમા બે વાર પ્રકટ થતી "સદુપદેશ શ્રેણી" મા પ્રસિદ્ધ થયા છે.

શ્રીમન્ નૃસિંહાચાર્યને તેઓ પોતાના પૂજ્યગુરુ માને છે અને શ્રી શ્રેયઃ સાધક અધિકારી વર્ગ- મડળની પ્રવૃત્તિમા ભાવપૂર્વક મુખ્ય ભાગ લે છે,

જ્યાં એમનું પ્રતાપી વક્તૃત્વ તેમ ગંભીર તાત્ત્વિક વિચારવાળું ધાર્મિક પ્રવચન, હમેશ અસરકારક અને આલ્હાદક અને મનનીય થઈ પડે છે.

સાહિત્ય પ્રતિ ખેંચાણ એમના મામા બાલાશંકરના સહેવાસથી થયલું. સન ૧૮૮૫ માં તેમણે 'સતીનાટક' લખેલું; સન ૧૮૯૨—૯૩ માં તોટકાચાર્યકૃત 'શ્રુતિસાર સમુદ્ધરણ' નો અનુવાદ અને તે પછી મહાકાળમાં (વિ. ૧૨) અપ્પય દિક્ષિતના 'વૈરાગ્ય શતક' નો તરજુમો છપાવેલો.

એમના સ્વતંત્ર ગ્રંથોમાં ગુ. વ. સોસાઇટી માટે લખી આપેલું 'હિન્દ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ,' બે ભાગમાં; 'અખો', કમળાશંકર વ્યાખ્યાનમાળા અંગે આપેલાં વ્યાખ્યાનોનો સંગ્રહ, 'સુપ્રજનન શાસ્ત્ર' સયાજી સાહિત્યમાળા માટે લખેલું અને 'સંધ્યાકર્મ વિવરણ' 'પ્રાતઃકાળ' ના તંત્રી તરફથી પ્રસિદ્ધ થયેલું એ ચારનો સમાવેશ થાય છે; અને તે બધાં ઉંચી કોટિનાં, મૂલ્યવાન અને સ્થાયી ઉપયોગનાં ગ્રંથો છે.

'સુપ્રજનનશાસ્ત્ર' એ પુસ્તકનો મૂળ ખરડો ઇંગ્રેજીમાં એક હરીફાઇ નિબંધ માટે લખાયલો; અને ઇંગ્લાંડની યુજનિક્સ સોસાઇટીએ તેને શ્રેષ્ટ ગણી ઇનામ બક્ષ્યું હતું.

આ ઉપરાંત સંસ્કૃત, ગુજરાતી, તથા ઇંગ્રેજી ઘણાં પુસ્તકોની ઇંગ્રેજીમાં તેમણે સમાલોચના The Indian Social Reformer તથા Indian Daily Mail કરેલી છે.

સ્થાનિક સ્વરાજ્ય માટેનું એમનું કાર્ય જાણીતું છે. રેવન્યુ ખાતામાં હતા ત્યારથી તે માટે પ્રયત્ન કરતા રહ્યા છે.

તે પછી અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં ચીફ ઑફીસર તરીકે બે વાર અને છેવટ મુબાઇ કોરપોરેશનમાં, નિવૃત્તિ થતાં આગમચ ડેપ્યુટી કમિશ્નરના ઓદ્ધા પર રહી કામ કરેલું, જે એકમને પ્રશંસનિય ગણાયું છે.

તત્ત્વજ્ઞાન અને ધર્મના ઉંડા અભ્યાસી અને સમર્થ ચિંતક તરીકે એમની ખ્યાતિ બહોળી છે, અને નવમી સાહિત્ય પરિષદે એમને ધર્મ-વિભાગના અધ્યક્ષ નીમીને, પરિષદનું ગૌરવ વધાર્યું હતું.

તે સાથે તેઓ પ્રખર વક્તા છે; એટલે એમની વિદ્વત્તા અને જ્ઞાનની છાપ શ્રોતા પર ઉંડી પડી, તેમના પ્રત્યે માનની લાગણી ઉપજાવે છે.

એઓ હાલમાં નિવૃત્ત થયલા છે. ઘણોખરો સમય અભ્યાસ અને લેખનકાર્યમાં અને જે કાર્યમાં પોતાને શરૂઆતથી શોખ હતો, તે સ્થાનિક

સ્વરાજ્ય–મ્યુનિસિપલ કાર્યમાં વ્યતીત કરે છે. તેઓ સરકાર નિયુક્ત મ્યુનિસિપલ સભ્ય છે; અને હમણા સ્ટેન્ડીંગ કમિટીના અધ્યક્ષપદે બિરાજે છે. સ્થાનિક સ્વરાજ્યની ઇલાકાની સંસ્થાના ( Local self Govt. Institute ) તેઓ વાઇસ પ્રેસિડેન્ટ છે. અમદાવાદમાં સ્થાનિક સંસ્થાઓના નોકરોને શિક્ષણ આપવાનો કલાસ ઇલાકાની ઉપરની સંસ્થા તરફથી કાઢવામાં આવ્યો છે તેના તેઓ ચાલક છે, અને શિક્ષક પણ છે.

તેમણે સોસાઈટી તરફથી અખાકૃત ગીતા, પંચીકરણ અને ગુરૂશિષ્ય એ કાવ્યોનું સંશોધન કરી, એક વિસ્તૃત ઉપોદ્ઘાત સાથે તે એડિટ કરવાનું તેમજ ઉપનિષદ વિષે એક સ્વતંત્ર ગ્રંથ લખી આપવાનું સ્વીકાર્યું છે.

તે સાથે એમના છૂટક લેખો એક સ્વતંત્ર ગ્રંથરૂપે છપાય તો તત્ત્વજ્ઞાનના વાચકને તેમાંથી ખચિત ઘણું જાણવાનું અને શિખવાનુ મળી આવે.

## એમના ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| ૧. સતી નાટક | સન ૧૮૮૫ |
| ૨. શ્રુતિસાર સમુદ્દરણ [ તોટકાચાર્ય ] | સન ૧૮૯૨–૯૩ |
| ૩. વૈરાગ્ય શતક | |
| ૪. સુપ્રજનનશાસ્ત્ર | સન ૧૯૨૨–૨૩ |
| ૫. સંધ્યા કર્મ વિવરણ | સન ૧૯૨૦–૨૧ |
| ૬. હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ પૂર્વાર્ધ | સન ૧૯૨૩–૨૪ |
| ૭. „ „ ઉત્તરાર્ધ | સન ૧૯૨૪–૨૫ |
| ૮. Evolution of the conception of Pranave . | |

## નર્મદાશંકર બાલાશંકર પંડયા

એઓ રાજપીપળાના વતની છે; અને રાજપીપળા—નાંદોદમાં જ એમનો જન્મ તા. ૩૦ મી ઑગષ્ટ ૧૮૯૩ ના રોજ થયો હતો. એમના પિતાનું નામ બાલાશંકર કાળાભાઇ પંડ્યા અને માતાનું નામ ગંગાબાઇ કૃપાશંકર પંડ્યા છે. એમણે બી. એ., સુધી અભ્યાસ કર્યો છે તેમજ સરકારી કેળવણી ખાતાનો એસ. ટી. સી., નો ડિપ્લોમા પણ મેળવ્યો છે. સન ૧૯૦૪ થી ૧૯૧૯ સુધી જૂદી જૂદી સ્કુલોમાં શિક્ષક તરીકે કામ કરેલું; પણ ગાંધીજીએ સરકારી શાળાઓ અસહકાર જાહેર કરતાં ગ્રાન્ટ-ઈન-એઇડ-વાળી સ્કુલ સાથેનો સંબંધ ત્યજી દઇ, પોતે અસહકારી ચળવળમાં જોડાયલા. સન ૧૯૨૬ સુધી સુરતની વિનયમંદિર શાળાના હેડમાસ્તર તરીકે કામ કરેલું: તે પછી તેઓ જાહેર સેવાકાર્યમાં પડેલા છે. હાલમાં સત્યાગ્રહની લડાઇમાં સુરત જિલ્લા તરફથી એક મુખ્ય કાર્યકર્તા તરીકે, સરસ કામ કરી રહ્યા છે. એમનો પ્રિય વિષય વૈષ્ણવ સાહિત્યનો અભ્યાસ, ખાસ કરીને ચૈતન્ય સંપ્રદાયનો અને તે માટે એમણે બંગાળા, ઓરિસા આદિ સ્થાનોમાં પ્રવાસ પણ કરેલો છે. એમનું પ્રથમ કાવ્ય સન ૧૯૦૪માં 'બુદ્ધિપ્રકાશ'મા આવેલું; અને પ્રથમ ગ્રંથ 'પાગલ હરનાથ'—એક બંગાળી સાધુ પુરુષના પત્રો—બંગાળી પરથી સન ૧૯૧૨માં બહાર પડ્યો હતો.

### એમના ગ્રંથોની યાદી:

| | |
|---|---|
| ૧. પાગલ હરનાથ<br>[બંગાળાના એક સંતના ભક્તિ વિષયક પત્રોનું બંગાળીમાંથી ભાષાંતર.] | ઇ. સ. ૧૯૧૨ |
| ૨. શ્રીકૃષ્ણ ચૈતન્ય ભા. ૧<br>[સ્વ. શશિકુમાર ઘોષકૃત "અમીય નિમાઇ ચરિત" ના ૭ ભાગ પૈકી પ્રથમ ભાગનો અનુવાદ.] | " ૧૯૧૩ |
| ૩. સંસાર દર્પણ<br>[સ્વ. રમેશચંદ્ર દત્તની 'સમાજ' નવલકથાનો અનુવાદ.] | " ૧૯૧૪ |
| ૪. પ્રાણચિકિત્સા | " ૧૯૧૫ |
| ૫. રાજર્ષિ અશોક*<br>[બંગાળા તથા વિસેન્ટ સ્મિથના અંગ્રેજી ગ્રંથના આધારે] | " ૧૯૧૬–૧૭ |

* અપ્રકટ છે.



*અપ્રકટ

## નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી.

એઓ જ્ઞાતિએ શ્રીમાળી બ્રાહ્મણ છે. વતની કાઠિયાવાડ, ગોંડલ સંસ્થાનના સરસાઇ ગામના અને ત્યાંજ એમનો જન્મ તા. ૨૬ મી ઑક્ટોબર ૧૮૯૨ ના રોજ થયો હતો. એમના પિતાનું પૂરૂં નામ વલ્લભજી કુંવરજી દ્વિવેદી અને માતાનું નામ રામકુંવર છે. એઓ મેટ્રીક થયલા છે; તે પછી તેઓ પત્રકારના ધંધામા જોડાયલા છે. હાલમાં આઠ વર્ષથી મુબાઇમાં જાણીતા અઠવાડિક પત્ર "ગુજરાતી"મા મદદનીશ લેખકનું કામ કરે છે. એમનો અભ્યાસનો પ્રિય વિષય ઇતિહાસ છે અને ફૉર્બસ સભાએ એ કારણે 'ગુજરાતના ઐતિહાસિક સાધન સંગ્રહ' ભા. ૧, ૨ એડિટ કરવાનું એમને સુપ્રત કર્યું હતું. 'રાષ્ટ્રીય જીવન' એ નામની એક નવલકથા મરાઠી પરથી એમણે લખેલી છે, અને ગુજરાતી, બે ઘડી મોજ, હિન્દુસ્તાન, વગેરે પત્રોમાં તેઓ અવારનવાર ટુંકી વાર્તાઓ, નવલકથા, ડીટેકટીવ વાર્તા વગેરે લખતા રહે છે.

એમના ગ્રંથોની યાદીઃ-

| | |
|---|---|
| રાષ્ટ્રીય જીવન | સન ૧૯૨૭ |
| ગુજરાતનાં ઐતિહાસિક સાધનો ભા. ૧, ૨ | સન ૧૯૨૮ |

## નવલરામ જગન્નાથ ત્રિવેદી

એઓ જ્ઞાતિએ ઔદિચ્ય બ્રાહ્મણ છે; એમના પિતાનું નામ જગન્નાથ ઉમિયાશંકર ત્રિવેદી અને માતાનું નામ બાઈ ઉજમ છે. એમનું વતન વઢવાણ સીટી છે; અને એમનો જન્મ તા. ૧૧ મી ઑક્ટોબર ૧૮૯૫ ના રોજ થયો હતો. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ તેમણે વઢવાણ કૅમ્પની શાળામાંજ લીધું હતું. સન ૧૯૧૪ માં તેઓ મેટ્રિકમાં પાસ થઇ, ગુજરાત કૉલેજ–અમદાવાદ–માં વધુ અભ્યાસ માટે જોડાયા હતા. સન ૧૯૨૦ માં તેઓ બી. એ., થયા; ને તે પછી લાલશંકર ગુજરાત મહિલા પાઠશાળામાં અધ્યાપક તરીકે રહ્યા, જ્યાં હજુ કામ કરે છે. પાઠશાળાના કામકાજ સાથે એમ. એ., નો આગળ અભ્યાસ કરી સન ૧૯૨૬ માં તે ડીગ્રી મેળવી હતી; અને વચગાળે સન ૧૯૨૩મા મુંબાઇ યુનિવર્સિટીના ઇનામી નિબંધ "ગુજરાતમાં સને ૧૮૪૮ થી ૧૯૧૪ સુધીમા થયેલ સમાજ સુધારાની પ્રગતિ" એ માટે હરીફાઇ કરી નારાયણ પરમાનંદ પ્રાઈઝ મેળવ્યું હતું. એમના પ્રિય વિષયો સાહિત્ય, સમાજશાસ્ત્ર અને પોલિટીક્સ છે; તેમજ બંગાળી, મરાઠી, હિંદી અને સંસ્કૃત વગેરેનો સારો પરિચય ધરાવે છે. સાહિત્ય પ્રતિની એમની અભિરુચિ અને ગાઢ અભ્યાસના કારણે તેમને ગુજરાતી સાહિત્ય સભાના મંત્રી નિમવામાં આવ્યા હતા, જે પદે ગયે વર્ષે માદા પડી, પોતાના ગામ ગયા ત્યાં સુધી રહ્યા હતા. માસિકોમાં તેઓ અવારનવાર લેખો લખી મોકલે છે.

એમના ગ્રંથોમાં "કારાવાસની કહાણી," બંગાળી પુસ્તકોના આધારે લખાયલું રાજકીય વિષયનું પુસ્તક જાણીતું અને વાચવા જેવું છે.

### એમના ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| કારાવાસની કહાણી | સન ૧૯૨૧ |
| ખોટાદકરનાં કાવ્યો | સન ૧૯૨૩ |

## ન્હાનાલાલ દલપતરામ કવિ એમ. એ.,

એઓ અર્વાચીન ગુજરાતના એક મુખ્ય વિધાયક અને નામાંકિત કવિ દલપતરામ ડાહ્યાભાઇના ચોથા પુત્ર, જ્ઞાતે શ્રીમાળી બ્રાહ્મણ છે. એમનો જન્મ સં. ૧૯૩૩ માં ચૈત્ર શુદ ૧ ગુડી પડવાના દિવસે અમદાવાદમાં થયો હતો.

એમણે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ અમદાવાદમાંજ લીધેલું; પણ વિદ્યાર્થી અવસ્થામાં એમણે માતપિતાને તોફાન મસ્તીથી રંજાડેલાં, તેથી કેટલોક સમય એમને સ્વ. પ્રો. કાશીરામ દવેની પાસે મોરબીમાં રાખવામાં આવેલા; અને એમની સાથેના સહવાસની અસરથી એમનો જીવનપલટો થયો. પિતાને પોતે ન્હાનપણમાં સંતાપેલા તેનો પશ્ચાત્તાપ એમણે 'ભગવદ્‌ગીતા'નો અનુવાદ તેમને અર્પણ કરતાં, અર્પણ પત્રિકામાં, પૂજ્ય ઉંડી લાગણી ભર્યા શબ્દોમાં કર્યો છે, જે એની સરસતાથી ગુજરાતી સાહિત્યમાં ચિરંજીવ રહેશે, તેમજ પ્રો. દવેને કાવ્યોના બીજા ભાગના અર્પણમાં અર્પેલી નિવાપાંજલિ પણ એટલીજ સુંદર બની છે અને એમના પ્રત્યેની પૂજ્ય ગુરૂભક્તિ ભાવભીના હૃદયે અસરકારક રીતે, તેમાં વ્યક્ત થઈ છે.

સન ૧૮૯૩ માં મેટ્રીક થઇ, એઓ એલફિન્સ્ટન કૉલેજમાં જોડાયા, ને ૧૮૯૬ માં ગુજરાત કૉલેજમાં આવ્યા, ૧૮૯૮ માં પિતાના મૃત્યુ પછી ડેકન કૉલેજમાં ગયા, અને સન ૧૮૯૯ માં બી. એ. ની પરીક્ષા ફિલૉસોફી અને લૉજીક ઐચ્છિક વિષય લઇને બીજા વર્ગમાં પાસ કરી. સન ૧૯૦૧ માં એમ. એ., ની પરીક્ષા હિસ્ટ્રી, પોલિટિકલ ઇકોનોમી અને પોલિટિક્સ વિષય લઇને પાસ કરી.

તે પછી સન ૧૯૦૨ માં એઓ સાદરા રેઝીડન્સીમાં લીંબડી, રૅકોટ કૉલેજમાં રૂ. ૮૦ ના પગારથી પ્રથમ હેડમાસ્તર નિમાયા અને સન ૧૯૦૪ માં એમની રાજકોટ રાજકુમાર કૉલેજમાં પ્રોફેસર તરીકે રૂ. ૧૫૦ ના પગારથી બદલી થઇ. આ જગો પર તેઓ સન ૧૯૧૩ સુધી રહ્યા હતા. તે અરસામાં એમના કાર્યથી પ્રસન્ન થઇ રાજકોટના નરેશ સ્વ. સર લાખાજીરાજે સરકાર પાસેથી એમની નોકરી ઉછીતી લઇ એમને સર ન્યાયાધિશ નિમ્યા. પ્રસંગોપાત્ દિવાનનું કાર્ય એમને સોંપાતું હતું.ત્યાંથી પાછા ફરતાં રાજકુમાર કૉલેજમાં તેઓ વાઇસ પ્રિન્સિપાલ અને સન ૧૯૧૯ માં એજન્સી એજ્યુકેશન ઑફીસર થયા હતા. પણ સન ૧૯૨૧ મા દેશમાં રાષ્ટ્રીય હિલચાલનું જે પૂર ફરી વળ્યું તેમાં યથાશક્તિ ફાળો આપવા એઓ પણ તત્પર બન્યા અને ૧૯૨૧ ના નવે-

અરમાં કલકત્તામાંના અત્યાચારોને કારણે સરકારની ત્યારની રાજનીતિના વિરોધ તરીકે પોતે પગાર કે પેન્શનની પરવા કર્યા વિના રાજીનામું આપ્યું. નિવૃત્ત થયા પછી તેઓ અમદાવાદમાં આવી રહ્યા છે.

એમનું લાંબુ કાવ્ય 'વસન્તોત્સવ' સન ૧૮૯૯ માં પ્રથમ "જ્ઞાન સુધા"માં ડોલન શૈલીમાં પ્રકટ થયું ત્યારે સાહિત્ય દુનિયામાં કંઇક આશ્ચર્ય સાથે પ્રત્યાઘાત થયો હતો. એ નવીન ડોલન શૈલીની સામે ચોક્કસ વર્ગ વિરુદ્ધ અભિપ્રાય ધરાવે છે તેમ છતાં ગુજરાતી કાવ્યસાહિત્યમાં, તેમણે નવીન માર્ગ ખોલ્યો છે; અને તે એમનાં કાવ્યની વિશિષ્ટતા થઇ પડી છે. એમના રાસો પણ દયારામની ગરબીની પેઠે ગુજરાતી જનતામાં અત્યંત આકર્ષક નિવડયા છે; અને બીજાં અનેક લેખકોએ એનું અનુકરણ કર્યું છે, તે એમના રાસોની સફળતા તેમ લોકપ્રિયતા સૂચવે છે. વળી પ્રાશ્ચાત્ય ગેય કાવ્યોનું એકલું અનુકરણ કે ભાષાંતર ન કરતાં, જુનાં પ્રચલિત લોકગીતોના રાહ લઇ નવીન કાવ્યો–ગરબી અને રાસો રચી એમણે ગુજરાતી કાવ્યસાહિત્યને તેમાં માધુર્ય, પ્રસાદ, પદલાલિત્ય અને તાલબદ્ધતા આણી, સમૃદ્ધ કર્યું છે; અને તેની રસિકતા અને ભાવ, રસ અને કલ્પનાની તરબોલતાના કારણે એમને અર્વાચીન ગુજરાતી કવિઓમાં અગ્રસ્થાને મૂકવામાં આવે છે.

એક કવિ તરીકે એમણે સારી કીર્તિ અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે; એટલુંજ નહિ પણ ગુજરાતીમાં સ્વતંત્ર નાટકો રચીને પોતે ચિરસ્થાયી સ્થાન મેળવ્યું છે. વાચકવર્ગમાં એવા થોડાકજ મનુષ્ય હશે, જેઓ એમની કૃતિઓ, 'ઈંદુ કુમાર' અને 'જયા જયન્ત'થી થોડા ઘણા અંશે પણ પરિચિત નહિ હોય. એ નામો ગુજરાતી જનતામાં સર્વ સામાન્ય થઇ પડયાં છે; અને એમના અન્ય ગ્રંથો, વિશ્વગીતા, પ્રેમકુંજ, રાજર્ષિ ભરત, જહાંગીર નૂરજહાંનમાં પણ એમની તેજસ્વી કલમ ઝળકી રહે છે તેમજ એમની બીજી કેટલીક કૃતિઓ હજુ અપ્રસિદ્ધ પડેલી છે, તે માટે રસિક વાચકવર્ગ ઉત્સુકતાપુર્વક રાહ જુએ છે.

આપણે અહિં લાંબા કે વીર રસના કાવ્યોના લેખકો થોડાકજ મળી આવે છે. પણ એમણે હમણા કુરુક્ષેત્ર–મહાભારતના સંગ્રામનું એક વીર કાવ્ય ઇ. સ. ૧૯૨૬ થી છપાવવા માંડયું છે, જેના ૭ કાંડ પ્રકટ થઇ ચૂકયા છે. એ મહાકાવ્યની કદર કરીને ભાવનગર રાજ્યે ઇ. સ. ૧૯૩૦ થી કવિશ્રીને રૂ. ૫૦૦ નું વર્ષાસન બાંધી આપ્યું છે.

સન ૧૯૨૭ માં એમની સુવર્ણ જ્યુબિલિ નિમિત્ત, ગુજરાતના મુખ્ય

મુખ્ય શહેરોમાં સમારંભ રચાઇ, એમને માન અપાયું હતું, તે દર્શાવે છે કે ગુજરાતી પ્રજાનો એમના પ્રતિ કેટલો બધો ચાહ અને સદ્ભાવ છે.

ખરે, એમની અપૂર્વ કવિત્વશક્તિ, સમર્થ લેખનશૈલી, તેજસ્વી બુદ્ધિ અને નૈસર્ગિક રચનાને કારણે એમનું સ્થાન ગુજરાતી સાહિત્યમાં અનોખું છે; અને વીસમી સદીના સાહિત્યની પ્રથમ ત્રીશીને ન્હાનાલાલ યુગનું ઉપનામ અપાય છે તે વાજબી છે અને તે લેખકના માટે ખચિત્ માનભર્યું છે.

નીચે એમના ગ્રંથોની યાદી આપી છે, તે પરથી જોઇ શકાય છે કે અમુક અંતરે એમની કલમમાંથી નવીન કૃતિઓ નિયમિત રીતે ઝરતી રહી છે અને તે પ્રવાહ હજુ ચાલુ છે, એ ઓછું આનંદજનક નથી.

એમના ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| ૧ કેટલાક કાવ્યો, ભા. ૧ લો (બે આવૃત્તિઓ) | સને ૧૯૦૩ |
| ૨ રાજસ્ત્રોની કાવ્ય ત્રિપુટિ | ,, ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩ વસન્તોત્સવ (ત્રણ આવૃત્તિઓ) | ,, ૧૯૦૫ |
| ૪ કેટલાંક કાવ્યો ભા. ૨ જો (બે આવૃત્તિઓ) | ,, ૧૯૦૮ |
| ૫ ઇન્દુ કુમાર, અંક ૧લો (ત્રણ આવૃત્તિઓ) | ,, ૧૯૦૯ |
| ૬ ન્હાના ન્હાના રાસ, ભાગ ૧લો (છ આવૃત્તિઓ) | ,, ૧૯૧૦ |
| ૭ શ્રીમદ્ ભગવદ્‌ગીતા, સમશ્લોકી | ,, ૧૯૧૦ |
| ૮ જયા-જયન્ત (ચાર આવૃત્તિઓ) | ,, ૧૯૧૪ |
| ૯ મેઘદૂત સમશ્લોકી | ,, ૧૯૧૭ |
| ૧૦ ઉષા (પાંચ આવૃત્તિઓ) | ,, ૧૯૧૮ |
| ૧૧ ચિત્રદર્શનો | ,, ૧૯૨૧ |
| ૧૨ રાજર્ષિ ભરત (બે આવૃત્તિઓ) | ,, ૧૯૨૨ |
| ૧૩ પ્રેમકુંજ (બે આવૃત્તિઓ) | ,, ,, |
| ૧૪ પ્રેમભક્તિ-ભજનાવલિ | ,, ૧૯૨૪ |
| ૧૫ સાહિત્ય મન્થન | ,, ,, |
| ૧૬ વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી (બે આવૃત્તિઓ) | ,, ૧૯૨૫ |
| ૧૭ શકુન્તલાનું સંભારણું, સમશ્લોકી (બે આવૃત્તિઓ) | ,, ૧૯૨૬ |
| ૧૮-૧૯ યુગપલટો અને મહાસુદર્શન (બે આવૃત્તિઓ) | ,, ૧૯૨૭ |
| ૨૦ ઉદ્‌બોધન (બે આવૃત્તિઓ) | ,, ,, |
| ૨૧ અર્ધ શતાબ્દિના અનુભવ બોલ (બે આવૃત્તિઓ) | ,, ,, |

| | | |
|---|---|---|
| ૨૨ સંસાર મન્થન ( બે આવૃત્તિઓ ) | " | " |
| ૨૩ વિશ્વગીતા ( બે આવૃત્તિઓ ) | " | " |
| ૨૪ ઇન્દુ કુમાર, અંક ૨જો ( બે આવૃત્તિઓ ) | " | " |
| ૨૫ ન્હાના ન્હાના રાસ, ભાગ ૨જો ( બે આવૃત્તિઓ ) | " | ૧૯૨૮ |
| ૨૬ ગીતમંજરી | " | " |
| ૨૭ જહાંગીર-નૂરજહાન | " | " |
| ૨૮-૨૯ યોધપર્વણી અને પ્રતિપાદન્દ ( બે આવૃત્તિઓ ) | " | " |
| ૩૦ કુરુક્ષેત્રઃ એકાદશકાંડ, શરશય્યા | " | ૧૯૨૯ |
| ૩૧ કુરુક્ષેત્રઃ દ્વિતીયકાંડ, હસ્તિનાપુર નિર્ઘોષ | " | ૧૯૩૦ |

## નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ

એઓ જ્ઞાતિએ પ્રશ્નોરા બ્રાહ્મણ; વતની ભાવનગરના અને જન્મ પણ ત્યાંજ સંવત્ ૧૯૩૯ ના કાર્તિક શુદ એકમ—નવા બેસતા વર્ષે—થયો હતો. એમના પિતાનું નામ કાલિદાસ છોટાલાલ ભટ્ટ અને માતાનું નામ આદિબ્હેન હીરાલાલ પંડયા છે. એઓએ ભાવનગરમાં જ બધું શિક્ષણ લીધેલું. સન ૧૮૯૯ માં મેટ્રીક થયા પછી શામળદાસ કૉલેજમાં તેઓ જોડાયલા. સન ૧૯૦૩ માં બી. એ. ની પરીક્ષા વેદાન્ત અને અંગ્રેજી સાહિત્ય ઐચ્છિક વિષય લઇને પાસ કરી હતી. એમ. એ. માં એમનો ઐચ્છિક વિષય શાંકરવેદાન્ત અને અંગ્રેજી સાહિત્ય હતો અને તે ડીગ્રી સન ૧૯૮૭માં લીધી, તે પછી તેઓએ કેળવણી ખાતા તરફથી એસ. ટી. સી. ડી. નો ડિપ્લોમા મેળવ્યો હતો. સન ૧૯૦૮ માં એમની નિમણુંક ભાવનગરની શામળદાસ કૉલેજમાં ઇતિહાસ અને અર્થશાસ્ત્રના અધ્યાપક તરીકે થઈ હતી; પણ ચાલુ શિક્ષણપદ્ધતિ ખામીભરેલી અને અપૂર્ણ જણાવાથી, તેમ તેમાં ધાર્મિક સંસ્કાર પોષવાને કંઈ પણ વ્યવસ્થા વા યોજના નહિ હોવાથી તેમનું મન તે પરથી ઉઠી ગયલું; અને જેમણે એમના જીવન પર પ્રબળ અસર કરેલી અને એમના ધાર્મિક જીવનનો વિકાસ કરેલો એવા જાણીતા આચાર્ય શ્રીમન્ નથુરામ શર્માની સહાનુભૂતિ અને સક્રિય સહાયતા મેળવી, સન ૧૯૧૦ માં દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવનની શરૂઆત કરેલી. તે કાર્ય માટે એમણે પોતાની અધ્યાપક તરીકેની માનવાળી જગો છોડી દઇ, સદ્‌રહુ સેવાકાર્ય એક જીવનકર્ત્તવ્ય તરીકે સ્વીકાર્યું; અને તે પાછળ એમનો ભોગ—સ્વાર્પણ—ખચિત્ એમના માટે અત્યંત માનની લાગણી તેમ પૂજ્યભાવ પ્રકટ કરે છે.

તે પછી એ સંસ્થા એમના નેતૃત્વ નીચે ફૂલીફાલી છે; તે એક કેળવણીની પ્રયોગશાળા થઇ પડી છે; અને એ સંસ્થામાં થતું કાર્ય નવી કેળવણી પ્રવૃત્તિનું એક કેન્દ્ર બની રહી, તેની અસર અને પ્રભાવ સમસ્ત ગુજરાત પર પડતો રહ્યો છે, તેનો યશ વાસ્તવિક રીતે એમને અને એમના સાથીઓને ઘટે છે.

દક્ષિણામૂર્તિ ભવન એક સ્વતંત્ર શિક્ષણસંસ્થા છે. તે ગુજરાત વિદ્યાપીઠ સાથે નિકટ સંબંધ ધરાવે છે, જેના તેઓ એક વખતે વાઇસ ચાન્સેલર—કુલનાયક હતા. દક્ષિણામૂર્તિ ભવનના ગૃહપતિ તરીકે એમને જે અનુ-

ભવ થયલા, તેથી પ્રેરાઇને એમણે છાત્રાલય પ્રવૃત્તિ આરંભેલી; અને તેના અંગે એક માસિક પત્રિકા "છાત્રાલય"ના નામે કાઢે છે. વળી કેળવણી વિચાર અને સિદ્ધાંતોના પ્રચાર અર્થે નિકળતું એમનું 'દક્ષિણામૂર્તિ' ત્રિમાસિક ખરેખર અજોડ છે; અને એનું મૂલ્ય આપણો શિક્ષકવર્ગ અને અને શિક્ષિતવર્ગ ધીમે ધીમે સમજતો થયો છે, એ આપણા ભાવિ ઉદયનું એક શુભ ચિહ્ન છે.

આ બધા વ્યવસાય સાથે, એઓ વિદ્યાર્થીઓને કેવાં પુસ્તકોની જરૂર હોય છે, તે બરાબર સમજી લઇને પોતાનો બચત સમય લેખનકાર્યમાં ગાળે છે; અને એમણે એ રીતે લખેલાં પુસ્તકો નીચે મુજબ છેઃ

| | | |
|---|---|---|
| સંસ્કૃત પ્રથમ પુસ્તક | ઈ. સ. | ૧૯૧૯ |
| આપણા દેશનો ઇતિહાસ ભા. ૧ | ,, | ૧૯૧૯ |
| સંસ્કૃત દ્વિતીય પુસ્તક | ,, | ૧૯૨૦ |
| આપણા દેશનો ઇતિહાસ ભા. ૨ | ,, | ૧૯૨૦ |
| સંસ્કૃત પરિચય પદ્ધતિ | ,, | ૧૯૧૦ |
| હઝરત્ મોહમ્મદ પયગમ્બર | ,, | ૧૯૨૦ |
| છાત્રાલય કમિશનનો અહેવાલ | ,, | ૧૯૨૭ |
| હિન્દુ ધર્મની આખ્યાયિકાઓ | ,, | ૧૯૨૮ |
| સૂતપુત્ર કર્ણ | ,, | ૧૯૨૯ |
| પાંચાલી | ,, | ૧૯૩૦ |



૧૬

## પાલનજી બરજોરજી દેસાઇ

એઓ નવસારીનાં વતની છે; એમનો જન્મ નવસારીમાં દેશાઇવાડમાં સન ૧૮૫૧ માં થયો હતો. એમના પિતાનું નામ બરજોરજી પાલનજી દેસાઇ અને માતાનું નામ બેહમનબાઇ નવરોજજી દેસાઇ છે. સન ૧૮૭૨ માં એમણે મેટ્રિકયુલેશનની પરીક્ષા પાસ કરી હતી. સન ૧૮૭૪ માં "રાસ્ત ગોફ્તાર"માં જોડાયલા તે નિવૃત્ત થયા સુધી એની સાથે સંબંધ જારી રહેલો. લગભગ અઠ્ઠાવીસ વર્ષ સુધી સબ-એડિટર તરીકે કામ કર્યું હતું અને સન ૧૯૦૨ થી ૧૯૧૬ મા રીટાયર થયા ત્યાંસુધી તેઓ તેના તંત્રી રહ્યા હતા. આ ૪૨ વર્ષની લાંબી મુદ્દત દરમિયાન એક પત્રકાર તરીકે કઠિન કાર્ય—કર્ત્તવ્ય કરવાની સાથે તેમણે સન ૧૮૮૦ થી ૧૯૦૦ સુધી 'તુરે એલ્મ' નામનું માસિક ચલાવ્યું હતું; એટલુંજ નહિ પણ એમના ગ્રંથો, જેની સંખ્યા આશરે તેત્રીસની છે, તે લખ્યા અને સાથે સાથે ભાષણો, પરચુરણ લેખો વગેરે લખ્યાં હતા, એ બધા પરથી એમની શક્તિ, જ્ઞાન, વાચન અને ઉદ્યોગનો સરસ ખ્યાલ મળશે. એમની એ લાંબી સાહિત્યસેવા અને એક પત્રકાર તરીકેની સેવાની કદર પ્રજાએ એમને સન ૧૯૨૬ માં એક જાહેર મેળાવડો કરી એમને રૂ. ૯૦૦૦ ની એક પર્સ અર્પણ કરીને કરી હતી; એ એમની બહોળી લોકપ્રિયતાની અને કીર્તિની અચૂક નિશાની છે. વળી એમને એમના ગ્રંથો માટે હિન્દુ, પારસી અને ઇસ્લામી ગૃહસ્થો તરફથી જૂદી જૂદી વખતે ઇનામની સારી રકમો મળી હતી; અને 'રાસ્ત ગોફ્તાર' પત્રના માલિકો મેસર્સ બેહરામજી ફરદુનજીની કંપનીએ પણ એમને છૂટા થતી વખતે રૂ. ૫૦૦) નું ઑનરેરીઅમ બક્ષી, એમના કાર્યથી સંતોષ દાખવ્યો હતો. એમના પ્રિય વિષયો ઇતિહાસ, દંતકથા અને ગુજરાતી ભાષા શુદ્ધિ છે. એમના ગ્રંથો જ એમના વિશાળ વાચન અને ઉંડા અભ્યાસની સાક્ષી પુરશે. વધારે ખુશી થવા જેવું એ છે કે ઘણાં વર્ષોથી શુદ્ધ ગુજરાતી લખવાની તેઓ હિમાયત કરતા આવ્યા છે; અને પારસી લેખકો પર એની સારી અસર નથી થઇ એમ તો નહિજ કહી શકાય.

ગુજરાતી પત્રકારિત્વને ખીલવવામાં અને તે પત્રકારિત્વની ઉંચી પરંપરા ઉભી કરવામાં એમનો હિસ્સો થોડો નથી. એક બાહોશ તંત્રી તરીકે એમનું નામ જાણીતુ છે; અને એક વિદ્વાન અને ગ્રંથકાર તરીકે પણ એમણે સારી પ્રતિષ્ઠા અને માન મેળવ્યાં છે.

એમના ગ્રંથો વિધવિધ અને અનેક છે, અને એ જ એમનું જીવંત સ્મારક છે. તેની યાદી નીચે પ્રમાણે છેઃ—

ઐતિહાસિક

| | | |
|---|---|---|
| ૧. તવારીખે સાસાનીઆન | ઇ. સ. | ૧૮૮૦ |
| ૨. તવારીખે હખામનીઆન | „ | ૧૮૮૯ |
| ૩. તારીખે શાહાને ઇરાન | „ | ૧૮૯૬ |
| ૪. તવારીખે કયાનીઆન | „ | ૧૯૧૬ |

ધાર્મિક

| | | |
|---|---|---|
| ૫. સરોશ યજદ [ઇનામી નિબંધ] | ઇ. સ | ૧૮૮૩ |
| ૬. જરતોસ્તી જવાહીરો [ઇનામી નિબંધ.] | „ | ૧૯૦૦ |
| ૭. નવું જરતોસ્ત નામુ [ઇંગ્રેજી અનુવાદ.] | „ | ૧૯૦૦ |
| ૮. અષો જરતોસ્ત | „ | ૧૯૧૫ |
| ૯. હોનવદ ગાથાનું જરતોસ્તી શિક્ષણ [ઇંગ્રેજી ભાષાંતર.] | „ | ૧૯૨૧ |
| ૧૦. ફરોહરનામુ; યાને-ફ્રવષિની ફીલસુફી | „ | ૧૯૨૯ |

પરચુરણ પારસી ગ્રંથો.

| | | |
|---|---|---|
| ૧૧. શાહજાદો શાપુર (નાટક) | ઇ. સ. | ૧૮૮૨ |
| ૧૨. નવસારીના મોટા દેશાઇ ખાનદાનની તવારીખ | „ | ૧૮૮૭ |
| ૧૩. પુરાતન જમાનાના પારસીઓ | „ | ૧૮૮૮ |
| ૧૪. દિલખુશ અથવા રમુજે ફુરસત | „ | ૧૮૯૨ |
| ૧૫. અરેબ્યન ટેલ્સ-દફતર ૧ લું | „ | ૧૮૯૭ |
| ૧૬. „ „ – „ ૨ જું | „ | ૧૯૦૭ |
| ૧૭. કીસ્સે સંજાણ અથવા સંજાણનું પારસી સંસ્થાન | „ | ૧૯૦૮ |
| ૧૮. અહેવાલે રાહનુમાએ માજદયસ્નાન | „ | ૧૯૨૧ |
| ૧૯. ગુલે અનાર (પારસી અને હિંદુસંસારસુધારાની વાર્તા-કાવ્યમા) | | ૧૯૨૭ |

નવલકથાઓ

| | | |
|---|---|---|
| *૨૦. ફરંગીજ અથવા વાધામા પડેલા વારેસો | „ | ૧૮૭૩ |
| ૨૧. ચંડાળ ચોકડી | „ | ૧૮૭૫ |
| ૨૨. પૈસાના પુંજારીઓ યાને ચોરને પોટયે ધૂળ | „ | ૧૯૧૭ |

* નં. ૨૦ થી ૩૩ સુધીની નવલકથાઓ જુદાં જુદાં માસિકો અને વર્ત્તમાન-પત્રોમાં પ્રકટ થયેલી છે.

| | | |
|---|---|---|
| ૨૩. બેહરામ ગૂર યાને કનોજની રાજકુમારી | ,, | ૧૯૧૮ |
| ૨૪. ફરતો આસમાન યાને અંત કરણનો ડખ | ,, | ૧૯૧૯ |
| ૨૫. નોશીરવાનની નેકનામી યાને મજદકી પંથકી નાબુદી | ,, | ૧૯૧૯ |
| ૨૬. ખુદાનો લાલ યાને પૈસો વધતો કે બંદો ? | ,, | ૧૯૨૦ |
| ૨૭. તકદીરનો તીર યાને તકદીર ચઢે કે તદબીર ? | ,, | ૧૯૨૧ |
| ૨૮. અર્દશીર બાબેકાન | ,, | ૧૯૨૧ |
| ૨૯. ખુસરૂ પર્વિજ ભા ૧ | ,, | ૧૯૨૨ |
| ૩૦. ,, ,, ભા. ૨ | ,, | ૧૯૨૪ |
| ૩૧. ,, ,, ભા. ૩ | ,, | ૧૯૨૫ |
| ૩૨. *બેહરેલું વાજુ અથવા જાત પર ભાત* | ,, | *૧૯૨૩* |
| ૩૩. જોડિયા ભાઇઓ અથવા એ તે બહેન | ,, | ૧૯૨૫ |

આ ઉપરાત તેમણે ૪૦ થી વધુ જાહેર બ્યાખ્યાનો ઇતિહાસ, ગુજરાતી ભાષા, જરતોસ્તી ધર્મ પર જુદી જુદી મંડળીઓ તરફથી આપેલા છે તેમજ અનેક ઐતિહાસિક વગેરે લેખો લખ્યા છે.

## પ્રાણજીવન વિશ્વનાથ પાઠક

એઓ પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ; મૂળ વતની ભોળાદના (તા. ધોળકા), અને જન્મ ગામ ખંભાળીઆ કાઠિયાવાડમાં તા. ૨૨ મી ઑગષ્ટ ૧૮૯૮ ના રોજ થયો હતો. રાજકોટ હંટર મેલ ટ્રેનિંગ કૉલેજમાંથી જે ઉત્તમ સ્કોલરો નિકળ્યા છે અને નામ કાઢયું છે, તેમાં વિશ્વનાથ સદારામ પાઠક અગ્રસ્થાન લે છે. એમના સૌથી ન્હાના પુત્ર તે પ્રાણજીવનભાઇ; અને રામનારાયણ પાઠક તે એમના વડિલ બંધુ. પિતાના બધા ઉન્નત્ત અને ઉત્તમ સંસ્કારો તેમ લેખનવાચનનો શોખ પુત્રોને સાંપડયાં છે. તેઓ સન ૧૯૧૪ ના નવેમ્બરમાં મેટ્રીક થઇ કૉલેજનું પહેલું દોઢ વર્ષ તેમણે વડોદરામાં ગાળ્યું. યુનીવર્સીટીનાં ટર્મ બદલાયાં તેથી વધારાના ૭ માસ દરમીઆન તેમણે ત્યાંની લાયબ્રેરીનો ખૂબ ઉપયોગ કર્યો તેની અસર તેમના જીવન ઉપર ઉંડી રહી ગઈ છે. કૉલેજનાં છેલ્લાં ૩ વર્ષ તેમણે ફર્ગ્યુસનમાં ગાળ્યાં અને સન ૧૯૧૯ માં તેમણે ઑનર્સ સાથે બી. એ., ની પરીક્ષા પાસ કરી હતી. એમનો ઐચ્છિક વિષય ફિલસુફી હતો. વિદ્યાર્થી અવસ્થામાંથી તેઓ બહુ ચંચળ અને બુદ્ધિશાળી માલુમ પડેલા; અને તે લક્ષમાં રાખીને સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટે, ખાનગીમાં એક પ્રસંગે કહેલું, એમના વિષે ભવિષ્ય ભાખેલું, કે આગળ જતાં એની વિદ્વત્તાથી એ ઝળકી ઉઠશે. એમ કહેવું અતિશયોક્તિ ભર્યું નથી, કે નવા ઉગતા લેખકોમાં એમણે પોતાના લેખોથી ઉત્તમ છાપ બેસાડી છે; જેમાં એમનો સૂક્ષ્મ અભ્યાસ અને ચિંતન દૃષ્ટિગોચર થાય છે. એ પોતાના વિષયમાં એટલા પારંગત છે કે તત્ત્વજ્ઞાન, માનસશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર (આઇન્સ્ટાઇન) અને સંગીત જેવા ગૂઢ અને કઠિન વિષયોનું સ્પષ્ટીકરણ તેઓ બહુ સરલતાથી કરી શકે છે.

એમના પ્રિય વિષયો સમાજશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન અને ચિત્ત–માનસશાસ્ત્ર છે. ખેદ માત્ર એ છે કે એમના અભ્યાસને અનુકૂળ અને ઉત્તેજક થઈ પડે, એવી નોકરી એમને સાંપડી નથી; તેમ છતાં જેમને અભ્યાસ પ્રત્યે પ્રીતિ છે તે પોતાને રૂચતી અને બંધબેસતી પ્રવૃત્તિ કોઇને કોઇ શોધી લે છે. વળી બિજ લિસે ફિલસુફાનની સ્થાપના એમની એવી વૃત્તિનું પરિણામ છે. વસ્તુતઃ એને ઉભું કરનાર એઓ જ છે; અને એ એમનું પ્રિય બાળક–સંસ્થા છે.

જાણીતા નાટકકાર ઇબ્સનના ડૉલ્સ હાઉસનો અનુવાદ "ઢીંગલી" એ

નામથી એમણે સન ૧૯૨૫ માં પ્રકટ કરેલો છે; અને તે પુસ્તક લોકાદર પામ્યું છે. એના આગલા વર્ષે સન ૧૯૨૪ માં "અનંતા" નામનું તેમનું બીજું એક નાટક પણ "આરણ્યક" ના નામથી યુગધર્મ ગ્રન્થમાળામાં પ્રસિદ્ધ થયું હતું; પણ તેમાંની વિષય-વસ્તુ કંઈક કઠિન હોઈને "ઢીંગલી" જેટલું તે જાણીતું થયું નથી.

એમના લેખોમાં ચિંતન અને અભ્યાસ બંને નજરે પડે છે અને એમના એકાંકી નાટકોનો સંગ્રહ થઇ એક પુસ્તક રૂપે બહાર પડે તો તે જરૂર જનતાનું-વાચકનું ધ્યાન ખેંચે અને લોકપ્રિય નિવડે.

**એમના ગ્રંથોની યાદી:**

| | |
|---|---|
| અનંતા (આરણ્યક) [નાટક] | સન ૧૯૨૪ |
| ઢીંગલી (અનુવાદ) [નાટક] | સન ૧૯૨૫ |

## પોપટલાલ ગોવિંદલાલ શાહ

એઓ મૂળ અમદાવાદના વતની; જ્ઞાતે વીશા પોરવાડ મેશ્રી વણિક છે. એમનો જન્મ સન ૧૮૮૮ મા ૯ મી ડિસેમ્બરે વડોદરામા થયો હતો. એમના પિતાનું નામ ગોવિંદલાલ કશનદાસ અને માતાનુ નામ બાઇ રૂકિમણી છે.

એમણે શરૂઆતનુ પ્રાથમિક તેમજ માધ્યામિક શિક્ષણ વડોદરા અને અમદાવાદ બને શહેરોમા લીધેલુ. સન ૧૯૦૨ મા મેટ્રિકયુલેશનની પરીક્ષા પાસ કરી, તેઓ વડોદરા કૉલેજમા દાખલ થયલા. સન ૧૯૦૭ મા વિલ્સન કોલેજમાથી બી. એ. ની પરીક્ષા 'વિજ્ઞાન' ઐચ્છિક વિષય લઇને પહેલા વર્ગમા પાસ કરી હતી, તે વખતે તેમને યુનિવર્સિટી તરફથી વિજ્ઞાનમા પ્રથમ સ્થાન મેળવવા માટે નારાયણ વાસુદેવ સ્કોલરશીપ અને ઇતિહાસ અને અર્થશાસ્ત્રના વિષયોમા ઉચા માર્કસ્ મેળવવા માટે જેમ્સ ટેલર પ્રાઇઝ આપવામા આવ્યા હતા. સન ૧૯૦૮ મા રસાયન ભૂ-વિદ્યા સાથે બી. એસસી. ની પરીક્ષા અને સને ૧૯૦૯ મા એમ. એ ની પરીક્ષામા ઉત્તીર્ણ થયા હતા બી એ મા પહેલા વર્ગમા આવ્યાથી બે વર્ષ સુધી વિલ્સન કોલેજમા દક્ષિણા ફેલો નિમાયા હતા; એટલું જ નહિ પણ ત્રીજે વર્ષે કૉલેજ તરફથી (સન ૧૯૧૦ મા) તેમને રસાયનવિદ્યા અને ભુવિદ્યા શિખવવાનુ સોપવામા આવ્યુ હતુ તે પછી લાહોરમા ફોર્મન ક્રિશ્ચિયન કૉલેજમા રસાયનશાસ્ત્રના વ્યાખ્યાતા તેઓ નિમાયા હતા અને ત્યા સન ૧૯૧૪ સુધી નોકરીમા રહ્યા હતા. એ કામની સાથે એમણે સરકારી ઇડિયન ઑડિટ અને એકાઉન્ટ ખાતાની હરીફાઈની પરીક્ષા ઉચ્ચા નબરે પાસ કરવાથી તેમને સરકારી નોકરીમા લેવામા આવ્યા હતા અને હાલમા તેઓ એ ખાતામા મુબાઇના ડેપ્યુટી એકાઉન્ટન્ટ જનરલનો ઓદ્દો ભોગવે છે. એ માન મેળવનાર તેઓ પહેલા ગુજરાતી છે.

હિસાબી ખાતામા પડવા છતા એમનો વિજ્ઞાન પ્રતિનો પ્રેમ વા અભ્યાસ ઓછો થયો નથી, અને તે વિષયને જનતામા લોકપ્રિય કરવા સારૂ તેઓ યથાશક્તિ પ્રયત્ન કરતા રહે છે.

સને ૧૯૧૦ મા એમને મુબાઈ યુનિવર્સિટી તરફથી સર જ્યોર્જ લ ગ્રાન્ડ જેકબ પ્રાઇઝ, "ઓગણીસમા શતકનો હિન્દી ઉદ્યોગનો ઇતિહાસ" લખવા માટે, મળ્યુ હતું સન ૧૯૧૨ મા એશબર્નર પ્રાઇઝ હિન્દમાં ત્રાંબા, પીતળ અને એલ્યુમીનીઅમના ઉદ્યોગો વિષે નિબધ લખવા માટે

મળ્યું હતું. તે ઉપરાંત હિંદી રસાયનિક ઉદ્યોગો વગેરે વિષયો ઉપર હિંદી ઔદ્યોગીક પરિષદમાં તેમણે નિબંધો લખી મોકલ્યા હતા. તે પરથી એ વિષયમાં તેઓ કેટલા ઉંડા ઉતરેલા છે અને પારંગત છે, એનો સહજ ખ્યાલ આવશે.

ગુજરાતી માસિકોમાં પ્રસંગોપાત્ વિજ્ઞાન વિષે એમના લેખો આવતા રહે છે. એવા એમના લેખોનો એક સંગ્રહ, પરિષદ ભંડોળ કમિટી તરફથી "વિજ્ઞાન વિનોદ" એ નામથી જુદા પુસ્તક રૂપે પ્રકટ થયલો છે. વિજ્ઞાનના વિચારો અને વિજ્ઞાનનું વાસ્તવિક સ્વરૂપ, ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ સમજાવનારૂં તેમનું એક સ્વતંત્ર પુસ્તક ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી "વિજ્ઞાન વિચાર" એ નામથી પ્રસિદ્ધ થયું છે, તે ઉપરાંત ગુજરાતી સાહિત્ય પરિષદના અંગે વિજ્ઞાન સમિતિ સ્થાપવામાં અને નિભાવવામાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો અને વિજ્ઞાનને લોકપ્રિય કરવાના એમના છૂટાછવાયા પ્રયત્નો નોંધવાયોગ્ય છે. હમણાં જ તેમના તરફથી વિજ્ઞાનના જૂદાજૂદા વિષયો પર ઉત્તમ નિબંધ લખી મોકલનારને ચાર ઇનામો દરેક રૂ. ૧૦૦, ૧૦૦ ના આપવાની યોજના બહાર આવી હતી, તે બતાવે છે કે વિજ્ઞાનના પ્રચાર માટે તેઓ કેટલી ઉત્સુકતા ધરાવે છે.

## એમના પુસ્તકોની યાદીઃ

| | |
|---|---|
| વિજ્ઞાન વિનોદ | સન ૧૯૨૭ |
| વિજ્ઞાન વિચાર | સન ૧૯૨૯ |

---

## બટુભાઇ લાલભાઇ ઉમરવાડિયા

એઓ અનાવિલ જ્ઞાતિના છે. એમના પિતા લાલભાઇ અંબારામ સુરતના ડિસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટર હતા અને હાલમાં પેનશન ઉપર છે. સુરત પાસેના સચીન સ્ટેટના વેડછા ગામે એમના મોસાળમા એમનો જન્મ સન ૧૮૯૯ મા તા. ૧૩ મી જુલાઇના રોજ થયો હતો. એમનું વતન સુરત છે. એઓએ પ્રાથમિક તેમજ માધ્યમિક કેળવણી સુરત, ભરૂચ તથા અમદાવાદ જીલ્લાઓની તથા મુંબાઇની નિશાળોમા લીધી હતી; અને એલ્ફીન્સ્ટન તથા વિલસન કૉલેજોમાથી સન ૧૯૧૯ મા બી. એ; ની ડીગ્રી મેળવી હતી. તેઓ એલ એલ. બી; થયા છે અને એડવોકેટ તરીકે સુરતમા વકીલાતનો ધંધો કરે છે. તે અગાઉ કેટલોક સમય સરકારી ખાતામા લેબર ઑફીસમા અમદાવાદ અને મુબાઇમા લેબર ઇન્સ્પેકટરના હોદ્દા પર સને ૧૯૨૩ થી ૧૯૨૬ સુધી હતા પણ વધારે સારા ભવિષ્ય માટે એ નોકરી છોડી દઇ, એલ એલ. બીની પરીક્ષા આપી હતી. તે અગાઉ ખાનગી પેઢીઓમા મેનેજર વગેરેનો હોદ્દો તેમણે ભોગવેલો. કૉલેજનો અભ્યાસક્રમ પૂરો થતા પહેલા તેમણે સાહિત્યક્ષેત્રમા પ્રવાસ કરેલ; એટલો તીવ્ર એ વિષય પ્રતિ એમનો અનુરાગ હતો. સન ૧૯૨૦ માં એમણે "ચેતન" નામનું માસિક સુરતમાથી પ્રકટ કરવા માડેલું; અને તેના નામ પ્રમાણે તેમાના લેખોમાથી નવું ચેતન નિર્ઝરતુ હતું. વળી છેવટના ભાગમા તેનુ બાહ્ય અને આતર અંગ–સ્વરૂપ સુધારવા એમણે પુષ્કળ શ્રમ અને ખર્ચ સેવ્યો હતો; પણ નવી યોજનાનો એકજ અંક બહાર પડ્યો એટલામા સરકારી નોકરી મળવાથી તે માસિક બંધ કરવું પડેલું. "ચેતન" સાથે શ્રીમતી જ્યોત્સ્નાબેન સરખા સહતંત્રી મળેલા. 'વિનોદ' નામનુ બીજું નવું માસિક કાઢેલુ તે પણ 'ચેતન' સાથે બંધ થયલું. સન ૧૯૨૯ મા એમના તંત્રીપદ હેઠળ "સુદર્શન" નામનું સાપ્તાહિક સુરતમાથી પ્રકટ થવા માંડેલું અને એમના વ્યકિતત્વની છાપ એમા નજરે પડતી; પણ થોડાક માસમા તેઓ કામના દબાણના કારણે તેમાથી છૂટા થયા હતા. આ સમય દરમિયાન એમની ટુંકી વાર્તાઓથી અને નાટકોથી એમણે સારી કીર્તિ અને નામના મેળવ્યા હતા; અને તેની મૌલિકતાના સબબે રા. રામમોહનરાયે, એમની ટુકી વાર્તાઓનો સંગ્રહ, "સુદરીસુબોધ" ના ગ્રાહકોને ભેટ આપવા સારૂ 'વાર્તાનું વન' એ નામથી પ્રકટ કર્યો હતો.

એમનાં નાટકો મત્સ્યગંધા વગેરે એક પુસ્તકરૂપે પ્રકટ થયાં ત્યારે 'કૌમુદી' ના તંત્રીએ તેનો ચક્રવર્તી ગ્રંથ તરીકે સત્કાર કર્યો હતો; જાણીતા સાક્ષર શ્રી નરસિંહરાવે, એમના 'સોમદર્શિણી' નાટકની 'વસન્ત' માં સમાલોચના કરી, ગુજરાતી જનતાનું એમાંના નૈસર્ગિક તત્ત્વ પ્રતિ ધ્યાન દોર્યું હતું. તે પછી રચાએલાં એમનાં નાટકો કૌમુદીકારે 'માલાદેવી' એ નામથી પ્રસિદ્ધ કર્યાં છે; અને તે બધાં લોકપ્રિય નિવડ્યાં છે. નવા લેખકોમાં એમનું સ્થાન ઉંચું જણાશે. એમની કેટલીક કૃતિઓ મુંબાઇ યુનિવરસીટીની એમ. એ, ની પરીક્ષા તથા સાહિત્ય ચન્દ્રક વિગેરે પરીક્ષા માટે નિયત કરવામાં આવે છે, એ લેખક માટે માનાસ્પદ કહેવાય.

**એમના ગ્રન્થોની યાદીઃ**

| | |
|---|---|
| સંસાર | ૧૯૧૮ |
| રસ ગીતો | ૧૯૨૦ |
| વાતોનું વન | ૧૯૨૪ |
| મત્સ્યગંધા અને બીજાં નાટકો | ૧૯૨૫ |
| માલાદેવી અને બીજાં નાટકો | ૧૯૨૭ |

# બળવંતરાય કલ્યાણરાય ઠાકોર

એઓ વીશા બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિના, ભરૂચના વતની છે. એમના પિતા કલ્યાણરાય ચતુર્ભુજદાસની અટક સેહેની હતી, તે પરથી એમ સમજાય છે કે એમણે શરૂઆતમાં પોતાના લેખો, કાવ્યો "સેહેની" એ ઉપનામથી લખવા માંડેલાં. એમનો જન્મ ભરૂચમાં આશો વદ ૩-૪ વિ. સં. ૧૯૨૫-૨૩ મી ઓક્ટોબર ૧૮૬૯ ને શનિવારે થયો હતો. એમના માતાનું નામ જમનાબ્હેન, જેઓ વકીલ ગણપતરામ ગોવિંદરામ ઠાકોરના મોટા પુત્રી થાય. પ્રાથમિક શિક્ષણ ભરૂચમાં અને રાજકોટમાં એમના પિતાની ત્યાં નોકરી હોઇ, લીધેલું. રાજકોટમાં એમની માતા પાસેથી કથાવાર્તા સાંભળવાનો તેમને કેવો અજબ રંગ લાગેલો તેનો કંઇક પરિચય આપણને કાઠિયાવાડની લોકવાર્તાઓ ભા. ૧ માં એમણે લખેલા ઉપોદ્‌ઘાતમાં તેઓ કરાવે છે. માધ્યમિક શિક્ષણ ઘણુંખરૂં રાજકોટમાં લીધેલું અને ઉંચી-કોલેજ-કેળવણી તેમણે સામળદાસ, એલ્ફિન્સ્ટન અને ડેક્કન કૉલેજમાં લીધેલી. તેમના સહાધ્યાયીઓમાં હાઇસ્કૂલમાં સર પ્રભાશંકર પટ્ટણી, કોલેજમાં સર રમણભાઇ, મણિશંકર રતનજી ભટ્ટ, કાશીરામ દવે, સર મનુભાઇ નંદશંકર, કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, પ્રોફેસર ગંભીર, માનશંકર પીતાંબરદાસ, વગેરે હતા. યુનિવરસિટીની મેટ્રિક્યુલેશનની પરીક્ષા એમણે સન ૧૮૮૩માં પાસ કરેલી અને બી. એ. ની પરીક્ષા બીજા વર્ગમાં, લોજીક અને ફીલસુફી, ઐચ્છિક વિષયો લઇને સન ૧૮૮૯માં માનભરી રીતે પસાર કરી હતી. ઇંગ્રેજીમાં ફર્સ્ટ ક્લાસ માર્કસ સાથે પ્હેલો નંબર આવવાથી એમને યુનિવર્સિટી તરફથી એલિસ સ્કોલરશિપ મળી હતી. સન ૧૮૯૨માં તેઓ ડેક્કન કોલેજમાં દક્ષિણા ફેલો નીમાયા હતા અને બીજે વર્ષે તેમને રેસિડેન્સીના સુપ્રિન્ટેન્ડન્ટનું કામ સોંપવામાં આવ્યું હતું. એજ સમયમાં યુનિવર્સિટી ઇનામી નિબંધ માટે હરીફાઇ કરી તેમણે માણેકજી લીમજી સોનાનો ચાંદ મેળવ્યો હતો. તે પછી સન ૧૮૯૫ ના બીજા ટર્મમાં તેમને દયારામ જેઠમલ સિંધ કૉલેજ કરાંચીમાં ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રોફેસરની એક્ટિંગ જગો મળી હતી અને સન ૧૯૦૬ માં એક ટર્મ માટે વડોદરા કૉલેજમાં અંગ્રેજી અને ફિલસુફીના પ્રોફેસર તરીકે કામ કર્યું હતું; અને સંજોગવશાત્ પાછા તા. ૧-૯-૧૯૨૭ થી તા. ૧૫-૨-૧૯૨૯ સુધી એજ સ્થાને, સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા બાદ ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રોફેસર તરીકે ફરી કામ કરવાનો સુયોગ પ્રાપ્ત થયો હતો.

તા. ૧૩ મી ઑક્ટોબર ૧૮૯૬ થી તેઓ સરકારી નોકરીમાં જોડાયા ત્યારથી તે સન ૧૯૦૪ સુધી ગવર્મેન્ટ કૉલેજ અજમેરમાં હતા; અને ફક્ત વચ્ચે એ વર્ષ પુના ડેક્કન કૉલેજમાં એક્ટિંગ પ્રોફેસર મેળે ગાળેલા. સન ૧૯૦૪ માં એમની નોકરી રાજકુમાર કૉલેજ કાઠિયાવાડમાં ઉછીની અપાઈ હતી, જ્યા તેઓ સન ૧૯૧૩ સુધી રહ્યા હતા; અને તે વર્ષના છેલ્લા આઠ માસ કાઠિયાવાડ એજન્સીના એજ્યુકેશન ઑફીસર તરીકે કામ કર્યું હતું. સન ૧૯૧૪ માં સરકારી નોકરીમા પાછા ફરતા, તેમની નિમણુંક પુનામાં ડેક્કન કૉલેજમાં થઇ હતી, જ્યાથી તેઓ સન ૧૯૨૪માં રીટાયર થયા. શરૂઆતમાં એમની નોકરી પ્રોવિન્સિયલ સર્વિસમા હતી પણ પાછળથી સન ૧૯૧૭-૧૮મા હિન્દીઓને એજ્યુકેશનલ સર્વિસમાં જગાઓ આપવા માંડી ત્યારથી એમની નિમણુંક એ ગ્રેડમા—આઈ. ઇ. એસ. માં થઇ હતી.

નોકરીના કામ સાથે બીજા વ્યવસાયમાં તેઓ રસ લેતા; પણ ઘણી ખરી પ્રવૃત્તિ અને સમય અભ્યાસ અને સાહિત્ય લેખનમાંજ વ્યતીત થતો. અજમેરમાં હતા ત્યારે ત્રણ વર્ષ માટે તેઓ મ્યુનિસિપાલેટીના સભાસદ નિમાયા હતા; અને રાજકોટમાં દુકાળ નિવારણ કમિટીમાં કેટલુંક જવાબદારીવાળું કાર્ય ઉપાડી લીધુ હતું. યુનિવર્સિટી સેનેટમાં સરકાર નિયુક્ત ફેલો લગભગ દશ કે વધુ વર્ષ માટે હતા, તે દરમિયાન ઇતિહાસના અભ્યાસ મંડળમાં, ગુજરાતીના અભ્યાસ મંડળમાં, (Board of studies) તેમની ઇન્સ્પેકશન કમિટીમાં તેમને ઘણુ કામ કરવાનું આવતુ; અને હિસ્ટોરિકલ રેકર્ડ્ઝ કમિશનના આરંભથી સરકારે તેમને નિમ્યા તેમાં ૭ વર્ષ તેમણે એકસરખો ભાગ લીધો હતો. મુંબાઈ સરકારે શિવાજીના સમયના ઐતિહાસિક સાધનોનું એક અંગ્રેજી વાલ્યુમ બ્હાર પાડયું છે, તે હિસ્ટોરિકલ રેકડર્સ કમિશન મારફત એમણે ચલાવેલી ચળવળનું એક મીઠુ પરિણામ હતું. ઉપર કહ્યું તેમ સાહિત્યસેવા એજ એમનો પ્રિય અને અભ્યાસનો વિષય હતો.

રાજકોટમાં ત્રીજી સાહિત્ય પરિષદ એમના પ્રયાસ અને શ્રમથી મળેલી; અને યશસ્વી નિવડેલી. ત્યાં પરિષદ ભંડોળ ફંડનો આરંભ કરી આપેલો અને તે મંડળનો વહિવટ એમણે મંત્રી તરીકે સન ૧૯૨૬ સુધી, મુંબાઇ પરિષદમાં પરિષદ મંડળ નિમાતાં સુધી કર્યો હતો. વળી એ ૧૯૦૯ ની પરિષદનું કાર્ય સફળ અને લોકપ્રિય થાય એ હેતુથી એમણે ગુજરાતમાં જુદા જુદા શહેરોની મુલાકાત લીધેલી અને ત્યાં જુદા જુદા વિષયો પર

વ્યાખ્યાનો આપેલાં, જે તેજ વર્ષે પુસ્તકરૂપે, પરિષદ વ્યાખ્યાનમાળા એ નામથી પ્રકટ થયલાં અને તેજ વર્ષના અંત પ્હેલાં ખપી ગયાં હતાં. એ પ્રવૃત્તિને આગળ જારી રાખી, એ વિષયપર પ્રસંગોપાત્ ચર્ચાપત્રો, લેખો વગેરે લખવા જરૂર પડેલી, તેના સંગ્રહ "પરિષદ પ્રવૃત્તિ" ભા. ૨ અને ૩ એવા નામથી છપાવવામાં આવ્યા છે.

એમનું પ્રથમ પુસ્તક સન ૧૯૦૫માં બહાર પડયું હતું અને તે અભિજ્ઞાન શકુન્તલાનો અનુવાદ છે. એ નાટકનો એમણે કેટલો બધો ઝીણો અને માર્મિક અભ્યાસ કરેલો છે, એ સમજવા સારૂ, એમણે પહેલી ઓરિયંટલ કોન્ફરન્સ પુણામાં મળી હતી, તેમાં એ નાટકમાંના સંદિગ્ધ પાઠોની વિસ્તૃત ચર્ચાનો જે નિબંધ ઇંગ્રેજીમાં લખ્યો હતો, તે વાંચી જવાની વાચકને ભલામણ કરીશું. એજ વર્ષમાં પ્લુટાર્કના જીવનચરિત્રોનું પુસ્તક ભા. ૧ એમના મિત્ર સ્વ. હરિલાલ માધવજી ભટ્ટ સાથે લખીને બહાર પાડયું હતું. આવું કિંમતી પુસ્તક અપૂર્ણ રહે, એ ખરેખર ખેદજનક છે. સન ૧૯૧૬માં તેમના કાવ્યોનો સંગ્રહ 'ભણકાર' એ નામથી પ્રસિદ્ધ થયો; અને તેમાંનો ઉપોદ્‌ઘાત છંદશાસ્ત્રના અભ્યાસીને અવસ્ય મનનીય માલુમ પડશે. ગયે વર્ષે તે પછી લખાએલી કવિતાનો સંગ્રહ, 'ભણકાર'ની પુરવણીરૂપે બહાર પડયો છે અને એ કાવ્ય સંગ્રહ, સામાન્ય વાચકને કંઇક કઠિન જણાશે પણ એક વાર તે સમજાયા પછી, તેનો આસ્વાદ લેવામાં કંઇ જૂદીજ મિઠાશ અનુભવવામાં આવશે.

સન ૧૯૨૩ માં "ઉગતી જુવાની" એ નામનું નાટક અને સન ૧૯૨૪માં 'દર્શનિયું' એ નામનું એમની નવલિકાઓનું પુસ્તક, એ બે બહાર પડયાં હતાં. એમના પ્રકીર્ણ લેખો, નિબંધો વગેરે જે બહુ મોટી સંખ્યામાં છે, તે એમણે ફરી પુસ્તકરૂપે છપાવવાનું કાર્ય હમણાં હાથ ધરેલું છે; અને તેમાંથી યુનાઇટેડ સ્ટેટ્સ, લિરિક, કવિતા શિક્ષણ, ઇતિહાસ દિગ્દર્શન, દી. બા. અંબાલાલભાઈ વગેરે પુસ્તકો પ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે.

સન ૧૮૯૮માં સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટે અબ્રાહામ લિંકનનું ચરિત્ર ગુ. વ. સોસાઇટીને લખી આપેલું, તેનો ઉપોદ્‌ઘાત એમણે લખી આપેલો, તેજ ઉપર ગણાવેલી ચોપડીઓમાં "યુનાઇટેડ સ્ટેટસ્" ને નામે છૂટો છપાવેલો છે. કાઠિયાવાડની જૂની વાર્તાઓ ભા. ૧ હરગોવિંદ પ્રેમજીએ બહાર પાડયો, તે માટે તેમણે એક વિસ્તૃત ઉપોદ્‌ઘાત લખેલો; એજ ધોરણે ગોવર્ધનરામના સાક્ષરજીવન અને દી. બા. અંબાલાલભાઇના લેખોના

સંગ્રહમાં વિસ્તૃત પ્રસ્તાવનાઓ લખી આપેલી છે, જે તે લેખક અને તેનું લખાણ સમજવા માટે કિમતી છે. સાતમી સાહિત્ય પરિષદમાં રજુ કરેલો "કવિતા શિક્ષણ" વિષેનો નિબંધ તેમ લિરિક વિષે 'કૌમુદી' માં ઉપાડેલી ચર્ચા એ વિષયમાં રસ લેનારે અવસ્ય વાંચવા વિચારવા જેવા છે.

દક્ષિણા ફેલો હતા ત્યારે પહેલા માધવરાવ પેશ્વા વિષે નિબંધ લખેલો (માણેકજી લીમજી ગોલ્ડ મેડલ નિબંધ) તે અદ્યાપિ મૂલ્યવાન અને મૌલિક જણાશે. હિન્દી રાજ્યબંધારણ અને વહિવટ વિષેનું એમનું પુસ્તક, જેની બે આવૃત્તિઓ થઇ છે, તે એ વિષયપર એક પ્રમાણભૂત ગ્રંથ લેખાય છે અને જૂદી જૂદી યુનિવર્સિટીઓના વિદ્યાર્થીઓ તેનો એક પાઠયપુસ્તક તરીકે ઉપયોગ કરે છે, એ પરથી તે ગ્રંથની મહત્તા લક્ષમાં આવશે.

ગુજરાતી સાહિત્યમાં પ્રો. બળવંતરાયનું સ્થાન પ્રથમ પંક્તિના વિદ્વાનોમાં છે. સન ૧૯૨૦માં તેઓ અમદાવાદમાં મળેલી ગુજરાતી સાહિત્ય પરિષદમાં ઇતિહાસ વિભાગના અધ્યક્ષ ચુંટાયા હતા.

### એમના ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| અભિજ્ઞાન શકુંતલા નાટક સમશ્લોકી અનુવાદ | ૧૯૦૬ |
| પ્લુટાર્કનાં જીવન ચરિત્રો | ૧૯૦૬ |
| ભણકાર ( કવિતા ) | ૧૯૧૭ |
| ,, બીજીધારા ,, | ૧૯૨૯ |
| દર્શનિયું ( નવલિકાઓ ) | ૧૯૨૪ |
| ઉગતી જુવાની ( નાટક ) | ૧૯૨૩ |
| લગ્નમાં બ્રહ્મચર્ય ( નાટિકા ) | ૧૯૨૮ |
| યુનાઇટેડ સ્ટેટસ ( ઇતિહાસ ) | ૧૯૨૮ |
| ઇતિહાસ દિગ્દર્શન ( ગુજરાતી સાહિત્ય પરિષદમાં વિભાગ પ્રમુખ લેખે વ્યાખ્યાન ) | ૧૯૨૮ |
| અંબાલાલભાઇ (જીવનચરિત) | ૧૯૨૮ |
| લિરિક (સાહિત્ય વિષયક) | ૧૯૨૮ |
| કવિતા શિક્ષણ [ ,, ] | ૧૯૨૪ |
| પરિષદ પ્રવૃત્તિ વિભાગ ૨ જો ( પરિષદ વિષયક ) | ૧૯૨૮ |
| ,, ,, વિભાગ ૩ જો [ ,, ,, | ૧૯૨૯ |
| An Account of the First Madhav Rao Peshwa | 1895 |
| Text of the Shakuntala. | 1920 |
| Indian Administration to the Dawn of Responsible Government 1°, 2°, | 1921 1927 |

## ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા

એઓ મૂળ સુરતના વતની છે. જ્ઞાતે વડનગરા નાગર ગૃહસ્થ અને એમનું ગોત્ર શાર્કરાસ, શાખા શાખાયની અને વેદ ઋગ્વેદ છે. એમનો જન્મ વિ. સં. ૧૯૨૪ના વૈશાખ વદિ ત્રીજ–સન ૧૮૬૭ના જુનની ૧ લી તારીખે થયો હતો. એમના પિતા નિર્ગુણરામ નિત્યારામ, એમને સવા બે વર્ષના મૂકીને મૃત્યુ પામ્યા હતા. તેઓ ગોપીપુરામા આવેલી મિડલ સ્કુલમા શિક્ષક હતા અને વળી સાહિત્યના પણ શોખીન હતા. એઓ મોસાળમા રહીને ઉછરી મોટા થયલા. એમના માતાનું નામ ભવાનીગવરી–તે નરસિંહરામ વજેરામના પુત્રી, જેમણે પુત્રના ઉછેર અને કેળવણીમા ખાસ શ્રમ લીધેલો.

મેટ્રિકની પરીક્ષા પાસ કરી તેઓ વડોદરા કૉલેજમા નયલા અને ત્યાથી પ્રિવિયસ અને ફર્સ્ટ ધયર ઇન એગ્રીકલ્ચર, એ બે પરીક્ષાઓમા ઉત્તીર્ણ થયા હતા. સન ૧૮૯૦ના વૈશાખ માસમા એમનું લગ્ન હરિસુખ-રામ માણેકરામ મુનસફના પુત્રી સૌ. સગુણાગવરી સાથે થયું હતુ. એ બ્હેન પણ સાહિત્યરસિક છે અને 'સદ્‌ગુણી સ્ત્રીઓ' વગેરે પુસ્તકો એમણે લખેલા છે, તેમજ લલિત કળાનો ખાસ શોખ એઓ ધરાવે છે.

એમના માતુશ્રી ભવાનીગવરીનુ સન ૧૮૯૧ના જુન માસમા અવ-સાન થયુ હતુ. આર્થિક સ્થિતિ એવી સારી નહિ કે આગળ વધુ અભ્યાસ કરી શકે. માતાએ જેમ તેમ ઘરનો નિર્વાહ ચલાવેલો. આ સ્થિતિમા એમને નોકરી શોધવાની જરૂર પડી. તુરતજ તેઓ કાઠિયાવાડમા જામનગર હાઇ-સ્કુલમા રૂ. ૪૫)ના માસિક પગારે વિજ્ઞાન શિક્ષક નિમાયા. ત્યા ત્રણેક માસ રહ્યા નહિ હોય એટલામા રાજકોટની રાજકુમાર કૉલેજમાં રૂ. ૫૦ના પગારે તેમની કાયમ નિમણુક થઇ. ત્યા તેઓ સન ૧૯૦૪ સુધી રહ્યા હતા. એ પછી રાજકોટની આલ્ફ્રેડ હાઇસ્કૂલમા સન ૧૯૦૯ સુધી વિજ્ઞાન શિક્ષક તરીકે કામ કર્યું હતુ. તે પછી છોટાઉદેપુરના રાજાના પ્રાઇવેટ સેક્રેટરી નિમાતા, તેઓ ત્યા ગયા હતા. પણ હવાપાણી અનુકૂળ નહિ આવવાથી, પાછા રાજકોટમા આવી મિડલ સ્કુલમા હેડ માસ્તરને પદ જોડાયલા. પાછળથી ધાગધ્રા રાજ્યમા ગયા હતા. સન ૧૯૧૪મા કાઠિયાવાડ છોડી, સુરત ગયા અને પછી વડોદરામા જૂદા જૂદા કાર્યોમા ગુંથાયા હતા. હમણા સુધી તેઓ દેવગઢ બારિયામા રણજીતસિંહ હાઇસ્કુલમા હેડમાસ્તરના પદે હતા પણ

થોડીક મુદતથી ત્યાંના રાજકુમારના શિક્ષક તથા કંપેનિયન તરીકે નિમાયા છે.

આમ જીવનમાં અનેક પ્રકારના સંજોગોમાંથી પસાર થયા છતાં એમનો સાહિત્ય પ્રતિનો પ્રેમ, અભ્યાસ અને લેખન વ્યવસાય સતત્ ચાલુ રહ્યા છે. એમના સાહિત્યકાર્યમાં સ્વ. સર રમણભાઈ મદદ કરતા. એમને બાલાશંકરની કવિતાઓ પર વિવેચન કરવાની ઇચ્છા પ્રકટેલી; કંઇક પ્રયત્ન પણ કરેલો અને કાવ્યો લખવા માડેલાં; પણ તે બધાં દમ વિનાનાં અને સર રમણભાઇની સૂચના અને સલાહથી કાવ્ય લખવાનું મૂકી દઇને તેઓ ગદ્ય લેખન પ્રતિ વળેલા. પોતાને વિજ્ઞાનનો શોખ પ્રથમથી એટલે તે વિષે એમણે પાંચ સાત પુસ્તકો રચેલાં છે. એવોજ પ્રેમ એમને પ્રાચીન સાહિત્ય માટે છે. તેથી તે દિશામાં, વિષ્ણુદાસ, પ્રેમાનંદ, મીરાંબાઇ વિષે કેટલાંક ઉપયુક્ત લેખો અને ગ્રંથો રચેલાં છે, જે બધાં નીચેની યાદીમાં નોંધ્યાં છે. સને ૧૯૦૪–૦૫માં કેળવણી ખાતા તરફથી નવી વાચનમાળા તૈયાર કરવામાં આવી ત્યારે વિજ્ઞાનના વિષયો ઉપર પાઠો લખવાનું એમને સોંપવામાં આવ્યું હતું. તે પ્રમાણે વાચનમાળાની ત્રીજી, ચોથી, પાંચમી અને છઠ્ઠી ચોપડીઓમાં વિજ્ઞાનના ઘણાખરા પાઠો એમના લખેલા છે. એ ઉપરાંત સાહિત્ય વિષયક કેટલાક પાઠો પણ એમણે લખી આપેલા છે.

વડોદરામાં આવી વસ્યા પછી બે ત્રણ વર્ષ 'ચંદ્ર પ્રકાશ' નામનું એક માસિક ચલાવેલું. વળી કેટલાંક વર્ષો સુધી સયાજી સાહિત્યમાળાના સંપાદકનું કાર્ય કરેલું, અને વૈજ્ઞાનિક પરિભાષા ઉપજાવવાનું કઠિન કાર્ય પણ કરેલું, છતાં એમનું મહત્વનું અને સ્થાયી કાર્ય તે ગુજરાતી ઇંગ્રેજી કોષ છે, જે એમનું જીવંત સ્મારક થઈ પડશે.

એમના પ્રકીર્ણ લેખો પણ થોડા નથી; માત્ર અહિં એમના પ્રકટ થયલા ગ્રંથોની યાદી આપી છેઃ

| | |
|---|---|
| સામાન્ય પદાર્થ જ્ઞાન | સન ૧૮૯૪ |
| પ્રાણી માત્રનું વર્ગીકરણ ( પ્રથમ આવૃત્તિ. ) | ,, ૧૮૯૬ |
| ( દ્વિતીય આવૃત્તિ. ) | ,, ૧૯૦૪ |
| હિંદુસ્તાનનાં ઓચળવાળાં પ્રાણીઓ ભા. ૧ લો. | ,, ૧૮૯૮ |
| ઉષ્ણતા | ,, ૧૯૦૦ |
| પદાર્થ વિજ્ઞાન | ,, ૧૯૦૨ |

| | |
|---|---|
| Matriculation Chemistry (English) | „ ૧૯૦૮ |
| પ્રેમાનંદની પ્રસાદી | „ ૧૯૧૧ |
| પાંડવાશ્વમેધ | „ ૧૯૧૬ |
| બભ્રુવાહન આખ્યાન | „ ૧૯૧૭ |
| પ્રેમાનંદ | „ ૧૯૧૮ |
| મીરાંબાઇ | „ „ |
| પ્રાણી વિદ્યાનું રેખાદર્શન | „ „ |
| માનવ દેહ ધર્મ વિદ્યા અને આરોગ્યવિજ્ઞાન | „ „ |
| કરોળીઆ | „ ૧૯૧૯ |
| ઋતુના રંગ | „ „ |
| મધપૂડો | „ „ |
| આરોગ્યવિજ્ઞાનની વાતો | „ „ |
| (પ્રેમાનંદ કૃત) સુદામા ચરિત્ર ( ટીકા સહિત ) | „ „ |
| વિષ્ણુદાસ | „ ૧૯૨૦ |
| શ્રી સયાજી વૈજ્ઞાનિક શબ્દ સંગ્રહ | „ „ |
| બોલ્શેવિઝમ | „ „ |
| નવીન હિંદુસ્તાન | „ „ |
| પ્રાણી સૃષ્ટિ | „ ૧૯૨૧ |
| ગ્રહણ | „ „ |
| ( પ્રેમાનંદ કૃત ) વિરાટ પર્વ | „ „ |
| કવિ વિષ્ણુદાસના કાવ્યો (સભા પર્વ, નળાખ્યાન, કુંવરબાઇનું મામેરૂં અને હુંડી. ) | „ „ |
| (પ્રેમાનંદ કૃત ) મામેરૂં | „ ૧૯૨૨ |
| ( „ ) ભીષ્મ પર્વ | „ „ |
| સુરત | „ „ |
| ભૌતિક શાસ્ત્ર અને આરોગ્યવિજ્ઞાન | „ „ |
| ઘરઘોણી | „ ૧૯૨૩ |
| જગતની ભૂગોળ | „ „ |
| દરિયા કાઠો | „ ૧૯૨૪ |
| ધ્રુવાખ્યાન (ભાલણ કૃત ) | „ „ |

| | | |
|---|---|---|
| રણયજ્ઞ ( પ્રેમાનંદ કૃત ) | „ | ૧૯૨૫ |
| આયુર્વેદનો સંક્ષિપ્ત ઈતિહાસ | „ | „ |
| સભા પર્વ ( પ્રેમાનંદ કૃત ) | „ | „ |
| The Modern Gujarati English Dictionary | „ | „ |
| કરોળીઆના કાવતરા | „ | ૧૯૨૭ |
| સરોવરોનાં જીવો | „ | „ |
| આરોગ્યવિજ્ઞાન અને ગૃહવ્યવસ્થા | „ | ૧૯૨૯ |
| મહીપતરામ | „ | ૧૯૩૦ |

## મગનભાઇ ચતુરભાઇ પટેલ

જાતે પાટીદાર; નડિયાદના વતની. એમનો જન્મ સન ૧૮૭૬ માં નડિયાદમાં થયલો. તેમણે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ નડિયાદમાં જ લીધેલું અને કૉલેજ કેળવણી વિલસન અને બરોડા કૉલેજમાં મેળવેલી. તેઓએ સન ૧૮૯૮ માં બી. એ; ની પરીક્ષામાં પાસ કરી, સન ૧૯૦૦ માં એલ એલ. બી; ની પરીક્ષા આપી હતી. આના રીઝલ્ટ માટે રાહ જોતા હતા, એવામાં સન ૧૮૯૮–૯૯ ના દુકાળમાં રેવન્યુ નોકરોએ કરેલા અત્યાચારો સંબંધમાં તપાસ કરવા કમિશન નિમાયું, તેમાં સ્વર્ગસ્થ સર ગોકળદાસની મદદે તેઓ ગયા, ત્યારથી એમના જાહેર જીવનની શરૂઆત થાય છે. સન ૧૯૦૧ માં તેઓ અમદાવાદમાં વકીલાત કરવા આવ્યા અને અહિં પ્રથમ વાર કોન્ગ્રેસ ભરાઈ (૧૯૦૫) ત્યારે એમણે બહારગામ જઇ નાણા ઉઘરાવવામાં તેમજ બીજા કાર્યોમા સારી મહેનત ઉઠાવી હતી; અને તે સમયથી અમદાવાદનું જાહેરકામ કોઈ એવું નહિ હોય કે જેમા મગનભાઇનો હાથ કે હાજરી નહિ હોય.

તેઓ એક સારા વક્તા હતા, તેથી શ્રોતા પર સારો એમનો પ્રભાવ પડતો અને એમના વ્યાખ્યાનની પણ તેમના પર ઉંડી અસર થતી જણાતી. એ અરસામાં દેશમા સ્વદેશીનું મોજું ફરી વળ્યું, તેમાં આગેવાનીભર્યો ભાગ લીધો; સ્વદેશી સ્ટોર્સ કાઢવામાં સારી મદદ આપી; અને લોકલાગણી જાગૃત કરવા અને કેળવવા કાવ્યો લખવા માંડયાં, જેમાંનું 'એક દિન એવો આવશે' એ નામનું કાવ્ય બહુ પંકાયું હતું અને ક્ષાત્રપાળ–રાણા પ્રતાપ વિષેનું આખું કાવ્ય પણ પ્રશંસા પામ્યું હતું.

સ્વદેશી હિલચાલમા તેઓ અગ્રેસરભર્યો ભાગ લેતા હતા તેથી સરકાર પણ એમના પ્રતિ સંશયની નજરે જોતી હતી. તેઓ એક સાચા અને શુદ્ધ દેશભક્ત હતા, એમ એમના પ્રસંગમા આવનાર કોઇ પણ વિનાસંકોચે કહી શકે; પાછળથી રાજકીય વિષયમા મતભેદ ઉપસ્થિત થતા, તેઓએ પોતાના અભિપ્રાયને ખુલ્લી રીતે–નિખાલસપણે વ્યક્ત કરવામા કદી પાછી પાની કરી નહોતી. સન ૧૯૧૫ મા હોમરૂલ લીગની ચળવળ પુષ્કળ ફેલાઈ હતી, ત્યારે અમદાવાદ જીલ્લા હોમરૂલ લીગના સેક્રેટરી તરીકે તેમણે જૂદે જૂદે ગામે ભાષણો કરીને લગભગ ૯૦ શાખાઓ સ્થાપી હતી, એ પરથી દેશ અને દેશ સેવા માટેની એમની ધગશ કેટલી ઉંડી હતી તે સહજ

સમજાશે. સન ૧૯૨૯માં ખેડા જીલ્લામા સત્યાગ્રહ શરૂ કરવામા આવેલો, ત્યારે તેમણે પ્રથમ જ તે સામે પોતાનો વિરોધ દર્શાવેલો; પરંતુ તે સાથે જમીન મહેસુલ સંબંધમાં ઇંગ્રેજીમાં સંખ્યાબંધ લેખો લખી મોકલી, ખેડુતપક્ષનું પોતે સમર્થન કર્યું હતું. તે પછી તેઓ રાજકીય ક્ષેત્રમાથી અલગ પડી જઇ, સાહિત્ય અને ધર્મના અભ્યાસમાં મચ્યા રહ્યા, જેના પરિણામે તેઓ ગીતા, ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્રોનો ગુજરાતીમાં અનુવાદ કરવાની સાથે તે પર "જ્યોતિ" નામની સ્વતંત્ર ટીકા લખવા શક્તિમાન થયા હતા. તે પૂર્વે એમણે પોતાનો કાવ્યસંગ્રહ 'કુસુમાજલિ' એ નામથી છપાવ્યો હતો; અને સીલીકૃત ઇંગ્રેજી રાજ્ય વિસ્તાર–Expansion of England એ જાણીતા પુસ્તકનું ભાષાંતર ગુ. વ. સોસાઇટી માટે કરેલું છે, તે હવે પછી છપાશે.

કવિ કાલિદાસના સુપ્રસિદ્ધ "શકુન્તલા"નો જોઇએ તેવો સારો અને ભાવવાહી અનુવાદ થયો નથી, એવી માન્યતાથી તેમણે સન ૧૯૧૫ માં તેને નવેસર ગુજરાતીમા ઉતાર્યું હતું.

## એમના ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| વૈદેહી વિજય | ૧૮૯૯ |
| ક્ષાત્રપાળ કાવ્ય [મહારાણા પ્રતાપ] | સં. ૧૯૦૯ |
| કુસુમાંજલિ (કાવ્યસંગ્રહ) | ૧૯૦૯ |
| કાવ્યાર્થ પ્રદિપ [ 'સુદર્શન'માં પ્રકટ થયલું ] | ૧૯૧૦ |
| શિક્ષકનું કર્ત્તવ્ય (નિબંધ) | ૧૯૦૭ |
| સ્વદેશી હિલચાલ( ,, ) | ૧૯૦૮ |
| અભિજ્ઞાન શાકુંતલ (ભાષાતર) | ૧૯૧૫ |
| Studies in Land Revenue and Economics. | ૧૯૨૫ |
| ભગવદ્ ગીતા–જ્યોતિ | ૧૯૨૭ |
| ઉપનિષદ્ જ્યોતિ ભા. ૧ લો | ૧૯૨૯ |
| ,, ,, ભા. ૨ જો | ૧૯૨૯ |
| બ્રહ્મમીમાંસા જ્યોતિ | [ છપાય છે.] |

• અમને નોંધતાં ખેદ થાય છે કે પ્રસ્તુત ગ્રંથ છપાઈને બહાર પડે તે આગમચ તા. ૧૬ મી માર્ચ ૧૯૩૦ ને રવિવારે એમનું અવસાન થયું છે.

## મહમદ સાદીક

એઓ ઈરાક [ મેસોપોટેમીયા ] માં કરબલાના વતની અને જાતે આરબ છે. એમનો જન્મ કરબલામાં ઇ. સ. ૧૯૦૧ માં થયો હતો. એમના પિતાનું નામ શેખ અહમદ સુલતાન સાહેબ અને માતાનું નામ મરિયમ બેગમ છે. એઓએ થોડોઘણો ગુજરાતી તેમ ઇંગ્રેજી અભ્યાસ મુંબાઇમાં કર્યો છે. તેઓ સન ૧૯૧૦ માં હિન્દુસ્તાનમાં આવે તે પહેલા ઇરાકથી ઇરાનની મુસાફરી કરી હતી. તે વખતે રેલ્વેનું સાધન નહિ, એટલે ઉંટ, ખચ્ચર, ઘોડા પર મુસાફરી કરવી પડી હતી. ત્યારે એમની ઉંમર આશરે આઠ વર્ષની હતી. હિંદમાં તેઓ પોતાના માતપિતા સાથે મુસાફર તરીકે આવ્યા હતા. પરંતુ જ્યારે તેઓ પોતાના વતને પાછા ફરવા માગતા હતા ત્યારે તેમના દેશના તુર્કી રાજ્ય અને યુરોપિયન રાજ્યો વચ્ચે યુદ્ધ ચાલતું હોવાથી તેઓ હિંદમાથી પાછા જઈ શક્યા નહોતા. અને તે પછી તરતજ મહા યુદ્ધ થવાથી હિંદમા જ રહેવું પડ્યું હતું, એ મુદ્દત દરમીયાન તેઓએ ગુજરાતી અભ્યાસ કર્યો હતો.

એમની મૂળ ભાષા ફારસી છે અને મુબાઇમાં રહ્યા પછી ઉર્દૂ ઝબાન પર સાધારણ કાબુ મેળવ્યો; અને ગુજરાતી પુસ્તકો વાચવાનો એમને ખૂબજ શોખ હોવાથી તેમણે પોતાના વાચન શોખથી ગુજરાતી ભાષા પણ શીખી લીધી. એમણે પ્રથમ લેખ સન ૧૯૧૫ મા લખ્યો હતો.

એમના અભ્યાસનો પ્રિય વિષય - ઇતિહાસ છે. લેખનવાચન તરફ અભિરુચિ થવાથી એક પત્રકારનું જીવન એમને વિશેષ રૂચ્યું; હિંદુસ્થાન–મુંબાઈ સમાચાર–સાંજ વર્તમાન અને ભારત પત્રના રીપોર્ટર તરીકે અને તે પછી એ પત્રોના લેખક તરીકે કામ કરવા માડ્યું. સન ૧૯૨૧ થી તેઓ હિંદની રાજકીય લડતમા જોડાયા છે અને આજ ઘડી સુધી તેઓ કોંગ્રેસ પક્ષમા રહ્યા છે. અને હમણા સત્યાગ્રહની લડતમા જોડાતા તેમાં તેમને એક માસની સજા થયલી, તે ભોગવી તાજેતર તેઓ જેલમાથી છૂટા થયા છે. ૧૯૨૪ મા તેમણે શ્રી૦ શયદા સાથે મળીને "બે ઘડી મોજ" નામનુ સાપ્તાહિક પત્ર કાઢ્યું, જે જનતામા લોકપ્રિય થઇ પડ્યું છે અને બહોળો ફેલાવો પામ્યુ છે. ગુજરાતના અગ્રગણ્ય સંસ્કારી લેખક ભાઈ–બહેનોનો એઓએ પોતાના નમ્ર મળતાવડા સ્વભાવને લીધે સારો સહકાર મેળવ્યો છે. ગુજરાતી પત્રકારિત્વમા 'બે ઘડી મોજે' હળવુ, રમુજી અને

ઉપયોગી વાચનસાહિત્ય,-સચિત્ર-આપવાની પહેલ કરી, એક નવીન માર્ગ ખોલેલો છે; અને તે પ્રયાસ એટલો સફળ થયો છે કે તે પછી બીજા ઘણાઓએ એનું અનુકરણ કરવા માંડયું હતું. તેનું આ પ્રમાણે અનુકરણ થયું, એ તે પત્રના સંચાલકો માટે ખચિત્ અભિનંદનીય લેખાય. બાબુ સાદીકે એ પત્રમાં અનેક ઉપનામો ધારણ કરીને માર્મિક કટાક્ષ કરતા અને પ્રાસંગિક ચર્ચા કરતા લેખો લખ્યા છે.

એમનાં પુસ્તકોની યાદી નીચે આપેલી છે, તે પરથી જોઈ શકાશે કે અઠવાડિક પત્ર ચલાવવાનો શ્રમ ઉઠાવવાની સાથે, તેમનું અન્ય લેખનવાચન કાર્ય ચાલુ રહેલું છે અને એમાંનાં કેટલાંકની પ્રસ્તાવના જાણીતા સાક્ષરોએ લખી આપેલી છે; અને તે તે પુસ્તકોની ઉપયોગિતાની સાથે લેખકની શકિત અને કાર્યનું એક ઉત્તમ પ્રમાણપત્ર છે.

| | |
|---|---|
| બંગાળી ભૂત [અનુવાદ] | ઈ. સ. ૧૯૨૨ |
| મહાત્મા શેખ સાદી [ પ્રસ્તાવના: દિ. બ. કૃષ્ણલાલ ઝવેરી.] | ,, ૧૯૨૪ |
| દિલ્હીના મોગલ સમ્રાટ બહાદુરશાહ ઝફર ( પ્રસ્તાવના: શ્રી. કનૈયાલાલ મુનશી. ) | ,, ૧૯૨૫ |
| રસ ઝરણા | ,, ૧૯૨૫ |
| મહા કવિ ગાલિબ (સાંજ વર્ત્તમાન'માં પ્રકટ.) | ,, ૧૯૨૬ |
| સુલ્તાના રઝિયા ( પ્રસ્તાવના: દિ. બ. કૃષ્ણલાલ ઝવેરી. ) | ,, ૧૯૨૮ |
| દરબારે અકબરી ( પ્રસ્તાવના: પ્રો. કેશવલાલ કામદાર ) | ,, ૧૯૩૦ |

## મટુભાઇ હરગોવિંદદાસ કાંટાવાળા.

જ્ઞાતે તેઓ વીસા ખડાયતા વણિક છે. તેમનો જન્મ સન માં માં થયો હતો. એમના પિતાશ્રી રા. બા. રાજ્યરત્ન હરગોવિંદદાસ ભાઇ, એ નવાં શિક્ષણનાં શરૂઆતના ફળો હતા અને તેમના જીવનપર કેળવણી અને સાહિત્યની ઉંડી છાપ અને સંસ્કાર પડયા હતા, જે સર્વ મટુભાઈમાં ઉતરી આવેલા દૃષ્ટિગોચર થાય છે. એમનો ઘણોખરો અભ્યાસ વડોદરામાં થયેલો. વડોદરા કૉલેજમાંથી બી. એ; ની પરીક્ષા સન માં પાસ કરેલી; કૉલેજની ડિબેટીંગ સોસાઈટીમા સારો ભાગ લેતા, એટલુંજ નહિ પણ કૉલેજ મેગેઝીનમાં વખતોવખત લેખો લખતા. અને તે સામાન્ય અને ચાલુ વિષયોમાં નહિ પણ તે કાળે જે પ્રતિ થોડુંજ અથવા નહિ જેવું લક્ષ અપાતું હતું એવા ગુજરાતી સાહિત્યના વિષયો ચર્ચતા હતા. આનંદ પામવાનું કારણ આપણને એ છે કે યુનિવરસિટીએ એમ. એ; ની પરીક્ષામાં ગુજરાતીમા સ્થાન અપાતાં, પ્રથમ તે પરીક્ષા પાસ કરવાનું માન એમને ઘટે છે; અને તે બદલ ગુ. વ. સોસાઇટી તરફથી એમને રૂ. ૨૦૦)નું ઇનામ મળ્યું હતું. ઉપર કહ્યું તેમ કેળવણી અને સાહિત્યના સંસ્કાર પિતા તરફથી એમને વારસામાં મળેલા છે; અને તે એમણે એટલા બધા સજીવન અને ચેતનવંતા રાખેલાં છે કે એક મિલ એજંટ તરીકે વ્યવસાયી અને શ્રમભર્યું જીવન વ્યતિત કરે છે, તેમ છતા સાહિત્ય પ્રત્યેનો એમનો અનુરાગ અને વ્યાસંગ લેશ માત્ર ઓછો થયો નથી, એ તેઓ જે દક્ષતાથી અને કાળજીથી "સાહિત્ય" માસિક ચલાવે છે, તે પરથી સહજ સ્પષ્ટ થશે.

નરસિંહરાવભાઇએ પ્રેમાનંદના નાટકોનો પ્રશ્ન ઉથમ ઉપસ્થિત કર્યો ત્યારે પ્રતિપક્ષ તરફથી જે રદીઆ અપાયા હતા તેમા એમના લેખો, વિશેષ ધ્યાન એંચતા હતા અને મૂળ કેસને પાગળો-લુલો કરવામાં એમનો હિસ્સો ન્હાનોસુનો નથી. તે બતાવી આપે છે કે એમનું જુના ગુજરાતી સાહિત્યનું વાચન અને અભ્યાસ કેટલો બધો વિશાળ અને ઝીણો છે.

તે સાથે એમણે ટુંકી વાર્તાના લેખક તરીકે નામ મેળવેલું છે અને તેમાં આપણા સંસારના ચિત્રો આલેખેલા છે તે આકર્પક નિવડયા છે, એમ એના ઘણા વાચકોએ જણાવ્યું છે.

અત્યારે સાહિત્યના ક્ષેત્રમા એક free lance પત્રકાર તરીકે તેઓ સરસ કાર્ય કરે છે. "સાહિત્ય"માની એમની નોંધ અને ગ્રંથોના અવલોકન

સાહિત્ય રસિકોમા આતુરતાથી અને લક્ષપૂર્વક વંચાય છે અને એમના અભિપ્રાય કેટલીક વાર એટલા સચોટ, મુદ્દાસર અને સ્પષ્ટ હોય છે કે તે ધારી અસર પેદા કરવામા સફળ નિવડે છે.

આપણા માસિકોમા "સાહિત્ય" માસિકે ઉંચુ સ્થાન પ્રાપ્ત કરેલું છે, એ એમની નિયમિતતા, બાહોશી, ઉંચા જ્ઞાન અને વિદ્વતાને આભારી છે. એમના લેખોનો સંગ્રહ મોટો થવા જાય; પણ હાલ તુરત 'પ્રેમાનંદના જ નાટકો,' એ પુસ્તક દ્વારા એમના એ વિષયપરના લેખો છપાવીને એમણે સંતોષ માનેલો છે.

એમનો ગ્રંથઃ

| | |
|---|---|
| પ્રેમાનંદના જ નાટકો ? | ૧૯૨૮ |

## મણિલાલ નથુભાઈ દોશી

એઓ જ્ઞાતિએ વીશા ઓસવાલ જૈન; અને અમદાવાદના વતની છે. એમનો જન્મ ૨૭ નવેમ્બર ૧૮૮૨માં–સં. ૧૯૩૮ના આસો વદ ૭ ના રોજ—વિજાપુરમા થયો હતો એમના પિતાનું નામ નથુભાઈ જીવરાજ દોશી અને માતાનું નામ માકોરબાઇ મયાચંદ છે.

એમણે બધુ શિક્ષણ અમદાવાદમા જ લીધેલુ. સન ૧૮૯૮ મા મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી હતી. તે પછી ગુજરાત કૉલેજમા દાખલ થઇ સન ૧૯૦૨મા ભાષા અને સાહિત્ય ઐચ્છિક વિષય લઈને બી. એ. ની ડીગ્રી મેળવી હતી; અને ઉંચે નબરે આવવાથી તેઓ દક્ષિણા ફેલો નિમાયા હતા. સન ૧૯૦૩મા તેમણે એક શિક્ષકનો ધંધો પસદ કર્યો હતો. એમની શિક્ષણ આપવાની પદ્ધતિથી અને શિષ્યો પ્રતિના સમભાવ અને પ્રેમથી તેઓ વિદ્યાર્થી વર્ગમા બહુ પ્રિય થઈ પડતા; અને એમના સાલસ સ્વભાવ અને ઉત્તમ ચારિત્ર્યથી, એમના સમાગમમા આવનાર સૌ કોઇને પોતા પ્રતિ આકર્ષતા હતા. એમના પ્રિય વિષયો માનસ શાસ્ત્ર, નીતિ અને ધર્મ છે. વળી એમ કહેવુ વધારાપડતું નથી કે તેના અભ્યાસ અને પ્રચાર કાર્ય પાછળ એમણે પોતાનુ જીવન સમર્પણ કરેલું છે. આખા ગુજરાતમા તેઓ એક આગેવાન થિઓસોફીસ્ટ તરીકે જાણીતા છે એમના એ સેવા કાર્યથી ઘણાના જીવનમા સુદર ફેરફાર અને પલટો થયલો અમારા જાણવામા છે. શિક્ષણકાર્ય સાથે સમાજસેવાના કાર્યમા તેમજ થિઓસોફીના પ્રચારકાર્યમા વખતોવખત મુશ્કેલીઓ નડવાથી સન ૧૯૧૯મા એમણે શિક્ષક તરીકેની નોકરી કાયમ માટે છોડી દીધી હતી અને તે સમયથી એક સમાજસેવક તરીકે અને થિઓસોફીના પ્રચારક તરીકે પ્રવૃત્તિ આદરી રહ્યા છે લેખનકાર્ય તો એમણે સન ૧૯૦૩ થી શરૂ કરેલુ અને એ પ્રવાહ સતત્ વહેતો અને વિકસતો રહેલો છે. માત્ર નાના મોટા પુસ્તકો લખીને એમણે સતોષ માન્યો નથી, પણ જૂદે જૂદે સમયે એક વા બીજુ માસિક ચલાવીને, તે દ્વારા જનતાની સેવા કરવાને પ્રયત્નો કરેલા છે. અત્યારે તેઓ બે માસિકો ચલાવે છે. સ્ત્રીજીવનના વિકાસ અને અભ્યુદય અર્થે પણ એમની પ્રવૃત્તિ થોડી નથી. સ્ત્રીઓ માટે તેઓ એક જૂદું માસિક કાઢે છે. એમનુ "સખીના પત્રો" એ નામનું પુસ્તક ગુ વ સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થયલુ છે, તે પરથી જોઇ શકાશે કે સ્ત્રીમાનસને સમજવામા તેઓ કેટલા નિપૂણ અને ઉંડા ઉતરેલા છે.

લેખન વ્યવસાયમાં તેમ એક ઉપદેશક તરીકે એમનું ઘણું ખરૂં જીવન વ્યતીત થયલું હોવાથી એમનો લેખ સંગ્રહ બહુ મોટો જણાશે. અહિં માત્ર એમના ગ્રંથોની યાદી આપી છેઃ—

| | |
|---|---|
| ૧ અર્હન્નીતિ ( શ્રી હેમચંદ્રાચાર્ય કૃત સંસ્કૃત પુસ્તકનો ગુજરાતી અનુવાદ. ) | ઈ. સ. ૧૯૦૬ |
| ૨ ગુરુદર્શન | ” ૧૯૦૮ |
| ૩ આત્મ પ્રદીપ ( શ્રીમદ બુદ્ધિસાગરે રચેલા ૧૦૦ સંસ્કૃત શ્લોકનું ભાષાંતર તથા વિવેચન.) | ” ૧૯૧૦ |
| ૪ દયાનો ઝરો ( રાલ્ફ વોલ્ડો ટ્રાઇનના " Every Living Creature"નું ભાષાંતર ) | ” ૧૯૧૦ |
| ૫ સ્વર શાસ્ત્ર | ” ૧૯૧૦ |
| ૬ સુબોધચંદ્ર ( આધ્યાત્મિક નવલ કથા ) | ” ” |
| ૭ લઘુ લેખસંગ્રહ | ” ૧૯૧૧ |
| ૮ શ્રી બુદ્ધચરિત્ર ( પાંચ આવૃત્તિઓ થઇ છે. ) | ” ૧૯૧૧ |
| ૯ મહાન ગુરુનો પ્રસાદ ( At the feet of the Master"નો અનુવાદ ) | ” ૧૯૧૧ |
| ૧૦ યોગમાર્ગનો ભોમીઓ | ” ૧૯૧૨ |
| ૧૧ શ્રી બુદ્ધોપદેશ ( ધમ્મપદના બુદ્ધ ગ્રંથનું પાલીમાંથી ભાષાંતર ) | ” |
| ૧૨ શ્રી ધર્મબિન્દુ ( શ્રી હરિભદ્રસૂરિ કૃત ગ્રંથનું ભાષાંતર અને વિવેચન.) | ” ” |
| ૧૩ આદર્શ પુરુષ (ડૉ. બેસન્ટના "Path to the Masters of Wisdom"નો અનુવાદ. | ” ૧૯૧૩ |
| ૧૪ પ્રભુમય જીવન ( ત્રણ આવૃત્તિ થઈ છે.) ( In tune with the Infinte'નું ભાષાંતર. ) | ” ૧૯૧૬ |
| ૧૫ થિઓસોફી લેખમાળા | ” ૧૯૧૯ |
| ૧૬ પ્રભુને નામે ( સી. જીનરાજદાસના 'In His Name'નું ભાષાંતર ) | ” ” |
| ૧૭ શ્રધ્ધા એ જીવન ( સી. જીનરાજદાસના " Faith that is Life"નો અનુવાદ. ) | ” ” |
| ૧૮ શ્રી સીમન્ધર સ્વામીને ખુલ્લા પત્રો | ” ૧૯૨૦ |

| | | |
|---|---|---|
| ૧૯ સંયમ સામ્રાજ્ય 'Kingship of self–control'નું ભાષાંતર ) | " | " |
| ૨૦ શ્રી ભગવદ્ ગીતા અધ્યયન ( ડૉ. બેસન્ટના 'Hints on the Study of Gita'નું ભાષાંતર.) | " | " |
| ૨૧ વિદ્યાર્થી બંધુઓની સેવામાં ( ડૉ. એરેંડેલના 'Talks to Students'નો અનુવાદ ) | " | " |
| ૨૨ દિવ્ય જીવન | " | ૧૯૨૨ |
| ૨૩ સખીને પત્રો | " | ૧૯૨૪ |
| ૨૪ ઉપદેશ રત્નકોષ (બે આવૃત્તિઓ) (માગધીમાંથી ભાષાંતર અને વિવેચન. ) | " | ૧૯૨૪ |
| ૨૫ ઉચ્ચ જીવનના નિયમો ( ડૉ. બેસન્ટના ' Laws of Higher Life'નો અનુવાદ.) | " | ૧૯૨૬ |
| ૨૬ દૈનિક ધ્યાનનાં સૂત્રો ( ડૉ. બેસન્ટના 'Daily Meditations'નું ભાષાંતર.) | " | ૧૯૨૭ |
| ૨૭ પવિત્રતાને પંથે ( ચાર આવૃત્તિઓ ) (જૈનધર્મ ગ્રંથ.) | " | " |
| ૨૮ મુક્તિનું રહસ્ય (સી. જીનરાજદાસના 'Release'નું ભાષાંતર) | " | ૧૯૨૮ |
| ૨૯ ચારિત્ર મંદિર (વ્યાખ્યાનોનો સંગ્રહ. ) | " | " |
| ૩૦ નવીન યુગનો આત્મા (Spirit of the Unborn'નો અનુવાદ. ) | " | " |
| ૩૧ પ્રેમ અને સેવા | " | ૧૯૨૯ |
| ૩૨ શ્રાવક ધર્મ | " | " |
| ૩૩ જ્ઞાન પ્રભાવ | " | " |
| ૩૪ જીવન સંદેશ ( શ્રી કૃષ્ણ મૂર્તિના વ્યાખ્યાનો તથા લેખોનો અનુવાદ. ) | " | ૧૯૩૦ |
| ૩૫ બાળશિક્ષણ ( માબાપ અને શિક્ષણ સંબંધી ચાર પત્રિકાઓનો અનુવાદ. ) | " | " |

## મણિલાલ છબારામ ભટ્ટ

એમના પિતા છબારામ નૃસિંહરામ જ્ઞાતિએ રાયકવાળ બ્રાહ્મણ હતા; અને અમદાવાદની પાસે આવેલા કુબડથલ ગામમાં રહી, ગામડી નિશાળ ચલાવતા અને પુરાણ કથા વાર્તાનો ઉદ્યોગ કરતા. સન ૧૮૬૯–૭૦ માં તેમને ઘેર મણિલાલનો જન્મ થયો. શરૂઆતમાં ન્હાનપણથી જ તેમને સ્તોત્ર-પ્રકીર્ણ શ્લોક વગેરે ગામડાના બ્રાહ્મણબટુઓને મુખપાઠ કરાવવામાં આવે છે તેમ મોઢે કરાવવામાં આવેલા અને ઉપનીત પહેલાં ગુજરાતીનો શાળામાં અને સંસ્કૃત વ્યાકરણનો (સારસ્વતનો) ઘેર અભ્યાસ કરાવવામાં આવ્યો. સારસ્વત પછી રઘુ અને બીજાં કાવ્યોનો અભ્યાસ ચાલતો હતો એવામાં તેમનાં માતા અને પછી એકાદ વર્ષમાં તેમના પિતા પરલોકવાસી થયા; તેથી તેઓ અમદાવાદમાં સ્વ૦ બાપુશંકર નાનાભાઇને ઘેર તેમના મોસાળમાં ઉછર્યા. અહિં શિષ્ઠ અને ઉચ્ચ નાગરમિત્રોના સહવાસથી નાગરિક ઉચ્ચ સંસ્કાર સાથે ઇંગ્રેજીના સાતમા ધોરણ સુધીના અભ્યાસ સુધી પહોંચવાને તેમને અત્યુત્તમ પ્રસંગ પ્રાપ્ત થયો. હાઇસ્કૂલમાં અભ્યાસ કરતા તેની જ સાથે સાથે ફાજલ સમયમાં ભાસ્કરશાસ્ત્રીને ત્યાં જઇ "નૈષધ ચરિત" જેવા કઠિન કાવ્યનું તેમજ કૌમુદીનું અધ્યયન કરવા માંડ્યું; પણ તે પૂરું શિખી રહે તે પહેલાં અને મેટ્રીકની પરીક્ષામાં બેસવાનો સમય આવી પહોંચે તે પહેલાં એમનાં દાદી દેવલોક પામ્યાં અને તેમના મોટા ભાઇ એક ભાડાનું ઘર રાખી જૂદા રહેવા લાગ્યા. આ સાંસારિક વિટંબણામાં આવી પડવાથી તેમની કેળવણીની પણ સમાપ્તિ થઈ; અને મુંબાઈમાં સોલીસીટરની ઑફીસોમાં કારકુન તરીકે નોકરી સ્વીકારવી પડી. સંસ્કૃતનો શોખ મૂળથી એટલે બાકીના વખતમાં પં. ગટુલાલજીની સંસ્કૃત શાળામાં પણ જતા હતા. થોડા મહિના પછી રેલ્વેતારનું શિખવાના ઈરાદે તે સુરત ગયા; પણ ત્યાં તાવના સકંજામાં સપડાવાથી અને નાદુરસ્ત તબિયત રહેતી હોવાથી, અમદાવાદ પાછા ફર્યા. ત્યાર પછી ટોટેક વર્ષે 'ગુજરાત ગેઝીટ' સાપ્તાહિક વર્તમાન-પત્રમાં ભાગીદારી તરીકે જોડાયા; અને પોતાની કલમ ચલાવા માંડી. સંસ્કૃત, ગુજરાતી, ઈંગ્રેજી, મરાઠી અને હિન્દી પુસ્તકોના વાચનથી તેમનું જ્ઞાન સર્વદેશીય બન્યું હતું. જન્મસિદ્ધ કાવ્યલેખન શક્તિમાં કંઈ ઓર ઉમેરો થવા લાગ્યો. 'બુદ્ધિપ્રકાશ'માં "સીતાહરણ" નાટક (અપૂર્ણ) તેમજ 'ભારતી ભૂષણ'માં "મૃગાવતી"ના ત્રણ અંકો લખ્યા. વળી એ અરસામાં

'સ્વદેશ વત્સલ' માસિકમાં 'ઋતુ વર્ણન', 'અનિલદૂત' વગેરે કાવ્યો અને 'કિશોરસુંદરી'ની વાર્તા એમણે લખી તે વખતના સાહિત્ય રસિકોનું ધ્યાન ખેંચેલું. 'ગુજરાત ગેઝીટ' બંધ પડતાં તેમણે મુંબાઈ 'ગુજરાતી' પત્રમાં નોકરી લીધી. સન ૧૮૯૬માં તેમણે 'સમાલોચક' નામનું ત્રિમાસિક કાઢ્યું અને ૧૯૦૯ સુધી ચલાવ્યું. પુરતો પગાર નહિ મળતો હોવાથી તેમને શિષ્યવૃત્તિઓ (Tutions) કરવા ઉપરાંત ભાષાંતરો અને લખાણો લખવા માંડયા. થોડા પૈસા ભેગા થતાં, "ગુજરાતની જુની વાર્તાઓ"નું પુસ્તક રચી પ્રકટ કર્યું અને તે એટલું લોકપ્રિય નિવડયું કે સરકારે શીવીલ સર્વિસના ગુજરાતી પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કર્યું; જે હજુ ચાલુ છે. વળી તેનો ઉપાડ પણ સારો થયો.

તેમના મુંબાઈના ૨૦ વર્ષના વસવાટ દરમિયાન તેમણે જે જે પુસ્તકો રચ્યાં તેની ટીપ નીચે આપવામાં આવેલી છે. સન ૧૯૦૯ માં 'ગુજરાતી'-ની નોકરી મૂકી દઈ અમદાવાદ આવ્યા; અને સન ૧૯૧૦માં ગુજરાતી ભાષાનો કોષ કરવાને ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીમાં જોડાયા.

તેમણે સન ૧૯૨૩મા ગુ. વ. સોસાઈટીમાંથી નોકરી છોડીને વાનપ્રસ્થાવસ્થા લીધી છે તે ચાલુ છે. હજુ ઉત્તરાવસ્થામા સાહિત્યક્ષેત્રમાંથી નિવૃત્તિ લીધી છે તોપણ, અવાનવાર વર્તમાનપત્રો અને માસિકોમાં લેખો લખી સાહિત્યને લાભ આપતા રહે છે, તે જોઈ આપણને આનંદ થાય છે; અને તે થકી તેમનો સાહિત્યપ્રેમ વ્યક્ત થાય છે.

ઇંગ્રેજી અને સંસ્કૃત સાહિત્યના તેમના વિશાળ વાચનનું જ્ઞાન લોકોને ઘણું રુચિકર થયું છે; અને તેથી તે એક લોકપ્રિય લેખક બન્યા છે. તેમની ભાષા શૈલી શુધ્ધ, સરળ છતાં પ્રૌઢ, શિષ્ટ અને સંસ્કારી છે.

તેમણે સ્ત્રી ઉપયોગી પુસ્તકો 'સ્ત્રીઓની રંગભૂમિ,' 'પતિવ્રતા સતીઓ' અને 'સુંદર બહેન' સરળ ભાષામાં રચી સ્ત્રીજગતને આપી છે; સુપથે દોર્યું છે. તેમની ઐતિહાસિક વાર્તાઓ તેમજ સામાજિક નવલકથાઓથી સમાજનો સડો કંઇક અંશે દૂર થયો છે. તેમણે ઈંગ્રેજી અને સંસ્કૃતનાં સુંદર ભાષાન્તરો કરેલા છે. અને 'કાવ્ય પીયૂષ' તથા 'સીમંતિની આખ્યાન'ના કાવ્ય રચ્યાં છે. આમ અનેક પુસ્તકો પ્રકટ કરી ગુજરાતી સાહિત્યમાં તેમણે સારો ફાળો આપી પ્રજાસેવા બજાવી છે.

## એમના ગ્રંથોની યાદીઃ

### કાવ્ય.

| | |
|---|---|
| ઋતુ વર્ણન ('સ્વદેશ વત્સલ' સોસાઈટીએ છપાવેલું) | સંવત ૧૯૪૫ |
| અનિલ દૂત ( ખંડ કાવ્ય ) | " ૧૯૪૫ |
| કાવ્ય પીયૂષ. ( પ્રકીર્ણ કવિતાઓ ) | સને ૧૯૧૧ |
| સીમંતિની આખ્યાન. | સંવત ૧૯૪૬ |

### નાટક.

| | |
|---|---|
| પ્રતિમા નાટક (ભાસકૃત–ભાષાન્તર) | સન ૧૯૧૬ |

### ઐતિહાસિક વાર્ત્તા.

| | |
|---|---|
| ગુજરાતની જૂની વાર્ત્તાઓ. | સન ૧૮૯૩–૪ |
| પૃથ્વીરાજ ચૌહાણ ને ચંદ બરદાયી (પાઠ્ય પુસ્તક) | " ૧૮૯૭ |
| ઝાંસીની રાણી (ભાષાંતર) | " ૧૮૯૮ |

### સામાજિક નવલકથા.

| | |
|---|---|
| રતિ સુંદરી | સન ૧૯૦૦ |
| મુમ્બાઈની શેઠાણી, ગુર્જરી. | " ૧૯૧૫ |
| મડમ કે મધુરી. | " ૧૯૨૦ |

### સંસ્કૃત ભાષાન્તર.

| | |
|---|---|
| વિષ્ણુ પુરાણ. | સન ૧૯૧૨ |
| આત્મ પુરાણ. | " ૧૯૦૭ |
| અષ્ટાવક્ર ગીતા. | " ૧૯૨૯ |
| વૃદ્ધ ચાણાક્ય. | |

### ઈંગ્રેજી ભાષાન્તર.

| | | |
|---|---|---|
| બર્નિયરનો પ્રવાસ | ( ગુ. વ. સોસાઇટી. ) | સન ૧૮૯૮ |
| શહેનશાહ બાનુ મેરી | ( " " ) | સન ૧૯૧૧ |
| લૉર્ડ લોરેન્સ | (ગુજરાતી પ્રેસ) | |

### સ્ત્રીવાચન.

| | |
|---|---|
| સ્ત્રીઓની રંગભૂમિ. | સન ૧૯૧૮ |
| પતિવ્રતા સતિઓ. | સન ૧૯૦૬ |
| સુંદર બહેન. | સન ૧૯૦૬ |

## મોહનલાલ પાર્વતીશંકર દવે

એમનો જન્મ સન ૧૮૮૩ માં ચૈત્ર સુદ તેરસને રોજ થયો હતો. તેઓ વડનગરા નાગર બ્રાહ્મણ; સુરતના વતની છે. એમના પિતા પાર્વતી શંકર સારા મોટા હોદ્દા પર હતા અને બે પૈસે સુખી હતા. એમના માતુશ્રી ઇંદિરાગૌરી તે દીનમણિશંકર શાસ્ત્રીના પુત્રી થાય. એમનું લગ્ન સ્વ. રા. બા. કમળાશંકરની પુત્રી સૌ. દમનગૌરી સાથે થયલું છે. સન ૧૯૦૫મા એમ. એ; અને સન ૧૯૦૭ મા એલ એલ. બી.ની પરીક્ષા પાસ કરેલી. કેટલોક વખત તેમણે ગુજરાત કૉલેજમાં અભ્યાસ કરેલો; મુંબાઇમાં એલ. એલ. બી, એમ. એ, વગેરે અભ્યાસ માટે પણ રહેલા. બી. એ; ની પરીક્ષા પાસ કર્યા પછી 'બુદ્ધિપ્રકાશ,' 'વસંત,' 'ગુજરાત શાળાપત્ર' વગેરેમાં લેખો લખવા શરૂ કરેલા અને સન ૧૯૧૧-૧૨ મા ગુ. વ. સોસાઇટી માટે 'લેન્ડોરના કાલ્પનિક સંવાદો' એ નામનું પુસ્તક ગુજરાતીમાં બે ભાગમાં એક વિસ્તૃત ઉપોદ્ઘાત સાથે તૈયાર કરી આપેલું. સાહિત્ય પરિષદમાં રસ લઇ, લેખો લખી મોકલતા અને આગળ પડતો ભાગ લેતા. વળી, પરિષદ ભંડોળ માટે તેમણે મેકડોનલકૃત 'સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ' બહુ કાળજી પૂર્વક લેખક પાસેથી તેમની નૉટ્સ મેળવીને લખેલો છે; અને અવારનવાર નાદુરસ્ત તબિયતના લીધે કેટલાક સમયથી લેખનકાર્ય કંઇક મંદ છે, છતાં તે સાહિત્યમય જીવન ગાળે છે. પોતે સાર્વજનિક કૉલેજમા શરૂઆતથી સંસ્કૃતના અધ્યાપક તરીકે, સેવાભાવથી કાર્ય કરે છે અને સુરતની એવી કોઇ સાહિત્ય પ્રવૃત્તિ નહિ હોય, જેમા એ જોડાયલા નહિ હોય. ગુ. વ. સોસાઇટી માટે તેમણે ઉપનિષદ પર એક પુસ્તક લખી આપવાનું સ્વીકારેલું છે. એમના મુખ્ય લેખો અને પુસ્તકોની યાદી નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| લૅન્ડૉરના કાલ્પનિક સંવાદો ભાગ ૧-૨ | ૧૯૧૧-૧૨ |
| સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ | ૧૯૨૪ |
| મહાભારતની સમાલોચના. | ૧૯૧૩ |
| ગ્રન્થાવલોકન કળા, હાસ્યરસ, કાવ્યકળા પર લેખો (સા. પરિષદ માટે) | |

---

## મંજુલાલ જમનારામ દવે

એઓ મૂળ પેટલાદના વતની; અને વડનગરા નાગર બ્રાહ્મણ છે. એમનો જન્મ સંવત્ ૧૯૪૬ ના જેઠ વદી ૧૧ (તા. ૧૩–૬–૯૧) ના રોજ પેટલાદ ગામમાં થયો હતો. એમના પિતાનું નામ જમનારામ લાભરામ દવે તથા માતાનું નામ ઝીણીબા છે.

એમણે પ્રાથમિક અને માધ્યમિક કેળવણી પેટલાદ તથા વડોદરામાં લીધી હતી. સન ૧૯૦૬ માં મેટ્રિક થઇ વડોદરા કોલેજમાં જોડાયલા. સન ૧૯૧૧ માં નેચરલ સાયન્સ–વનસ્પતિ શાસ્ત્ર તથા પ્રાણી વિજ્ઞાન શાસ્ત્રના ઐચ્છિક વિષય લઇને બીજા વર્ગમાં બી. એ., પાસ થયલા. સન ૧૯૧૫ માં ગુજરાતી તથા ઇંગ્રેજી ભાષાસાહિત્યના ઐચ્છિક વિષય લઇ અંગ્રેજીમાં પ્હેલા વર્ગના માર્કસ મેળવી એમ. એ. ની ડીગ્રી મેળવેલી.

ગુજરાતી, ઇંગ્રેજી તથા ફ્રેન્ચ સાહિત્યના અધ્યાપક તરીકે તેમણે કાર્ય કરેલું છે.

ભિન્ન ભિન્ન દેશોનાં સાહિત્ય તથા સંસ્કૃતિ, એ એમનો પ્રિયતમ અભ્યાસક વિષય છે.

સન ૧૯૧૬ માં તેઓ પ્રથમ પાટણની ન્યુ ટ્રેનિંગ કોલેજમાં ગુજરાતી ભાષાસાહિત્યના અધ્યાપક નીમાયલા; અને તેજ સમયથી ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિની કૈં કૈં ભાવનાઓ તેમણે સકુટુમ્બ સેવેલીઃ જે આજ નાટયો, નિબંધો, કાવ્યો, સમીક્ષાઓ, વાર્તાઓ, ચરિતો, સંવેદનો, વિગેરે રૂપે પ્રસિદ્ધ છે.

સન ૧૯૧૮ માં તેઓ સુરત એમ. ટી. બી. આર્ટસ કોલેજમાં ઇંગ્રેજીના અધ્યાપક નિમાયા હતા. પાછળથી સન ૧૯૨૧ માં તેઓ કોલ્હાપુરમાં રાજારામ કોલેજમાં ગયેલ. તે પછી ૧૯૨૬ માં ઇંગ્લંડ, ફ્રાન્સ ઇત્યાદિ પાશ્ચાત્ય દેશોમાં વધુ અભ્યાસ માટે, તેમ તે તે દેશોની સાર્વદેશીય સુસંસ્કૃત પ્રવૃત્તિ પ્રગતિના નિરીક્ષણ–સમીક્ષણ કાજે, જઈ ત્યાંથી પી. એચ ડી અને ડી. લીટ્ (ડૉકટર ઑફ ફીલોસોફી તથા ડૉકટર ઓફ લીટરેચર) ની માનવંતી પદીઓ મેળવી આવ્યા છે. ઉપરાંત યુરપખંડને એક છેડેથી બીજે છેડે–આટ્લાંટીક મહાસાગરમાંના એરન દ્વીપના જૂના જગત્‌ને ચારેથી તે તે ખંડની પ્રાચીન સંસ્કૃતિને વહતા ગ્રીસદેશના દ્વીપના

દ્વીપ સુધી પશ્ચિમ પૂર્વ તેમણે મુસાફરી આદરી છે, અને અનેકવિધ અનુભવો ઝીલી પશ્ચિમના મહાન સ્ત્રી પુરૂષોના નિકટ સંબંધમાં આવ્યા છે.

વિલાયતથી પાછા ફરતાં તેઓ મુંબઇની વિલ્સન કોલેજમાં ફ્રેન્ચ ભાષા સાહિત્યના મુખ્ય અધ્યાપક નિમાયલા; અને મુંબઇ યુનિવર્સીટી તરફથી સ્થપાયલા ઇન્ટર-કોલેજીએટ વર્ગોમાં તેમણે પોસ્ટ-ગ્રેજ્યુએટ વિદ્યાર્થીઓ સમક્ષ ફ્રેન્ચ વાઙમય તે સંસ્કૃતિ વિષયક વ્યાખ્યાનમાળા દીધેલ. સન ૧૯૨૯-૩૦ માં કલકત્તા યુનિવર્સીટીના ડૉ. કાલિદાસ નાગ સાથે ડૉ. મંજુલાલ દવે પણ મુંબઇ વિદ્યાપીઠના એકસ્ટેન્શન લેકચરર તરીકે નિમાયલા; અને ફ્રાન્સના લક્ષ્ય સાહિત્ય (Symbolism) પર ૭ વ્યાખ્યાનો આપેલાં. સેન્ટ ઝેવીઅર કોલેજના પ્રીન્સીપાલ ફાધર ધુર તથા મુંબઇમાં રહેતા ફ્રેન્ચ કોન્સલ મ. શાલાં ઇત્યાદિ ફ્રેન્ચવાઙ્મય વિશારદો તરફથી એ વ્યાખ્યાનો પ્રશંસાને પામેલાં.

સન ૧૯૦૮ માં તેમનો પ્રથમ લેખ વડોદરા કોલેજ મિસેલેનીમાં છપાયલો. ત્યારબાદ ટાગોરના ડાક-ઘર-પોસ્ટ ઑફીસ નાટકનો અનુવાદ કરેલો. ટાગોર વિષે એમણે ઉંડો અભ્યાસ કરેલો છે; અને પુરાણકાળથી પ્રખ્યાત એવી દક્ષિણ ફ્રાન્સના મુખ્ય નગર મોંપીલીએની યુનિવર્સીટીની સાહિત્યવિશારદ (ડૉકટર ઑફ લેટર્સ) ની પદવી, "લા પોએઝી દ રવીન્દ્રનાથ ટાગોર"-રવીન્દ્રનાથ ટાગોરની કવિતાકલા-નામનો ફ્રેન્ચ ભાષામાં અઢીસો પાનાનો એક નિબંધ રજુ કરીને મેળવી છે. આ નિબંધ યુરોપ અમેરિકાના જાણીતા વિદ્વાનો તથા આંતરરાષ્ટ્રિય સન્માનને પામેલ સાક્ષરજનો તરફથી ઘણીજ પ્રશંસાને પામેલ છે. ગાંધીજી જેમને "પશ્ચિમના પ્રજ્ઞ" એ નામે સંબોધે છે અને જેઓ સાચા જ સ્થિતપ્રજ્ઞ ને સર્વાંગ સિધ્ધ પુરૂષ છે, તેવા મ. રોમેં રોલાનો એ નિબંધ (જે પુસ્તક રૂપે પ્રસિધ્ધ છે) પરનો પ્રશંસાપત્ર આ રીતનો છેઃ—

વ્હાલા મિત્ર,

"રવીન્દ્રનાથ ટાગોરની કવિતા" નામક સુસુન્દર પુસ્તક તમે મને મોકલાવ્યું તે માટે તમારો અત્યંત આભાર માનું છું. અતીવ ઉંડેરા ભાવે મેં તેને ઉકેલ્યું છેઃ ફ્રાન્સમાં તો તેની ખાસ જરૂર જ હતી, કારણ ત્યાં જેટલા ટાગોર પ્રખ્યાત છે તેટલા પરિચિત નથી જ. સારૂં થએ તમારૂં પુસ્તક એ મહાનુભાવ સાહિત્યકારને તેના સર્વોત્કૃષ્ટ પ્રકાશમાં તેની સર્વતો

ભદ્ર કલામયતામાં, આકાશ પૃથ્વીને સાંધતા ઇન્દ્રધનુના રંગશકલોની જેમ, પ્રકટ–પ્રસિદ્ધ કરી રહે છે.

મને તો એમાંથી કવિની માતૃભાષા બંગાળીનું સંગીત પણ સુણાઇ શકેલ છે–જે અમારે ત્યાંના ટાગોરના અનુવાદકો, જેવા કે ગ્રીદ્ અને ઝૂવ્ નથી જણાવી શકેલ. કારણ બંગાળી ભાષાનો સંબંધ ભૂમધ્ય સમુદ્ર ફરતી ભાષાઓ સંગે છે-(દા. ત. દક્ષિણ ફ્રાન્સની તેમ દક્ષિણ ઇટલીની ભાષાઓ સંગે છે, ટૂંકામાં સર્વ કોઇ 'રોમાન્સ' ભાષાઓ સંગે.)

કવિવર જ્યારે ગઈ સાલ વિલ્નવ આવ્યા હતા ત્યારે "માનસી" તથા "બલાકા" માંના કાવ્યોનો પરમ રસાસ્વાદ અમને ચખાડી ગયેલા.

હું તમારા આ કાર્યને સહૃદયી સન્માન ભાવવડે વધાવી રહું છું, અને ઓ વ્હાલા સન્મિત્ર, તમને હું પ્રાર્થના કરું છું કે મ્હારા અંતરની ઉલ્લસિત એ ભાવના તમે સત્કારશો...

(સહી) રોમેં રોલાં.

લગભગ પાંચસો જેટલાં પાનાનો ડૉકટર–ઑફ્–ફીલોસોફીવાળો એમનો બીજો નિબંધ " યુરપ–એશિયાના સાહિત્યમાંનો લક્ષ્યવાદ (*Symbolism*)" એ પરત્વે છે. આની પ્રસ્તાવના યુરપની ભિન્નભિન્ન ભાષાઓના જાણકાર પ્રૉફેસર ડૉકટર રૂડોલ્ફ-બ્રાઉને લખી છે. આ નિબંધમાં દુનિયાના લગભગ વીસેક સર્વોપરિ વાઙ્મય પર સમાલોચના આદરવામાં આવી છે, અને પૂર્વ પશ્ચિમના લક્ષ્યવાદી સાહિત્ય ભાવની તુલનાત્મક સમીક્ષા થયેલી છે.

એમના પ્રકીર્ણ લેખોનો સંગ્રહ પણ બહુ મોટો થવા જાય છે. ઘણાખરા ગુજરાતી માસિકોમા એમના લેખો છપાયલા મળી આવશે; અને તે અનેકવિધ હશે. થોડા સમયથી એમણે કેટલાંક ફ્રેન્ચ અને યુરોપીય નાટકોના ગુજરાતીમાં અનુવાદ કરવાનું પ્રશસ્ય કાર્ય ઉપાડી લીધું છે. સાહિત્યમાં નવા નવા ટાઇપ–લેખનપ્રકાર–દાખલ કરવાને તેઓ બહુ ઉત્સુક રહે છે.

એમનાં પત્ની સ્વ. સૌ. કનુબ્હેન પણ આપણા સાહિત્યનાં એક સારાં અભ્યાસી અને લેખક હતાં. ગીતાંજલિનો અનુવાદ, ટાગોરને તે માટે ઇનામ મળ્યું, તે અરસામાં એમણે ગુજરાતીમાં ઉતારી પ્રકટ કરેલો. એમની "જીવનસ્મૃતિ" તથા "નોંધપોથી", જે માસિકોમાં પ્રસિધ્ધ થયેલાં છે તે ઉપરથી સમજાય છે કે એમની રસવૃત્તિ અને વિવેચનશક્તિ કેળવાયલી તથા વિકસેલી હતી. ભાવનગરની સાહિત્ય પરિષદ્‌માં ચુંટાયલો "સૌ. કનુ

મ્હેનના કવન" સમધીનો ઉલ્લેખ પણ તેમને ગુજરાતના એક સાચા કવિ યત્રી તરીકે સ્થાપી રહે છે સુરત અમદાવાદની સાહિત્ય પરિષદોમાના પોતાના નિબધો પણ તેટલાજ તનસ્પર્શી અને આકર્ષક નીવડેના આવા એક સહૃદયી અને સાહિત્ય રસિક પત્નીનુ અવસાન ખરે, દુઃખદ નીવડે, અને એની અસર રા મજુનાનના કેટનાક લેખોમા દષ્ટિગોચર થશે

એમણે પાશ્ચાત્ય સંસ્કૃતિ અને સાહિત્યનો માર્મિક તેમજ સૂક્ષ્મ અભ્યાસ કરેલો છે, અને એમના લખાણમા તેમની છાયા અને છાપ સ્પષ્ટ ઉઠી આવે છે પૂર્વ તથા પશ્ચિમનો સસ્કૃતિ–સુયોગ કઈ રીતે સુલભ થઈ રહે એ એમના સ્વપ્ન મનોરથ અને આશાભિનાષ છે

ગુજરાતીની પેઠે એમના અગ્રેજી લખાણનો જથો પણ મોટો છે, પણ તે વિષે અહીં કાંઈ નહિં કહીએ. એટલી જ માત્ર અભિનાષા રાખીશુ કે એમના ગુજરાતી લેખોમાથી ચુટણી થઈ તે સંગ્રહ સ્વતત્ર પુસ્તક રૂપે જેમ બને તેમ જનદીથી પ્રસિદ્ધ થઈ રહે, કારણ લગભગ ચારેક હજાર પૃષ્ઠ જેટલુ આ વિદ્વાન પતિપત્નીનું સાહિત્ય માસિકોના પાના પર વીખરાયેલુ પડ્યુ છે, જેને પુસ્તકાકારે પ્રકટ થયેલું જોવા હરકોઈ સાહિત્યવિનાસી ઇચ્છશે જ ...

**એમનુ પુસ્તક:**

| | |
|---|---|
| ડાકઘર | ૧૯૧૫ |

## મંજુલાલ રણછોડલાલ મજમુદાર

એ મૂળ વતની નડિયાદ પાસે મહુધાના અને જાતે વડનગરા નાગર ગૃહસ્થ છે. એમનો જન્મ એમના મોસાળ પેટલાદમાં સન ૧૮૯૭ ના સપ્ટેમ્બર માસમાં થયો હતો. એમના પિતાનું નામ રણછોડલાલ હીરાલાલ મજમુદાર અને માતાનું નામ ધનાંબ્હેન જતનલાલ દેસાઈ છે.

એમણે પ્રાથમિક શિક્ષણ વડોદરામાં લીધું હતું, અને સન ૧૯૧૩ માં મૅટ્રીક્યુલેશનની પરીક્ષા વડોદરા હાઇસ્કુલમાંથી પાસ કરી, બરોડા કૉલેજમાં દાખલ થયલા. સન ૧૯૧૮ મા બી. એ. ની ડીગ્રી સંસ્કૃત અને અંગ્રેજી ભાષાઓ ઐચ્છિક વિષય તરીકે લઇને મેળવી હતી. સન ૧૯૨૧ માં એઓ એલ એલ. બી. થયા અને વડોદરા રાજ્યની વરિષ્ઠ કોર્ટમાં વકીલાત કરવા માંડી; પણ એ ધંધો એમના સાહિત્ય પ્રિય સ્વભાવને અનુકૂળ થયો નહિ એટલે તેઓ વિદ્યાધિકારી કચેરીમાં જોડાયા છે, જ્યાં એમને એમનું રૂચતું સાહિત્યકાર્ય, સાહિત્યમાળા સંપાદન કરવાનું, સોંપાયું છે.

એમનો પ્રિય વિષય, પ્રાચીન સાહિત્યનો અભ્યાસ સંપાદન તથા સંશોધન છે. એમનો સંસ્કૃતનો પરિચય ઠીક ઠીક છે. એમણે વડોદરા શ્રાવણમાસ સંસ્કૃત પરીક્ષા, કાવ્ય, અલંકાર અને પુરાણના વિષયોમાં આપેલી છે.

" ગુજરાતની બ્રીટીશ અમલ પહેલાંની સંસ્કૃતિ " સંબંધી અંગ્રેજીમાં વિસ્તૃત નિબંધ રજુ કરીને એમ. એ., ની ડીગ્રી સને ૧૯૨૯ મા મેળવી છે, સમાજશાસ્ત્રના સિદ્ધાન્તોની કસોટીએ ચડાવી ગુજરાતની સર્વદેશીય સંસ્કૃતિનો સમન્વય, ઘણું કરીને એમણે જ પહેલવહેલો કરી બતાવ્યો છે.

એમનો પ્રથમ લેખ સન ૧૯૧૪ માં 'વસંત' માં એક ટૂંકી વાર્તા રૂપે, તથા બરોડા કૉલેજ મીસેલેનીમા નરસિંહ મહેતાની કવિતા વિષે એમ હતા. પુસ્તકરૂપે એમણે પહેલો પ્રયત્ન "સુદામાચરિત્ર" ની તુલનાત્મક સટીક આવૃત્તિનો સને ૧૯૨૨ માં કર્યો હતો. ગુજરાતી પ્રાચીન સાહિત્યનો એમનો અભ્યાસ તે પછી બહુ તલસ્પર્શી અને વિસ્તૃત થવા પામ્યો છે, એમ એમણે સંશોધન કરેલા કોઇ પણ કાવ્યો વાચનાર કહી શકશે.

પ્રાચીન સાહિત્યનું સંશોધન અને સંપાદન કાર્ય કરવામા એમણે નવું ધોરણ અખત્યાર કરેલું છે; અને તે ધોરણ, શાસ્ત્રીય, ઐતિહાસિક અને તુલનાત્મક છે. એમનું સુદામાચરિત્ર લો, કે અભિમન્યુ આખ્યાન લો; એમનું રણયજ્ઞ લો, કે પંચદંડની વાર્તાનું પુસ્તક લો, તો એમાંથી એમના વિશાળ

સમદષ્ટિકોણનું; એમની વિદ્વત્તા અને પ્રાચીન સાહિત્યના વાચન અને અભ્યાસનું માપ કાઢી શકાશે. પ્રેમાનંદનાં આખ્યાનોના અભ્યાસ સાથે સાથે, સામળભટ્ટને જોવા માટે ગુજરાતી લોકકથા અને વાર્તા સાહિત્યની માપણી અને સમાલોચના એમના જેવી અન્ય કોઈએ કરેલી જાણવામાં નથી: અને તેને વિશેષ પ્રકાશમાં આણવાનો યશ એમને છે.

એમના સાહિત્યકાર્યમાં એમનાં પત્ની સ્વ. સૌ. ચૈતન્યબાળા બ્હેન પણ વિશેષ મદદગાર થતાં હતાં; દિલગીરી માત્ર એ છે કે એ સુભગ યુગલ લાંબો સમય સાથે રહી સાહિત્યની સેવા કરવા ભાગ્યશાળી નિવડ્યું નહિ. 'અભિવન ઊઝર્ણું' નામના પંદરમા શતકના કાવ્યની મોક્ષની વાચના એમણે જ એકલે હાથે કરેલી પડી છે. તે અનુકૂળતાએ પ્રકટ થનાર છે. તેમના "લલિતકલા તથા બીજા સાહિત્ય-લેખો" નું સંપાદન એ કરી રહ્યા છે.

પ્રાચીન કાવ્યના સંશોધન અને સંપાદન કાર્ય ઉપરાંત એમણે 'તિલોત્તમા-નામની અપ્સરા સૃષ્ટિની વાર્તા-" લખી છે.

"લોકવાર્તાના સાહિત્ય" નાં બે વિસ્તૃત પ્રકરણ સંસદના 'મધ્યકાલીન સાહિત્યના પ્રવાહો તે ખંડ પમામાં એમણે લખ્યાં છે. સૌ. દીપકબા દેસાઈકૃત 'સ્તવન મંજરી' તથા 'ખંડકાવ્યો' ના પુસ્તકનો અને રા. રમણલાલ વસંતલાલ દેસાઈકૃત 'શંક્તિ હૃદય' નાટકના ઉપોદ્ઘાત એમણે લખ્યાં છે; જે સાહિત્યના અભ્યાસીએ વાંચવા વિચારવા જેવા છે. સૌ. દીપકબા દેસાઈની કવિતાકળાને ઉત્તેજનાર અને પ્રેરનાર તરીકે એમને ગણી શકાય.

હમણાં તેમણે તેમનાં સ્વ. પત્નીએ અધૂરા મૂકેલા રાસસાહિત્યનું સંપાદન કાર્ય "ગુજરાતણોનો ગીતકલ્લોલ" એ નામથી હાથ ધર્યું છે; અને તેમાં રાસ, ગરબા તથા ગરબીનું શાસ્ત્રીય પૃથકરણ તથા વિવેચન પ્રાચીન અર્વાચીન કૃતિઓમાંથી ઉદાહરણ સહિત ચાર ભાગમાં બહાર પાડનાર છે. એમનાં અન્ય સંપાદનોની પેઠે તે પણ સાહિત્યરસિક તેમજ સાહિત્યના અભ્યાસી એમ ઉભયને રસદાયક અને ઉપકારક થશે એમ આશા રહે છે.

મીરાંબાઈનાં અસલ પદોની શોધખોળ માટે એમણે મુંબાઈ યુનિવર્સિટી તરફથી રીસર્ચ ગ્રાન્ટ મેળવી છે; અને તે શોધખોળ પૂરી થયે, "મીરાં-માધુરી" નામે સંગ્રહ તેઓ પ્રકટ કરવાના છે.

## એમના ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| ૧ પ્રેમાનંદ તથા બીજાં આઠ કવિનાં સુદામાચરિત્ર | સન ૧૯૨ |
| ૨ પ્રેમાનંદકૃત રણયજ્ઞ તથા વજીઆકૃત રણજંગ | ,, ૧૯૨ |
| ૩ તિલોત્તમા—એક અપ્સરા સૃષ્ટિની વાર્તા— | ,, ૧૯૨ |
| ૪ તાપીદાસકૃત 'અભિમન્યુ આખ્યાન' તથા અભિમન્યુનું લોક સાહિત્ય | ,, ૧૯૨૬ |
| ૫ લોકવાર્તાનું સાહિત્ય | ,, ૧૯૨૫ |
| ૬ કાવ્ય નવનીત ને નળાખ્યાન | ,, ૧૯૨૭ |
| ૭ પંચદંડને બીજાં કાવ્યો | ,, ૧૯૨૯ |
| ૮ રામાયણનું રહસ્ય | ,, ૧૯૩૦ |

## યશેશ હરિહર શુકલ ("પીયૂષ")

એઓ જ્ઞાતિએ ચાતુર્વેદીય મોઢ બ્રાહ્મણ અને વલસાડના વતની છે. એમનો જન્મ તા. ૧૩ મી માર્ચ ૧૯૦૯ ના રોજ વલસાડમા થયો હતો. એમના પિતાનુ નામ હરિહર ગણપતરામ શુકલ અને માતાનું નામ વિજ્યાબ્હેન છે. એઓએ મેટ્રીક સુધી અભ્યાસ કરેલો છે. તે પછી તેઓ વર્તમાન-પત્રના ધંધામા જોડાયલા. હમણા તેઓ ગુજરાતી પત્રમાં તંત્રીખાતામા કામ કરે છે; તેમજ સન ૧૯૨૯ના એપ્રિલથી 'ગુણસુંદરી' સ્ત્રી માસિકના સહ-તંત્રી તરીકે ઉપયોગી સેવા બજાવે છે. તે ઉપરાત "પીયૂષ" ના તખ્-લ્લુસથી જૂદા જૂદા સાપ્તાહિકો અને માસિકોમા અવારનવાર લેખો લખે છે.



## રમણલાલ વસંતલાલ દેસાઇ

એઓ જાતે વડનગરા નાગર બ્રાહ્મણ (ગૃહસ્થ) છે. એમના પિતાનું નામ વસંતલાલ સુંદરલાલ દેસાઇ અને માતાનું નામ સૌ. મણિબા છે. એમનો જન્મ સન ૧૮૯૨ માં વડોદરા રાજ્યમાં શિનોર ગામમાં થયો હતો, જો કે એમનું વતન સ્થાન પંચમહાલમાં આવેલું કાલોલ છે. એમણે પ્રાથમિક કેળવણી શિનોરમાં અને માધ્યમિક કેળવણી વડોદરામાં લીધેલી. સન ૧૯૦૮ મા મેટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ કરી, વડોદરા કૉલેજમાં જોડાયલા. બી. એ., ની પરીક્ષા સન ૧૯૧૪ માં અને એમ. એ; ની પરીક્ષા ગુજરાતી ઐચ્છિક વિષય લઇને સને ૧૯૧૬ માં પાસ કરી હતી. એમના પ્રિય વિષયો સાહિત્ય અને સમાજશાસ્ત્ર છે.

અભ્યાસ પૂર્ણ થતાં, તેઓ વડોદરા રાજ્યની નોકરીમાં જોડાયા. અત્યારે તેઓ નવસારીમા નાયબસુબા (પંચાયત શાખા) ની પદ્દી પર છે. સન ૧૯૧૭ થી માસિકોમાં લેખ લખવાનું શરૂ કરેલું; પણ તેઓ સન ૧૯૨૦ માં એમના 'સંયુક્તા' નાટકથી એકદમ પ્રસિદ્ધિમાં આવ્યા હતા આ નાટક સને ૧૯૧૫ માં પ્રથમ ભજવાયું હતું, જોકે તે સને ૧૯૨૦ મ છપાયું. આપણે ત્યાં સારાં નાટકો બહુ ઓછા લખાય છે અને તેમાં ભજવી શકાય એવા એથી પણ જૂજ હોય છે; પણ એમનું પ્રથમ નાટક સ્ટેજ પર સફળ નિવડયું હતું; અને એક સાહિત્યકૃતિ તરીકે પણ તેની તારીફ થઇ હતી. તે પછી એમણે "શંકિત હૃદય" નામનું એક સામાજિક નાટક સન ૧૯૨૫ માં રચ્યું હતું, તે એમના પ્રથમ નાટક કરતા વધુ ખેંચાણકારક નિવડ્યું હતું; અને ઘણા સ્થળોએ તે હજી ઍમેચ્યૉર્સ તરફથી ભજવવામાં આવે છે, એથી લેખકે મગરૂર થવા જેવું છે. જેમ એઓ એક કુશળ નાટકકાર જણાયા છે તેમ એક નવલકથાકાર તરીકે પણ એમની કલમ દીપી ઉઠી છે. 'શિરિષ' અને 'કોકિલા' જે પુસ્તકો વડોદરા-માથી પ્રસિદ્ધ થતા "સયાજીવિજય" પત્રના ગ્રાહકોને ભેટ અપાયાં હતાં, તેમાં આપણા સામાજિક પ્રશ્નો જેમકે સંગીત અને ચિત્રકળાનો પ્રશ્ન, પતિત સ્રીનો પ્રશ્ન, મૂડીવાદ અને મજુરનો પ્રશ્ન, એક પત્રકારનું જીવન વગેરે સીફતથી ચર્ચી, તેનાં ગુણ દોષ પ્રતિ જનતાનું લક્ષ દોરવામાં એઓ ફતેહમં [illegible] આપ [illegible] નવલકથાકારોમાં અમદાવાદના બંધુ સમ [illegible] ..વ, રામમોહનરાય, શિવુભાઇ પાઠ [illegible] છે.

વડોદરા રાજ્યની 'સયાજી જ્ઞાનમાળા' માટે એમણે અવકાશ મેળવી કેટલાંક પુસ્તકો લખી આપ્યાં છે તે, એમના ગ્રંથોની યાદી નીચે આપી છે, તેમાં નોંધ્યાં છે.

## એમના પુસ્તકોની યાદીઃ

| | |
|---|---|
| ૧ મહારાણા પ્રતાપ (ટુંકું ચરિત્ર) | સન ૧૯૧૯ |
| ૨ સંયુકતા (નાટક) | „ ૧૯૨૦ |
| ૩ પાવાગઢ (વર્ણન) | „ ૧૯૨૦ |
| ૪ નાના ફડનવીસ (ટુંકું ચરિત્ર) | „ ૧૯૨૨ |
| ૫ શંકિત હૃદય (નાટક) | „ ૧૯૨૫ |
| ૬ જયંત ( સામાજિક વાર્તા ) | „ ૧૯૨૫ |
| ૭ શિરીષ ( „ „ ) | „ ૧૯૨૭ |
| ૮ કોકિલા ( „ „ ) | „ ૧૯૨૯ |
| ૯ હૃદયનાથ ( „ „ ) | „ ૧૯૩૦ |
| ૧૦ સંસ્કૃતિની ઉત્પત્તિ | „ ૧૯૨૮ |

[લૉર્ડ ઍવબરીકૃત Origin of Civilization નું ભાષાંતર]

## રમેશ રંગનાથ ઘારેખાન

એઓ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ; પાટણના વતની છે. એમનો જન્મ દ્વારકામાં સન ૧૮૯૮ના જાન્યુઆરીમા થયો હતો. એમના પિતાનું નામ રંગનાથ શંભુનાથ ધારેખાન અને માતાનું નામ અ. સૌ. સત્યભામા (તે બળવંતરાય ગોપાળરાય મજમુદારના પુત્રી) છે.

એમણે પ્રાથમિક શિક્ષણ વડોદરામા જ લીધુ હતું. સન ૧૯૧૫માં મેટ્રિક થયા પછી તેઓ વડોદરા કૉલેજમા દાખલ થયા હતા; અને સન ૧૯૧૯મા બી. એ. ની પરીક્ષા ઑનર્સ સહિત સાહિત્ય ઐચ્છિક વિષય લઇને પાસ કરી હતી.

એમનો પ્રિય વિષય પત્રકારિત્વ છે, એટલે કૉલેજ છોડયા પછી એમણે જુદા જુદા દૈનિકો, સાપ્તાહિકો અને માસિકોમા લેખ લખવા માડેલા; અને તેની સંખ્યા આજસુધીમા બહુ મોટી થવા જાય છે.

તેઓ 'રમાપતિ' "મનોરમ" વિ૦ ની સંજ્ઞાથી લેખો લખે છે. હમણા તેઓ બર્મા પ્રાંતિક મહાસભા સમિતિના મંત્રી છે અને રંગુનમાથી 'બ્રહ્મદેશ' નામનું અઠવાડિક ચલાવે છે. તે અગાઉ તેમણે 'બર્મા વર્તમાન', અને દૈનિક 'હિન્દુસ્તાન'મા ઉપતંત્રી તરીકે—તથા "રંગુન મેન"ના તંત્રી તરીકે કામ કરેલું. ડાગેના ગાધી અને લેનિન નામક એક ઉત્તમ ગ્રંથનો અનુવાદ એમણે કર્યો છે; જે "હિંદુસ્તાન"મા ૧૯૨૧મા ક્રમિક પ્રકટ થયો હતો. પણ દુર્ભાગ્યે ત્યા ત્યા એમની ફેરફારી થતી રહેતી હોવાથી ગ્રંથરુપે છાપી શકાયો નથી. તે એક સ્વતંત્ર ગ્રંથ તરીકે છપાવવાની જરૂર છે; કારણકે તેમા દુનિયાના એ મહાન ક્રાન્તિકારી વીર પુરુષો વિષે અસંત મનનીય વિચારો ચર્ચેલા છે.

એક પત્રકાર તરીકે એમની લેખિનીનો પ્રવાહ સતત્ ચાલુ રહે છે. લગભગ વીશેક વાર્તાઓ, એક બે નાટકો અને તે ઉપરાત બ્રહ્મદેશ અને બરમીઝ પ્રજા, એમનુ જીવન અને સમાજરચના, એમના તહેવારો અને એમનું લોકસાહિત્ય વગેરે વિષયો પર ખાસ લેખો લખીને જાણવાયોગ્ય અને ઉપયોગી માહિતી એમના અઠવાડિક 'બ્રહ્મદેશ'મા આપેલી છે.

અત્યારે "બ્રહ્મદેશ", બર્મામા વસતી ગુજરાતી પ્રજાની કિંમતી સેવા કર્યે જાય છે; એટલુજ નહિ પણ તેમની ઑફીસ ગુજરાતી વિચાર, સાહિત્ય અને સસ્કૃતિ પ્રચારનું તે એક કેન્દ્ર થઈ પડી છે; અને બૃહદ્ ગુજરાત માટેના મનોરથો ત્યા રંગુનમા સિદ્ધ થતા પ્રત્યક્ષ થાય છે, તેમા શ્રીયુત રમેશભાઇનો હિસ્સો થોડો નથી.

## રવિશંકર ગણેશજી અંજારીઆ

એઓ જ્ઞાતિએ વડનાગરા ગૃહસ્થ છે. મૂળ વતની રાજકોટના અને જન્મ પણ ત્યાંજ સંવત ૧૯૧૯ના વૈશાખ સુદ ૧૪ના રોજ થયો હતો. એમના પિતાનુ પુરૂ નામ ગણેશજી માડણજી અંજારીઆ અને માતુશ્રીનું નામ નિર્ભયકુંવર, તે ધ્રોળના કુંવરજી અંદરજી ધોળકીઆની પુત્રી હતા. પિતાજી સને ૧૮૮૮ના અકટોબર માસમા રાજકોટમા ગુજરી ગયા તે વખતે તેમની સારવાર માટે રવિશંકર રાજકોટ આવ્યા અને જોકે છેવટની એલ. એમ. એન્ડ એસની પરીક્ષામા બેઠા પણ એક મીડવીફરીના વિષયમા થોડા માર્ક માટે નાપાસ થયા. બીજા બધા વિષયોમા તો પહેલા ક્લાસ જેટલા માર્ક હતા એટલુજ નહિ પણ જો પરીક્ષા પસાર કરી હોત તો જ્યુરીસ્પ્રુડન્સનો ગોલ્ડ મેડલ મેળવવા માત્ર એક માર્કની ત્રુટી હતી.

ગુજરાતી સાત ધોરણ પુરા કર્યાં બાદ અંગ્રેજીમા મેટ્રીકની પરીક્ષા સન ૧૮૮૧મા ઊંચે નબરે પસાર કરી. મેડીકલ કોલેજમા જવા જ સંકલ્પ હતો પણ પૈસાની તંગ સ્થિતિને લીધે કોલેજનું ખરચ ઉપડે તેવુ ન હોવાથી બે વર્ષ નોકરી કરવી પડી. પ્રથમ રાજકોટ-કાઠિયાવાડ હાઇસ્કુલમાજ નોકરી કરી. ત્યારબાદ ત્યાનાજ પાચમા ધોરણના ટીચર માણેકલાલ સાકરલાલ દેસાઈ કચ્છ-હાઇસ્કુલ-ભૂજનો હેડમાસ્તર નીમાતા તેની સાથે ભૂજ હાઇસ્કુલમા નોકર રહ્યા. ત્યા દશ મહીના નોકરી કરી. દરમિયાન મેડીકલ કોલેજમા અભ્યાસ કરવા પૈસાની 'લોન'ની વગર વ્યાજૂ સગવડ થતા ૧૮૮૩ના નવેંબરમા ગ્રાન્ટ મેડીકલ કોલેજમા મુબઇમા દાખલ થએલ. ઉપર નબર હોવાથી પાચ વર્ષ માટે કોલેજમાથી ગવર્નમેન્ટ એગ્ઝીબીશન માસિક રૂપીઆ દશનું મળ્યુ ને છેવટની પરીક્ષા સુધીમા ઉત્તરોત્તર બીજી પરીક્ષા પસાર કરી. છેવટની એલ. એમ એન્ડ એમની પરીક્ષામા ઉપર મુજબ નાપાસ થયા.

કુટુમ્બના ગુજરાનની ફીકર, નાના ભાઇઓની કેળવણીની ફીકર અને પૈસા વગર વ્યાજૂ જેના લીધેલ તેને પાછા આપવાની તાલાવેલીમા રાજકોટ નોકરી લેવી પડી. ત્યાથી બે વરસ નાદોદ નોકરી લેવી પડી. આ બન્ને નોકરી દાક્તારી લાઇનની નહોતી તેથી વધારે પગાર મળતો છતા દાક્તરી જ્ઞાન કટાય એ બીકે કોટડા સાગાણીમા નાના (માસિક ૬૫ રૂ.) પગારથી ત્યાના મેડીકલ ઓફીસરની જગ્યા લીધી.

ત્યા ૭ વર્ષ નોકરી કરી અને કોટડાના કા. સા. તથા વડીઆ દર-

બાર સાહેબોને હિંદુસ્તાનની મુસાફરીએ જવાનું થતાં સાથે મેડીકલ ઓફીસર તરીકે રવિશંકરને જવું પડ્યું તેથી એ મોટો લાભ થયો.

૧૮૯૮ના જુલાઈ માસથી મે. પોલીટીકલ એજન્ટ કર્નલ હંટરના પ્રયાસથી અંગ્રેજી બધી દવા કાઠીઆવાડમાં બનાવી શકાય એવા હેતુથી સ્ટેટોને સમજાવી રાજકોટમાં લક્ષ્મણ કેમીકલ લેબોરેટરી અને ફાર્મસી સ્કુલ કહાડી, તેમાં અંગ્રેજ અમલદાર દાક્તર એચ. બી ની ડીરેકટર તરીકે અને રવિશંકરની આસિસ્ટન્ટ ડીરેકટર તરીકે નીમણુંક થઇ.

લેબોરેટરીમાં એક ફરજ રવિશંકરની એ હતી કે આયુર્વેદિક ગ્રન્થનો તરજૂમો અંગ્રેજીમાં કરવો. એક સારા વિદ્વાન દેશી વૈદ અને સંસ્કૃતના અભ્યાસી પ્રાણશંકર પ્રેમશંકર પટ્ટણીની સંસ્કૃત પુસ્તકનો ગુજરાતીમાં તરજૂમો કરવાની નીમનોક થઈ હતી. રવિશંકરે તે ગુજરાતી તરજૂમાનું અંગ્રેજી કરવાનું હતું. આથી રવિશંકરને આયુર્વેદના જ્ઞાનનો અલભ્ય લાભ મળ્યો, જે આખી જીંદગી દાક્તરી ધંધામાં ઉપયોગી નીવડયો.

રાજ્યોની ખટપટને લીધે કર્નલ હંટર રીટાયર થયા પછી તુરત રાજકોટ કેમીકલ લેબોરેટરી બંધ પડી. ત્યારબાદ ૧૯૦૩ થી રવિશંકરને માંગરોળના મરહૂમ શેખસાહેબ હુસેનમીયાંએ માંગરોળ ચીફ મેડીકલ ઓફીસર તરીકે નીમી એમને માંગરોળ લાવ્યા.

માંગરોળમાં ૧૯૧૭ના એપ્રિલ સુધી નોકરી કરી. ઉમ્મર થવાથી વાનપ્રસ્થાવસ્થા માંગરોળમાંજ ગાળવા નિશ્ચય કર્યો અને ત્યાંજ બનતી લોકસેવા કરી પોતાનું જીવન વ્યતીત કરી રહ્યા છે.

એમના નિત્યજીવનની હકીકત "વગર દોકડાનો વૈદ્ય". એ પુસ્તકમાં એમણે આપેલી છે; અને તેના વાચનથી જોઈ શકાય છે કે એમનું જીવન કેવું સેવાભાવી અને કર્ત્તવ્યનિષ્ઠ છે તેમજ નિયમ અને વ્યવસ્થાના પાલનથી અને નિયમિત વ્યાયામથી શરીર તંદુરસ્ત અને દીર્ઘ આયુષ્યવાળું થઈ શકે છે. વિશેષમાં નિવૃત્તિકાળમાં એક મનુષ્ય કેવી રીતે સમાજને ઉપયોગી અને ઉપકારક થઈ પડે, એનું પ્રત્યક્ષ પ્રમાણ એમનું જીવન પૂરૂં પાડે છે. તે જીવન ખરે અનુકરણીય છે. એવી સેવાભાવનાની વૃત્તિથી પ્રેરાઇને અને સાહિત્ય પ્રતિના પ્રેમથી આકર્ષાઈ, ગુજરાતી જનતાને વૈદક અને આરોગ્યને લગતું જ્ઞાન આપવાને તેઓ શરૂઆતથી પ્રયત્ન કરતા આવ્યા છે. રોગ મટાડવા કરતાં રોગ થતો અટકે અને કુદરતી નિયમને

અનુસરતા મંદવાડ કેમ ન આવે તેવી જાતનોજ તેમનો પ્રયત્ન છે. આજ-સુધીમાં એમણે સાતેક પુસ્તકો જાતે છપાવી પ્રકટ કર્યાં છે અને તે માર્ગદર્શક ઉપયોગી ગ્રંથો છે, એમ તે વાચનાર કોઇપણ કહી શકશે.

## એમના ગ્રંથોની યાદી:

| | |
|---|---|
| ૧ વહુને શિખામણ [ત્રણ આવૃત્તિઓ] | સન ૧૮૯૧ |
| ૨ મરકીની ટુંકી હકીકત | સન ૧૯૦૬ |
| ૩ દીર્ઘાયુ શી રીતે થવાય (બોર્ડ ઉપર ઘરમા લટકાવી શકાય તેવું) | સન ૧૯૧૪ |
| ૪ નાગરના રિવાજો તથા તેમાં થવા જોઇતા ફેરફાર | સન ૧૯૦૦ |
| ૫ સુખમય જીંદગી | સન ૧૯૧૮ |
| ૬ વગર દોકડાનો વૈદ્ય | સન ૧૯૨૮ |
| ૭ વૃદ્ધાવસ્થામા તંદુરસ્તી | સન ૧૯૩૦ |

## રાજેન્દ્ર સોમનારાયણ દલાલ

એઓ જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ; સુરતના વતની છે. એમનો જન્મ તા. ૧૨મી જાન્યુઆરી ૧૮૮૩ ના રોજ થયો હતો. માતપિતા બંને સંસ્કારી અને ગર્ભશ્રીમંત. પિતાનું નામ સોમનારાયણ અને માતાનું નામ વિદ્યાગૌરી હતું. એમના પિતાએ એલ્ફીન્સ્ટન કૉલેજમાં પ્રિવિયસ સુધી અભ્યાસ કરેલો; તે પછી જુનાગઢ રાજ્યમાં નવાબના ખાનગી શિક્ષક તરીકે જોડાયેલા; પણ નિખાલસ અને સ્વતંત્ર સ્વભાવના હોઇને, રાજ્યનું ખટપટી જીવન રૂચ્યું નહિ; અને ત્યાંથી છૂટા થઈ મુંબાઈમાં આવી શેરના ધંધામાં પ્રવેશ કર્યો. અહિ એમની વ્યવહારકુશળતા અને પ્રમાણિકપણાની સારી આંટ બંધાઈ અને એક આગેવાન શેરદલાલ તરીકે તેમની ગણના થવા લાગી. શેર ધંધામાં પ્રવૃત્ત રહેવા છતાં એમનું સંસ્કારી જીવન એમને સંગીત અને સાહિત્ય તરફ હમેશ પ્રેરતું. પાછળથી એ ધંધામા ખોટ જતાં, એઓ નબળી સ્થિતિમા આવી પડ્યા. રાજેન્દ્રરાવ ૭ વર્ષના હતા ત્યારે તેઓ દેવલોક પામ્યા હતા. આવી વિપદ્ સ્થિતિમાં બે પુત્રો અને એક પુત્રીને ઉછેરી યોગ્ય શિક્ષણ આપવાનો અને તેમના પાલણપોષણની વ્યવસ્થા કરવાનો ભાર વિદ્યાગૌરી પર આવી પડ્યો, જે કર્ત્તવ્ય તેમણે આપ હુંશિયારી અને ખબરદારીથી સારી રીતે પરિપૂર્ણ કર્યું. પોતાને ભરતગુંથણનો ભારે શોખ અને કંઇક ઈંગ્રેજીનો અભ્યાસ પણ કરેલો. તેમના એ-ઉન્નત સંસ્કારો એમના પુત્રોમાં પણ ઉતરેલા માલુમ પડે છે. તેઓ પોતાના પુત્ર રાજેન્દ્રને પ્રસંગ પડે કહેતા કે જ્યાં સુધી તું ગ્રેજ્યુએટ નહિ થાય ત્યાં સુધી હું તને પરણાવવાની નથી.

એમણે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ બધું સુરતમાં લીધેલું અને સન ૧૮૯૮ માં મૅટ્રીકની પરીક્ષા પાસ કરેલી. પછી વડોદરા કૉલેજમાં દાખલ થઈ સન ૧૯૦૨ માં બી. એ. ની પદ્વી બીજા વર્ગમાં બાયૉલૉજીનો વિષય લઇને મેળવી હતી. તે વખતે કૉલેજના પ્રિન્સિપાલ અરવિંદ ઘોષ હતા અને એમના ઉત્તમ શિક્ષણની અસર અન્ય વિદ્યાર્થીઓની પેઠે રાજેન્દ્રપર પણ ઉંડી થયલી; અને તે સમયથી 'Pride and Prejudice'–પ્રાઈડ અને પ્રેજ્યુડીશ–નું નવલકથાનું પુસ્તક શિક્ષતાં, ગુજરાતીમા એવી એક નવલકથા લખવાનો સંકલ્પ કરેલો, જે "વિપિન" માં પરિણમ્યો છે.

બી. એ. થયા પછી તેઓ સરકારી નોકરીમાં મુબાઈ સેક્રેટરીએટમાં દાખલ થયલા; પણ ૭ એક માસ થયા નહિ હોય એટલામા એમના માતાએ એમને યાત્રાએ લઇ જવાનું કહ્યું. નોકરીના અંગેના લાભોનો વધુ વિચાર

નહિ કરતા તરત છૂટા થઈ, તેમણે માતાની ઇચ્છા પૂર્ણ કરી તેમને સંતોષ્યા જે જનનીએ અનેક સુખ ખ વેઠીને એમને ઉછેરી મોટા કર્યા એમની ઇચ્છાને તેઓ કેમ અવગણી શકે ?

તે પછી સ્વ રા બા કમળાશકર ત્રિવેદીની ભલામણ પરથી એમની કેળવણી ખાતામા શિક્ષક તરીકે નિમણુક થયલી અને એક સાચા અને સમભાવી શિક્ષક તરીકે કીર્તિ અને શિષ્યવર્ગનો સારો ચાહ સંપાદન કરેલો, પરતુ એમના સ્વાતત્ર્યપ્રિય અને ખરાબોલા સ્વભાવને સરકારી ખાતાનું વાતાવરણ માફક આવ્યુ નહિ તેથી તેઓ રાજીનામુ આપી, સ્પીસી બેન્કમા જોડાયા, અને ત્યા પણ આગળ વધવા માટે સંકડામણ નડતા, તેમણે નોકરીના બધનો તોડી નાખી, મુબાઇ શેરબજારમા ઝપલાવ્યુ એમના મિત્રોએ એમને શરૂઆતમા કેટલીક સગવડ કરી આપી. અત્યારે શેરબજારમા જે માન મરતબો અને ઉપ-પ્રમુખનો ઉચો હોદ્દો તેઓ ભોગવે છે તેમા એમની હુશિયારી અને કામિનયત સાથે, એમના સરલ અને નિરાભિમાની સ્વભાવ અને સહૃદયીતાનો હિસ્સો થોડો નથી

એમના મ્હોટા ભાઇ વામનરાવે પણ ટુક જીદગીમા હિન્દુસ્તાનના ઇતિહાસ વિષે બે સ્વતત્ર પુસ્તકો રચીને સારી નામના મેળવી છે અને એમના બ્હેન સુકીર્તિબ્હેન, જેઓ સરદાર જનાર્દન સાથે પરણ્યા હતા, તેમણે પણ, વારસામા જે સંસ્કારો પ્રાપ્ત થયલા, તે ખીલવીને દિપાવ્યા છે, પણ એ વિષે અહિ પ્રસગ ન હોવાથી વિશેષ લખ્યુ નથી

રાજેન્દ્રરાવ એક શેરદલાલ તરીકે કામ કરે છે, તોપણ એમના સાહિત્યસંસ્કારો, નાણાની ઉથલપાથલોમા મચ્યા રહેવા છતા, કોઈપણ રીતે ઝાખા પડયા નથી એમના લેખો, ભાષણો વગેરે પ્રસગોપાત્ કોઇ મિટિંગના સચાલક તરીકે કે કોઇના પ્રમુખ તરીકે કરવામા આવે છે, તેમા એમનુ વાચન અને નિરીક્ષણ, એમના વિચાર અને અભિપ્રાય કેટલા બધા અનુભવી અને પક્વ છે, તે માલુમ પડી આવે છે

સન ૧૯૧૦મા એમણે 'વિપિન' નામની નવલકથાનું પુસ્તક લખ્યુ હતું, તેની ચાર આવૃત્તિઓ થયલી છે અને એક વર્ષ તે મેટ્રીક્યુલેશનની પરીક્ષા માટે પાઠ્યપુસ્તક તરીકે પસંદ થયુ હતું એમનું બીજુ નવલકથાનું પુસ્તક 'મોગલસખા' પણ એવુ આકર્ષક બન્યુ છે

**એમના પુસ્તકોની યાદી:**

| | |
|---|---|
| વિપિન (ચાર આવૃત્તિઓ) | સન ૧૯૧૦ |
| મોગલસખા | સન ૧૯૨૦ |

## રામલાલ ચુનીલાલ મોદી

એઓ પાટણના વતની અને જ્ઞાતિએ દશા વાયડા વણિક કોમના છે. એમનો જન્મ સંવત ૧૯૪૬ના શ્રાવણ સુદ ૭ના દિન થયો હતો. એમના પિતાનું નામ ચુનીલાલ નરભેરામ અને માતાનું નામ બાઇ જડાવ–તે ઇશ્વરદાસ રતનજીની પુત્રી–છે. તેમના મામા પોતાની પરમ વૈષ્ણવતા માટે ગુજરાતમાં જાણીતા થયેલા કેશવલાલ ઇશ્વરદાસ હતા. એમના ધાર્મિક વિચારો ઉપર તેમની ઊંડી અસર થઇ છે.

એમણે બધું શિક્ષણ પાટણમાં લીધું છે. તેમણે સન ૧૯૦૮માં પાટણ હાઇસ્કુલમાંથી મેટ્રિક્યુલેશન અને સ્કુલફાઇનલની પરીક્ષાઓ પાસ કરી હતી. તે પછી તેઓ વડોદરા રાજ્યના કેળવણી ખાતામાં જોડાયા હતા અને હાલમાં પાટણ હાઈસ્કુલમાં શિક્ષક છે. થોડાં વર્ષ તેઓ ઉંઝા અને ચાણસ્માની મીડલ સ્કૂલમાં હેડમાસ્તર પણ હતા.

એમના પ્રિય વિષયો પ્રાચીન સાહિત્ય અને ઇતિહાસનું સંશોધન છે અને એ ક્ષેત્રમાં કેટલુંક મહત્વનું તેમ ઉપયોગી કાર્ય કરવા તેઓ શક્તિમાન થયા છે. એમનો પ્રથમ લેખ "ગુજરાતી શબ્દકોષ" એ નામનો સન ૧૯૦૯ ના મે અંકમાં "બુદ્ધિપ્રકાશ"માં પ્રકટ થયો હતો. તે પછી એમના પ્રકીર્ણ લેખો, સાહિત્ય અને ઇતિહાસ વિષયક, જૂદા જૂદા માસિકો અને ગુજરાતી અઠવાડિકમાં પ્રકટ થયલા છે; અને તેમાં કંઇને કંઈ વિચારવાયોગ્ય મુદ્દાઓ મળી આવશે.

પાટણના વતની હોઈ તેઓ સ્થાનિક ગ્રંથકારો અને કવિઓ માટે વિશેષ મમત્વ ધરાવે એ સ્વાભાવિક છે. અને એમના વિષે એમનું જ્ઞાન અને માહિતી પણ બહોળા છે, તેની પ્રતીતિ એમણે પાંચમી વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ, જે હમણાં પાટણમાં મળી હતી તે માટે તૈયાર કરેલા લેખ પરથી થશે. તેઓ ભાલણનાં કાવ્યોના ખાસ અભ્યાસી છે. એમણે લખેલું ભાલણચરિત્ર પ્રાચીન કવિઓના ચરિત્રગ્રંથોમાં, પ્રમાણભૂત ગણાઇ, ઉચ્ચ સ્થાન લે છે. વળી ભાલણકૃત 'બે નળાખ્યાન'નું સંશોધન કરવા માટે ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી એમને રૂ. ૧૦૦)નું પારિતોષિક મળ્યું હતું. ગુ. વ. સોસાઈટી તરફથી 'જાલંધર આખ્યાન,' ભાલણ, વિષ્ણુદાસ અને શિવદાસ એ કવિઓએ લખેલું, એડિટ કરવાનું કાર્ય, એમને સોંપાયું હતું, જે લગભગ પુરૂં થવા આવ્યું છે.

પ્રાચીન ઇતિહાસના વિષયમાં પણ એમનો અભ્યાસ પ્રશંસનીય છે. ચાવડાઓ વિશે સાતમી સાહિત્ય પરિષદ માટે લખેલો નિબંધ, તેમ 'ધર્મારણ્યમાં ઐતિહાસિક તત્ત્વ' એ એમના વિવેચન પદ્ધતિના સરસ નમુનાઓ છે. આ કોટિના બીજા લેખોમાં અમરચન્દ્રસૂરિ તથા કાન્હડદે પ્રબંધ, કાદંબરી, સાચું સ્વપ્ન એનાં વિસ્તૃત અવલોકનો પણ ગણી શકાય. તેમણે પ્રસિદ્ધ ઇતિહાસકાર જદુનાથ સરકારનું ચરિત્ર 'વીસમી સદી'માં ૧૯૧૮ માં લખ્યું હતું અને તેનું મરાઠી ભાષાંતર થયું હતું.

### એમના પુસ્તકોની યાદીઃ

| | |
|---|---|
| પાટણ સિદ્ધપુરનો પ્રવાસ | સન ૧૯૧૯ |
| ભાલણ | „ ૧૯૧૯ |
| બે નળાખ્યાન (ભાલણ) | „ ૧૯૨૪ |

---

## રામનારાયણ વિશ્વનાથ પાઠક

એઓ જાતે પ્રશ્નોરા નાગર છે; એમના પિતા વિશ્વનાથ સદારામ પાઠક શિક્ષક, અને નિવૃત્તિ પહેલાંનાં થોડાં વરસો પોરબંદર સ્ટેટના ડેપ્યુટી એજ્યુ. ઈન્સ્પેક્ટર હતા. એમણે પંચદશી, નચિકેતા કુસુમગુચ્છ,* ભગવદ્ગીતા-(શંકરાચાર્યના ભાષ્ય અને બીજી ટીકા સહિત) મહિમ્નસ્તોત્ર વગેરે ધર્મગ્રંથોના ગુજરાતીમાં અનુવાદ કરેલા છે, જે સુવાચ્ય અને પ્રાસાદિક થયલા છે. એમનાં માતાનું નામ આદિતબાઈ કરસનજી મહેતા હતું. એમનો જન્મ તા. ૮મી એપ્રિલ ૧૮૮૭મા એમના મોસાળમાં ધોળકા તાલુકાના ગાણોલ ગામે થયો હતો. એમનું મૂળ વતન ભોળાદ (તા. ધોળકા) છે. એમણે સન ૧૯૦૮ માં બી એ., ની પરીક્ષા પહેલા વર્ગમાં ઐચ્છિક વિષય લૉજીક અને મોરલ ફીલસુફી લઈને પાસ કરી. તે પછી એક વરસ વિલસન કૉલેજમાં દક્ષિણા ફેલો તરીકે તેમણે સંસ્કૃતના અધ્યાપનનું કામ કર્યું. એલ એલ. બી. થયા પછી પ્રથમ અમદાવાદમાં તેમણે વકીલાત શરૂ કરી; પણ માંદા પડવાથી અને ગામડામાં જઈ રહેવાની ડૉક્ટરે ભલામણ કરવાથી તેઓ સાદરા, મહીકાંઠા એજન્સીમાં રહ્યા અને ત્યા સાત વર્ષ વકીલાત કરી. પછી એઓ અહિં–અમદાવાદમા આવી, ગુજરાત કેળવણી મંડળમાં સ્વયંસેવક તરીકે દાખલ થઈ, ન્યુ ઈંગ્લીશ સ્કુલમાં આચાર્ય તરીકે જોડાયલા; અને તેને છએક માસ થયા નહિ હોય એટલામા મહાત્મા ગાંધીજીએ વકીલો, વિદ્યાર્થીઓ વગેરેને સરકાર સાથે અસહકાર કરવા માગણી કરી, ત્યારે તેમણે એ શાળા, જે ગ્રાન્ટ લેતી હતી તેને છોડી દીધી; અને ગુજરાત વિદ્યાપીઠમાં જઈ ભળ્યા.

શરૂઆતથી જ એમની મહેચ્છા ધંધામાથી નિવૃત્ત થઈ સાહિત્ય અને સમાજસેવા કરવાની હતી અને એ ભાવનામાં એમના પત્ની પણ એમનાં સહચારી હતા. પણ એ અમલમાં મૂકવાનો પ્રસંગ આવ્યો તે પહેલા એઓ મૃત્યુ પામ્યા.

સાહિત્ય અને ફિલસુફી એમના પ્રિય વિષયો છે. લેખનકાર્ય એમણે બહુ મોડું આરંભેલું. એમનો પ્રથમ લેખ સંવત્ ૧૯૭૮મા 'સાબરમતી'

* આ કઠોપનિષદનું એક આખ્યાયિકા રૂપે નિરૂપણ છે. તેમાં મૂળ પાઠનો અનુવાદ અક્ષરશઃ તરી આવે એવી રીતે આપેલો છે.

માસિકમાં " કવિ બાલાશંકર ઉલ્લાસગમ કંથારીઆનાં કાવ્યો", વિશે લખાયો હતો. તે પછી એમની સાહિત્ય પ્રવૃત્તિ બહુ ફૂલીફાલી છે. ગુજરાત વિદ્યાપીઠમાં હતા તે દરમિયાન (સં. ૧૯૭૮મા) એમણે 'પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા' એ નામનો એક સ્વતંત્ર ગ્રંથ તર્કશાસ્ત્ર પર લખ્યો હતો; અને, 'કાવ્ય સમુચ્ચય' નામનું આધુનિક કવિઓની કૃતિઓમાથી સારા કાવ્યો ચૂંટી કાઢેલું પુસ્તક, બે ભાગમા સં. ૧૯૮૦ મા બહાર પાડયું હતુ. તેમા આધુનિક કાવ્યસાહિત્ય વિષેનો ઉપોદ્ઘાત મૌલિક છે અને એ કાવ્યોની પસંદગીમાં અને પરીક્ષામા જે ઉચું ધોરણ, રસ અને કવિત્વનું દાખવ્યું હતું, તેના કારણે એ સંગ્રહની ખૂબ પ્રશંસા થયલી છે; અને પાલ્ગ્રેવની ગોલ્ડન ટ્રેઝરીની પેઠે તેણે ચિરસ્થાયી સ્થાન પ્રાપ્ત કર્યું છે.

'યુગધર્મ' માસિક ઉભુ કરવામાં અને તેને ચાલુ રાખવામાં તેઓ શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકના સહકારી હતા. તે બંધ પડયા પછી, એવા એક સારા માસિકની ઉણપ રહ્યા કરતી હતી, તે 'પ્રસ્થાને' પુરી પાડી છે અને અત્યારે ગુજરાતી માસિકોમા તે પ્રથમ સ્થાને છે, એમ કહેવામાં અતિશયોક્તિ થતી નથી. તેમાય એમની નોધ સ્વૈરવિહારીની સંજ્ઞાથી લખાતી સારૂં ધ્યાન ખેંચે છે. વળી એમની વાર્તાઓ અને મનન પણ એટલાજ આકર્ષક નિવડયા છે. એ સેવાકાર્ય એમણે ગુજરાત વિદ્યાપીઠના ચાલુ કાર્યનો ભાર માથે હતો ત્યારે હાથ ધરેલું અને અત્યારે બધો સમય એની પાછળ ગાળે છે.

ગુજરાત વિદ્યાપીઠ અથવા તો મહાત્માજીએ જે અનેક કિમતી રત્નો ગુજરાતને આપ્યા છે, તેમાં શ્રીયુત પાઠકની ગણના થયલી છે; અને એમણે એમની વિદ્વત્તા અને જ્ઞાનથી, ચારિત્ર અને વર્તનથી એકલા વિદ્યાર્થીસમૂહનોજ નહિ પણ એમના પરિચયમા આવનારનો તેમજ 'પ્રસ્થાન'દ્વારા એના વાચકવર્ગ સૌનો ચાહ મેળવ્યો છે. અને તેની ખાત્રી, નડિયાદમા નવમી સાહિત્ય પરિષદમા સાહિત્ય વિભાગના અધ્યક્ષ તરીકે એમની ચૂંટણી થઇ હતી, તે પરથી થશે ને પ્રસંગે આપેલુ એમનુ " કાવ્યશક્તિ" વિષેનું વ્યાખ્યાન મનનીય વિચારો રજુ કરે છે.

એમના પોતાના તેમજ બીજાની સહાયતા લઇને લખેલા પુસ્તકોની યાદી નીચે મુજબ છે'

| | |
|---|---|
| ૧ પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા | સંવત ૧૯૭૮ |
| ૨ કાવ્ય સમુચ્ચય ભા. ૧ અને ૨ | „ ૧૯૮૦ |
| ૩ ગોવિંદ ગમનનું સંપાદન | „ ૧૯૮૦ |
| ૪ કાવ્યપ્રકાશ (ઉલ્લાસ ૧થી૬) | „ ૧૯૮૦ |
| ૫ ધમ્મપદ | „ ૧૯૮૧ |
| ૬ હિરેફની વાતો | „ ૧૯૮૫ |
| ૭ કાવ્ય પરિચય ભા. ૧-૨ | „ ૧૯૮૫ |

## રામમોહનરાવ (ઉર્ફે બિન્દુભાઇ) જસવંતરાય દેસાઇ

એઓ વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિના ( ગૃહસ્થ વિભાગના ) છે; અને એમનો જન્મ તા. ૨૫ મી સપ્ટેમ્બર ૧૮૭૩મા અમદાવાદમા થયો હતો. તેઓ પંચમહાલમા હાલોલના જમીનદાર છે પણ સામાન્ય રીતે અમદાવાદમા વસે છે. એમના માતુશ્રીનું નામ જમના બ્હેન છે એમણે કૉલેજની ઉચી કેળવણી લીધેલી નથી પણ ખાનગી અભ્યાસથી પોતાનું વાચન ખૂબ વધારેલું છે; અને કેટલોક સમય હાઇકોર્ટ પ્લીડરની પરીક્ષા માટે કાયદાનો અભ્યાસ પણ કર્યો હતો. સન ૧૯૦૪મા તેઓ ન્યાય–જ્યુડિશિયલ ખાતામા જોડાયલા પણ ત્યા ઝાઝો વખત રહેલા નહિ. પરંતુ ઘરના સુખી હોઇ એમનું ઘણુખરૂં જીવન સાહિત્યના અભ્યાસ અને લેખનકાર્યમા પસાર થયલુ છે. સન ૧૯૦૯ થી ૧૯૧૧ સુધી 'ગુજરાતી પંચ'ના સહતંત્રી તરીકે જવાબદારી સ્વીકારેલી પણ એ પત્ર સાથેનો તેમનો સમ્બન્ધ તો શરૂઆતથી લગભગ છે. લેખો, કાવ્યો વગેરે લખવાનું સન ૧૮૯૧ થી આરંભેલું. એમનું પ્રથમ કાવ્ય 'બુદ્ધિપ્રકાશ'મા છપાયું હતુ, તે કાળના અમદાવાદના ઘણાં ખરા માસિકો તથા પત્રો જેમકે, આર્યવત્સલ (૧૮૯૪–૯૫)–(માસિક, પાછળથી પાક્ષિક) વિદ્યુત નાગર ઉદય (૧૮૯૫–૯૭, વ્યાપાર અને ઉદ્યોગ (પાક્ષિક), વાર્તા વારિધિ (માસિક) (૧૮૯૭–૧૯૦૦), રાજપત્રિકા (સાપ્તાહિક) (૧૯૦૧–૦૨), વિનોદિની (માસિક) (૧૯૦૩), વગેરે સાથે એમનો તન્ત્રી સંબંધ હતો અને તેમા ઘણીવાર લેખો, કાવ્યો, નવલકથાઓ, વાર્તા, વગેરે લખી મોકલતા; પણ 'સુંદરી સુબોધ'ના તંત્રી તરીકે તેઓ વધુ જાણીતા થયલા છે. આ પ્રમાણે પત્રકારિત્વ સાથે એમનો સંબંધ બહુ ગાઢ અને જુનો છે; અને ઉપર જણાવેલામાથી કેટલાક પત્રો એવા માલુમ પડી આવશે કે જેનાં નામ સુદ્ધાત ( જે તેમના પ્રકાશન સમયમા પ્રસિદ્ધ હતા તે આજ ) ઘણાની જાણમાયે નહિ હોય

સન ૧૮૯૨મા એમણે બીજા મિત્રો સાથે અમદાવાદમા બંધુસમાજ નામનું મંડળ કાઢેલું (જે હાલની અનેક બન્ધુ સમાજોમા આદિ સંસ્થા છે અને ) જે ગુજરાતી સાહિત્યના ઇતિહાસમા કાયમ યાદગાર રહેશે; કેમકે તેમાના સભ્યો જેવા કે, ભોગીન્દ્રરાવ દિવેટિયા, શિવુભાઇ દુર્કાળ, ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ, તથા રામમોહનરાય વગેરેએ ગુજરાતી સાહિત્યમા રસ લઇ તેમજ તેનો અભ્યાસ કરી, અને લેખો, નવલકથાઓ, વાર્તા, કાવ્યો

નિબન્ધો, ઈત્યાદિ લખીને, તેની વૃદ્ધિ અને ખીલવણી માટે પ્રયાસ કરી, સારો ફાળો આપેલો છે; અને ખાસ કરીને 'સુંદરી સુબોધ' નામનું સ્ત્રી, ઉપયોગી માસિક કાઢીને લગભગ ૨૦ વર્ષ સુધી સતત ગુજરાતી સ્ત્રી-સમાજની અને સાહિત્યની સુંદર સેવા કરેલી છે તે કદી વિસરાશે નહિ. તેનો યશ જો કોઇ એક વ્યક્તિને આપી શકાય તો તેનું માન રામમોહનરાયને ઘટે છે. 'સુંદરી સુબોધ' એટલે રામમોહનરાય અથવા બિન્દુભાઇ એટલા બધા તેઓ એની સાથે ઓતપ્રોત થયલાં છે.

એઓ એક કુશળ નવલ કથાકાર હોવા ઉપરાંત એક સારા કવિ છે અને એમના કેટલાંક કાવ્યો-રાસો તો સ્ત્રીઓમાં બહુ પ્રેમથી વંચાય અને ગવાય છે. કવિતાની પેઠે ઇતિહાસ પણ એમનો પ્રિય વિષય છે; અને તે વિષયનું એમનું વાચન વિશાળ છે.

એમના લેખોની સંખ્યા મોટી છે; પણ એમનાં પ્રકાશનોમા 'યોગિની' અને 'બાલા' હમેશ વંચાશે તથા 'તરંગાવલિ', એમનું કાવ્યનું પુસ્તક કાવ્ય રસિકવર્ગ પોતાની વાચનની છાજલી પર જરૂર રાખશે.

### એમના લેખો અને ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| સતી ગૌરવ-પૂર્વાર્ધ [નવલ કથા] | સન ૧૮૯૪ |
| ખંભાતનો ખૂની (નવલ કથા) [પ્રથમ આવૃત્તિ | „ ૧૮૯૯ |
| બાબર (એક લઘુ ઐતિહાસિક નિબંધ) આશરે | „ ૧૮૯૫ |
| ત્રણ રત્નો* (ટુંકી નવલિકાઓ) „ | „ ૧૮૯૭ |
| યોગિની (નવલકથા) (પ્રથમ આવૃત્તિ.) | „ ૧૯૦૪ |
| બાલા (નવલકથા) | સન ૧૯૧૨ |
| રસિલી વાર્તાઓ ભા. ૧ લો (ટૂંકી વાર્તાઓ) (પ્રથમા આવૃત્તિ.) | સન ૧૯૦૪ |
| „ „ ભા. ૨ જો („ „) | સન ૧૯૨૨ |
| તરંગાવલિ (કાવ્યો ગીત-રાસ) | સન ૧૯૧૮ |
| વીસમી સદીનું આપણું સ્ત્રી જીવન. | સન ૧૯૨૬ |
| મહાકવિ શ્રી ન્હાનાલાલ. | સન ૧૯૨૭ |
| બ્રહ્મર્ષિનું મનોરાજ્ય (ગોવર્ધન સ્મારક) (વસન્ત) | સન ૧૯૦૮ |
| અમદાવાદનો સંક્ષિપ્ત ઇતિહાસ (અમદાવાદના "જીવનવિકાસ"માં.) | સન ૧૯૨૧ |

* છેલ્લી વાર્તા શિવાય.

## રંજિતલાલ હરિલાલ પંડ્યા

જ્ઞાતે વડનગરા નાગર બ્રાહ્મણ છે. એમનો જન્મ નડિયાદમાં સન ૧૮૯૬ માં આસો વદ ૧૪ ના રોજ થયો હતો. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ નડિયાદમાં લીધેલું. તેઓ એલ એલ. બી. ની પરીક્ષા પાસ કર્યા પછી ઇગ્લાંડ જઇને બારિસ્ટર થઈ આવેલા. અત્યારે મુંબાઇની હાઈકોર્ટમાં તેઓ વકીલાત કરે છે. એમના પ્રિય વિષયો ચિત્રકળા અને તત્વ જ્ઞાન છે. ગુજરાતી કવિતા પણ સારી લખે છે. તેમને સુરત સાહિત્ય પરિષદ તરફથી આધુનિક અને પ્રાચીન કાવ્ય પર નિબંધ લખવા માટે પારિતોષિક મળ્યું હતું. સન ૧૯૧૭ માં સ્વ. દોલતરામ વિશે એમણે 'બુદ્ધિ પ્રકાશ' માં લેખ લખેલો. સન ૧૯૨૬ માં "રામની કથા" એ નામનું કાવ્ય પ્રસિદ્ધ થયું હતું, જેનો સાહિત્યકારો તરફથી સારો સત્કાર થયો હતો.

નવા લેખકોમાં એમનું સ્થાન આગળ પડતું છે.

"રામની કથા" કાવ્ય સને ૧૯૨૬

## વિજયરાય કલ્યાણરાય વૈદ્ય.

એઓ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ છે; એમના પિતાનું નામ કલ્યાણરાય શંકરપ્રસાદ વૈદ્ય અને માતાનું નામ શિવઇચ્છાલક્ષ્મી છે. એમનો જન્મ ભાવનગરમાં સન ૧૮૯૭ માં થયો હતો. પ્રાથમિક શિક્ષણ એમણે ભાવનગર દરબારી નિશાળમાં મેળવ્યું હતું અને માધ્યમિક શિક્ષણ બહુધા ગોકળદાસ તેજપાળ હાઈસ્કુલ મુંબાઈમાં લીધું હતું. તેમણે સન ૧૯૧૪ માં મેટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ કરી, પ્રીવિયસ વિલ્સન કૉલેજ-માંથી અને પછી ભાવનગર કૉલેજમાં જોડાયલા અને પાછળથી બી. એ; થતાં સુધી ફરીથી કૉલેજ અભ્યાસ મુંબાઇમાં કરેલો, જ્યાંથી સન ૧૯૨૦માં તેઓ બી. એ; થયલા. કૉલેજમાં અભ્યાસ કરતા હતા તે દરમિયાન ગુજરાતીમાં લેખો લખવા શરૂ કરેલા. એમનો પ્રથમ લેખ 'વીસમી સદી'માં અને પ્રથમ કાવ્ય સન ૧૯૧૯ મા "વિનોદ કાન્ત" એ સંજ્ઞાથી "ગુજરાતી" માં છપાયા હતા.

કૉલેજનો અભ્યાસ પૂરો થતાંજ એમણે સાહિત્યક્ષેત્રમાં ઝંપલાવ્યું, જાણે કે એજ કાર્યમાં પોતાનું સમગ્ર જીવન અર્પણ કરવાના હોય ! સન ૧૯૨૦ માં સુરતમાંથી નિકળેલા "ચેતન" માસિકનું સહતંત્રીપદ સ્વીકાર્યું અને તે ત્રણ વર્ષ (એપ્રિલ ૧૯૨૩) સુધી ચલાવ્યું હતું. તે દરમિયાન તેઓ "હિન્દુસ્તાન" અઠવાડિકના તંત્રી થયલા (સન ૧૯૨૧-૨૨) અને સન ૧૯૨૩ થી ૨૪ (માર્ચ આખર લગી) જાણીતા "ગુજરાત" માસિકમાં ઉપતંત્રી તરીકે કાર્ય કરેલું. સન ૧૯૨૫ માં થોડા માસ "યુગ ધર્મ" માં ઉપતંત્રી નિમાયલા; પણ એ સર્વ કાર્યથી એમને સંતોષ થયલો નહિ. જ્યારે સન ૧૯૨૪ માં (ઑક્ટોબર ત્રૈમાસિક "કૌમુદી" કાઢવાને તેઓ શક્તિમાન થયા ત્યારે માલુમ પડ્યું કે એક ક્રમિક પત્ર માટે એમનો આદર્શ કેટલો ઉચ્ચ હતો અને કેવા પ્રકારના માસિક સાહિત્ય માટે એમનો જીવ તલસતો હતો. છેલ્લાં પાંચ વર્ષથી તેઓ "કૌમુદી" (જે ૧૯૩૦ ની શરૂઆતથી માસિક રૂપે નીકળે છે) કેટકેટલી મુસ્કેલીઓમાં અને કેવી કેવી આશાનિરાશામા નિભાવી રહ્યા છે, એ જેમ એક રોમાંચક કથા છે તેમ એ વિરલ ભોગ, પોતાના ધ્યેયની પ્રાપ્તિ માટે, એ સાહિત્ય સેવાવ્રત માટે ખચિત એમના માટે માન પેદા કરે છે.

એક સમર્થ વિવેચક તરીકે એમણે પ્રતિષ્ઠા પાડેલી છે અને ગુજરાતી માસિકોમાં આજે એમનું પત્ર "કૌમુદી" ઉંચું અને અનોખું સ્થાન ભોગવે છે, એ પત્રકારિત્વ વિષેના એમના ઉચ્ચ આદર્શ અને ભાવનાનું ફળ છે.

એમના ગ્રંથોમા અત્યારે, જૂદા જૂદા માસિકોમાં લખેલાં રસકલ્પનાત્મક લખાણોનો સંગ્રહ, જે "પ્રભાતના રંગ" નામે સને ૧૯૨૭ માં પ્રકટ થયલો તેજ છે.

એમનું પુસ્તકઃ

પ્રભાતના રંગ ૧૯૨૭

---

## વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય

એઓ જ્ઞાતિએ પ્રશ્નોરા નાગર-બ્રાહ્મણ અને પોરબંદરના વતની છે; પણ લાંબી મુદતથી મુબઈમા રહે છે. એમનો જન્મ સંવત ૧૯૧૯ ના ફાલ્ગુન સુદ ૮ ને દિને પોરબંદર ગામે થયો હતો. એમના માતાનું નામ સૌ. રળિઆત અને પિતાનું નામ પ્રભુરામ જીવનરામ વૈદ્ય, જેમણે એક અનુભવી અને કુશળ વૈદ્ય તરીકે સારી પ્રતિષ્ઠા અને નામના મેળવ્યાં હતા.

પ્રાથમિક અને માધ્યમિક કેળવણી એમણે પોરબંદર અને મુંબાઈમા અનુક્રમે લીધેલી. સને ૧૮૯૩ માં મેટ્રીકયુલેશનની પરીક્ષા પાસ કરી, સને ૧૮૮૪ માં એલ્ફીનસ્ટન કોલેજમા જોડાયેલા. બી. એ, ની પરીક્ષા (૧) ન્યાય (Logic) અને નીતિશાસ્ત્ર (Moral Philosophy), તેમજ (૨) અંગ્રેજી અને સંસ્કૃત (શાકર ભાષ્ય સાથે) ઐચ્છિક વિષય લઈને ત્રીજા વર્ગમાં પાસ કરી હતી. સને ૧૮૯૪માં સોલીસીટર થવા મેસર્સ ભાઈશંકર અને કાંગાની ઑફિસમા જોડાયલા. પણ પછીથી સને ૧૯૦૧ મા બારિસ્ટર થવા ઈગ્લાંડ ગયા. સને ૧૯૦૨ મા ઓરિએન્ટલ કોગ્રેસમા ગયા અને સને ૧૯૦૪ મા બારિસ્ટર થઇ મુબઈ હાઇકોર્ટમા જોડાયા.

એમણે અન્ય રોકાણો છતા સાહિત્ય વાચન અને લેખન કાર્ય છોડયું નહોતું.એમનું પ્રથમ પુસ્તક 'સરસ્વતીચન્દ્રનું અવલોકન' સને ૧૮૯૦મા પ્રસિદ્ધ થયુ હતું. એમણે એક પુરાતત્વજ્ઞ તરીકે સારી કીર્તિ મેળવેલી છે. તેઓ મુબાઈની રૉયલ એશિયાટિક સોસાયટીના ઘણા વર્ષોથી સભ્ય છે અને તેના ઉપ-પ્રમુખ તરીકે પણ આજ દશ વર્ષ થયા કામ કરી રહ્યા છે. એમની વિદ્વતા અને પુરાતત્વ વિષયોની પ્રીતિના કારણે પહેલી ઑરિયન્ટલ કોગ્રેસ પુણામા સને ૧૯૧૯ મા મળેલી તેના સ્વાગત મંડળના અધ્યક્ષનું પદ એમને અપાયું હતું. હમણાજ સને ૧૯૨૮ મા લડાઈ પછી ભરાયેલી ૧૭ મી ઈન્ટરનેશનલ ઑરિયન્ટલ કોગ્રેસ (જે. ઑક્ષફર્ડ-ઈંગ્લાંડ) માં ભરાઇ ત્યા એઓએ જાતે હાજર થઇને ઈશાવાસ્યો પનિષદ્ ઉપર નિબંધ વાચ્યો હતો; જેમાનો થોડોક ભાગ બહુ પ્રાચીન છે એવું બતાવવા તેમાં પ્રયત્ન કર્યો હતો. વળી મહાભારતની સરકારવાળી સંશોધિત આવૃત્તિનું કામ તૈયાર કરાવવામા હિન્દુસ્થાનના વિદ્વાનો સારી રીતે કામ કરી શકે અને તેથી તેમના કામને ઉત્તેજન મળવું જોઈએ, એવું દર્શાવવા એવો ૧૭ મી ઈન્ટરનેશનલ ઑરિએન્ટલ કોગ્રેસમા ગયા હતા. અને ત્યાં આગળ તેમના પ્રયાસથી કોગ્રેસના હિન્દી વિભાગની મદદથી

એમના મંતવ્યને અનુકૂળ ત્રણ ઠરાવો પસાર કરાવ્યા હતા. મહાભારતના કામમાં મદદ કરવા યુરપમાં જેટલી મહાભારતની પ્રતો હોય તેનું સંશોધન કરાવી પાઠાન્તરોની વિગત પૂનાની ભાન્ડારકર ઓરિએન્ટલ રીસર્ચ ઇન્સ્ટીટયુટને પહોંચાડવી એવો પણ ઠરાવ કરવામાં આવ્યો હતો.

વળી તેઓ ગુજરાતી સાહિત્ય પ્રવૃત્તિ સાથે પણ સંસર્ગ રાખી રહ્યા છે; અને તક મળે પરિષદમાં હાજરી આપે છે.

## એમના ગ્રંથોની યાદીઃ

(૧) સરસ્વતીચન્દ્રનું અવલોકન, પ્રથમ આવૃત્તિ. સને ૧૮૯૦
(૨) વેદાન્ત દર્શન પ્રથમ આવૃત્તિ „ ૧૯૦૦
[જેમાં નીચે જણાવેલા પાચ લેખોનો સમાવેશ છે.]
अ. તત્વવિવેક, ब ભૂતવિવેક, क ગૌરીશંકર ઓઝાના જીવન ઉપરવિચાર, ड. પૉ. ડૉયસનના વેદાન્ત વિચાર, ग. મહામ્નાય.
(૩) લોર્ડ લોરેન્સનું જીવનચરિત્ર. (ગુજરાત વ. સો.) સને ૧૮૯૫
(૪) અદ્વૈતામૃતઃ (વેદાન્ત ચર્ચાની વાર્તા). „ ૧૯૦૪
(૫) આર્યધર્મ પ્રકાશ માસિકમાં આવેલા લેખો.
(૧) પ્રમાણુ વિચાર સં. ૧૯૫૫
(૨) ભક્તરાજ સં. ૧૯૬૪
(૩) ન્યાયશાસ્ત્ર સં. ૧૯૫૮
(૪) આચારનીતિની પદ્ધતિ. સં. ૧૮૯૪
(૬) ભાસર્વજ્ઞ ઉપર લેખ (ઓરિયન્ટલ કોંગ્રેસમા) સને ૧૯૨૪
(૭) ન્યાયસારઃ પ્રથમ આવૃત્તિ „ ૧૯૦૯
(૮) ईशावास्योपनिषद्‌મા ઑકસફોર્ડ ખાતે ભરાયેલી ૧૭મી ઇન્ટરનેશનલ ઑરિયન્ટલ કોંગ્રેસ માટે નિબંધ. „ ૧૯૨૯

## વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

એઓ જાતે ઔદિચ્ય બ્રાહ્મણ, શિહોર સંપ્રદાય, ગોહિલવાડી વિભાગના છે. એમના પિતાનું નામ મગનલાલ જયાનંદ ભટ્ટ અને માતાનું નામ ગોમતીબ્હેન કકલભાઇ છે. એમનો જન્મ ભાવનગર રાજ્યમાંના ઉમરાળા ગામમાં તા. ૨૦ મી માર્ચ ૧૮૯૮ ના રોજ થયો હતો. પ્રાથમિક ચાર ધોરણનો અભ્યાસ પોતાના વતન ગામ ઉમરાળામાં કર્યો હતો; અને માધ્યમિક ઇંગ્રેજી કેળવણી પહેલા ત્રણ ધોરણો અમદાવાદ, ચોથું ધોરણ જુનાગઢ, પાંચમાથી સાતમું ધોરણ અમરેલી હાઇસ્કુલમાં અને ત્યાંથી સન ૧૯૧૬ માં તેમણે મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી હતી. તે પછી ભાવનગર સામળદાસ કૉલેજમાં તેઓ દાખલ થયલા અને એજ કૉલેજમાંથી સન ૧૯૨૦ માં સંસ્કૃત અને ઇંગ્રેજી સાહિત્ય એચ્છિક વિષયો લઇને બી. એ. ની પરીક્ષા પાસ કરી હતી. એમ. એ., માટે મુંબાઈ જઇને છ એક માસ અભ્યાસ કરેલો પણ તે અરસામાં મહાત્મા ગાંધીજીની અસહકારની ચળવળે એમના વિચાર અને ભાવના પર ઉંડી અસર કરેલી; અને ત્યારથી એમના જીવનમાં મોટું પરિવર્તન થયું હતું. સન ૧૯૨૪ ના ફેબ્રુઆરીમાં તેઓ ભરૂચ કેળવણી મંડળમાં આજીવન સભ્ય તરીકે જોડાયા; અને ત્યા એક સાચા સેવાભાવી શિક્ષક તરીકે પ્રતિષ્ઠા પાડી હતી; પણ પાછળથી એ મંડળના શિક્ષણક્રમમાં બહોળા ફેરફાર કરવામાં આવ્યા ત્યારે એઓ તેમાંથી છૂટા થઇ "કૌમુદી સેવકગણ"માં સાહિત્યસેવાની વૃત્તિથી જોડાયા. તે પૂર્વે એમણે ભરૂચ કેળવણીમંડળ માટે 'ગદ્ય નવનીત' નામનું આપણા સાહિત્યમાંથી ઉત્તમ ગદ્યના નમુનાનું પુસ્તક સન ૧૯૨૬ માં સંપાદિત કર્યું હતું, જે જોતાં, એમનો આપણા સાહિત્યનો અભ્યાસ અને અવલોકન કેટલું વ્યાપક અને બારીક છે, તે સહજ સ્પષ્ટ થાય છે.

ભરૂચ હતા એ દરમિયાન એમણે "વસન્ત"માં ઇંગ્રેજી શબ્દોના પર્યાય આપણા શિષ્ટ લેખકોએ ગુજરાતીમાં યોજેલા તેનો એક સંગ્રહ કરી, વધુ ચર્ચા અને વિવેચન માટે લખી મોકલેલો, તેની ઉપયોગિતા સૌએ સ્વીકારેલી. તે પરથી એક પારિભાષિક શબ્દકોષ તૈયાર કરી આપવાનું કાર્ય ગુ. વ. સોસાઈટી તરફથી એમને સોંપાયું છે અને તે પુસ્તક હાલમાં છપાય છે. કૌમુદીગણની આર્થિક સ્થિતિ તંગ થઇ પડતાં, તેઓ તેમાંથી છૂટા થયલા અને ગુજરાત વિદ્યાપીઠમાં ગુજરાતી જોડણી કોષના કાર્યમાં મદદ

કરવા એમની નિમણુંક થયલી. 'આવું કેમ સુઝયું ?' એ નામનો ટૉલસ્ટૉયની વાર્તાનો અનુવાદ એ સમયમાં લખી આપેલો અને ગોંડલ રાજ્યે એક વિસ્તૃત ગુજરાતી કોષની યોજના કરી, તે કાર્ય આરંભ્યું તેમાં એમને પણ રોકવામાં આવ્યા હતા; પણ તેના ધોરણ સંબંધે તીવ્ર મતભેદ ઉઠતાં, એકાદ વર્ષ કાર્ય કર્યા પછી તેમાથી તેઓ છૂટા થયા છે. એમના પ્રિય વિષયો સાહિત્ય અને ભાષાશાસ્ત્ર છે; અને એ વિષયોનો એમનો અભ્યાસ બારીક અને ઉંડો છે. એઓએ એક લેખક તરીકે સારી આબરૂ મેળવેલી છે.

## એમના ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| ગદ્ય નવનીત | સન ૧૯૨૬ |
| 'આવું કેમ સુઝયું ?' | „ ૧૯૨૮ |
| પારિભાષિક શબ્દકોષ | „ ૧૯૩૦ |

## લેડી વિદ્યાગવરી રમણભાઇ નીલકંઠ

એમનો જન્મ અમદાવાદમા તા ૧ લી જુન ૧૮૭૬ના રોજ થયો હતો. એમના માતુશ્રીનું નામ બાળાબ્હેન, જેઓ સરદાર ભોળાનાથ સારાભાઇના પુત્રી થાય. એમના પિતા ગોપીલાલ મણિલાલ ધ્રુવ, એ પણ અમદાવાદના વતની હતા અને તેઓ સરકારી જ્યુડિશિયલ ખાતામા નાઝરના મોટા હોદ્દા સુધી પહોચ્યા હતા. એમણે પોતાની છોકરીઓને, જે વખતે સ્ત્રી કેળવણી જેવું કંઇ નહોતુ અને તે સામે સખ્ત વિરોધ થતો હતો એ જમાનામાં, ઘણો શ્રમ અને ખર્ચ વેઠીને, માત્ર પ્રાથમિક અને માધ્યમિકજ નહિં પણ ઘણો લોકાપવાદ સહન કરીને ગ્રેજ્યુએટ શિક્ષણ સુદ્ધાંત–લેવાને સગવડ કરી આપી હતી, એ એમની હિમ્મત અને અડગ નિશ્ચય માટે માન પેદા કરે છે.

લેડી વિદ્યાબ્હેને કેળવણીની શરૂઆત રા. બા. મગનભાઈ કન્યાશાળામાથી કરેલી, જે સંસ્થાના તેઓ અત્યારે લાંબી મુદતથી ઑનરરી સેક્રેટરી છે; અને ઈંગ્રેજી હાઈસ્કુલનું શિક્ષણ મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજમા લીધેલુ; તે પછી સન ૧૮૯૧મા તેમણે મેટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ કરી. દરમિયાન સન ૧૮૮૯માં એમનું લગ્ન સર રમણભાઈ સાથે થયું હતું; પણ લગ્ન સંબંધ થયા છતા એમના અભ્યાસમા અડચણ આવી નહિ. એઓ અને એમના નાના બ્હેન સૌ. શારદાબ્હેને ગુજરાત કૉલેજમા દાખલ થઈ, કૉલેજનું શિક્ષણ લઈને સ્ત્રીઓ માટે માર્ગ મોકળો કર્યો. એઓ બંને બ્હેનોએ સાંસારિક કર્ત્તવ્ય અદા કરવાની સાથે સન ૧૯૦૧મા બી. એ., ની પરીક્ષા પાસ કરી. ગુજરાતીમા બી. એ. ની પદવી મેળવનાર એ બંને બ્હેનો પ્રથમ જ હતા; અને અમદાવાદના શિક્ષિત વર્ગે, એ પ્રસંગને, એમને માનપત્રો અર્પિને, ઐતિહાસિક કર્યો છે.

તે પછી એક ઉત્તમ ગૃહિણી તરીકે પોતાનું કર્ત્તવ્ય કરવાની સાથે જાહેર જીવનમા પણ એમણે પોતાનો ફાળો આપવાનું ચાલુ રાખેલું છે; અને અત્યારે તેઓ અમદાવાદની સંખ્યાબંધ જાહેર સંસ્થાઓ સાથે સેક્રેટરી, પ્રમુખ કે મેનેજીંગ કમિટીના સભ્ય તરીકે સંબંધ ધરાવતા હશે.

જાહેર કાર્યોમા ભાગ લેવાની સાથે–અને એ કાર્યની જવાબદારી થોડી વા ઓછી નથી,–એમનો લેખન વ્યવસાય અને અભ્યાસ પણ ચાલુ છે.

સન ૧૮૯૬થી એમણે 'જ્ઞાન સુધા'મા લેખો લખવાનું શરૂ કરેલું. સન ૧૯૦૭મા રમેશ દત્તની વાર્તા Lake of the Palmsનો "સુધાહાસિની"

નામથી અનુવાદ કરેલો અને તે પછી સન ૧૯૧૫મા વડોદરાના મહારાણીશ્રીએ Position of Women in India એ નામનુ પુસ્તક ઈંગ્રેજીમા લખેલુ તેનું 'હિન્દુસ્તાનમા સ્ત્રીઓનુ સામાજિક સ્થાન' એ નામથી તરજુમો કર્યો હતો; અને વળી એમના છૂટક લેખોનો 'હાસ્ય મંદિર'માં સમાવેશ કરવામા આવેલો છે.

એમની એ સાહિત્ય પ્રતિની અભિરુચિ અને જ્ઞાનના કારણે તેમજ એ કુટુંબનો સોસાઇટી સાથેનો લાંબો સંબંધ વિચારીને સર રમણભાઈ, જેઓ ગુ. વ. સોસાઈટીના ઓન સેક્રેટરી હતા, એમની માંદગી દરમિયાન, એ જગોએ એમની પસંદગી કમિટીએ કરી હતી, જે સેવાકાર્ય તેઓ અદ્યાપિ સારી રીતે કરી રહ્યા છે. વળી તેઓ અમદાવાદ મ્યુનિસિપાલેટીના સરકાર નિયુક્ત સભાસદ અને સ્કુલબોર્ડના વાઇસ ચેરમેન છે.

એમના સાર્વજનિક કાર્યોની કદર બુઝી સરકાર તરફથી એમને બે વાર ઈલ્કાબો મળેલા છે, સન ૧૯૧૮મા એમ. બી ઈનો અને સન ૧૯૨૬મા કેસરે હિન્દ (સેકન્ડ કલાસ)નો; અને એઓ કેટલા બધા જનતામા લોકપ્રિય અને માનીતા છે, તેની પ્રતીતિ એટલા પરથી થશે કે એ બંને પ્રસંગોએ એમને મળેલા એ માનની ખુશાલીમા જાહેર મેળાવડાઓ થઇ, માનપત્રો આપવામા આવ્યા હતા.

## એમના ગ્રંથોની યાદી.

| | |
|---|---|
| સુધાહાસિની (Lake of Palmsનો અનુવાદ) | સન ૧૯૦૭ |
| હિંદુસ્તાનમા સ્ત્રીઓનું સામાજિક સ્થાન (Position of Women in Indiaનો અનુવાદ.) | „ ૧૯૧૫ |

## સૌ. વિમળાગવરી મોતીલાલ સેતલવાડ

એઓ જ્ઞાતિએ બ્રહ્મક્ષત્રિય, વતની અમદાવાદના, રા. હરિપ્રસાદ ડાહ્યાભાઈ છત્રપતિના પુત્રી, સ્વ. દી. બા. અંબાલાલ સાકરલાલ દેસાઈના દોહિત્રી અને સર ચીમનલાલ સેતલવાડના પુત્રવધુ થાય છે.

પ્રાથમિક શિક્ષણ રણછોડલાલ છોટાલાલ ખાડીઆ કન્યાશાળામાં લીધેલું અને ઇંગ્રેજીનું જ્ઞાન સ્ત્રીઓ માટેની મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ સાથેની હાઈસ્કુલમાં લીધેલું; તે પાછળથી ખાનગી અભ્યાસ કરી ખૂબ વધારેલું છે.

એમનો જન્મ તા. ૨૧ મી સપ્ટેમ્બર ૧૮૯૩ના રોજ થયો હતો. અને લગ્ન સન ૧૯૦૭માં સર ચીમનલાલના જ્યેષ્ઠ પુત્ર મોતીલાલ, જેઓ મુંબાઈ હાઈ કોર્ટના એડવોકેટ છે, એમની સાથે થયું હતું. શારીરિક સ્વસ્થતા બરોબર રહેતી નહિ હોવાથી તેઓ ઘણોખરો સમય મુંબાઈ બહાર હવાફેર માટે રહે છે અને જે સમય મળે છે તે બધો વાચન અને અભ્યાસમાં ગાળે છે. તેમને વિજ્ઞાન પ્રતિ વિશેષ અભિરૂચિ છે. એ વિષે કેટલાક છુટક લેખો લખેલા, તે બધાં એકત્રિત કરી જુદા પુસ્તકરૂપે છપાવવા માંડયા છે, જે સંગ્રહ એક સુંદર પુસ્તક થઈ પડશે.

વળી તેમણે અંકલ ટૉમ્સ કેબિન નામના જગપ્રસિદ્ધ પુસ્તકનો "ગુલામગીરીનો ગજબ" એ નામથી અનુવાદ કરેલો છે અને એવો બીજો અનુવાદ સ્કોટની સુપ્રસિદ્ધ કૃતિ 'આઇવાન હો'નો કર્યો છે, જે ગ્રંથ ગુ. વ. સોસાઈટીએ બે ભાગમાં છપાવ્યો છે.

આપણે અહિં સ્ત્રીલેખિકાઓ ગણીગાંઠી છે; તેમાં આ બ્હેનનો સમાવેશ થાય છે; અને એમના ગ્રંથોમાં પણ સુસંસ્કાર અને જ્ઞાનની છાપ પડેલી જણાય છે. તેમણે ઈંગ્લંડ યૂરપની મુસાફરી કરેલી છે. બાળવાર્તાઓ પણ કેટલીએક લખી છે તેનો સંગ્રહ પ્રસિદ્ધ થાય તો તે એક સારૂં બાળોપયોગી પુસ્તક થાય.

### એમના પુસ્તકોની યાદી:

| | |
|---|---|
| ગુલામગીરીનો ગજબ | સન ૧૯૧૮ |
| આઈવેન્હો ભા. ૧ લો | „ ૧૯૨૬ |
| „ ભા. ૨ જો | „ ૧૯૨૭ |
| બાળવિજ્ઞાન ભા. ૧ લો* | „ ૧૯૩૦ |

* પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી. તરફથી છપાય છે.

## સૌ. શારદા સુમન્ત મહેતા

એઓ જ્ઞાતિએ વડનગરા નાગર છે. એમનો જન્મ તા. ૨૬ જુન સન ૧૮૮૨ના રોજ અમદાવાદમા થયો હતો. એમના પિતાનુ નામ ગોપીલાલ મણિલાલ ધ્રુવ, જેઓ દિવાની કોર્ટમા લાંબો સમય સુધી નાઝર હતા અને માતાનું નામ બાળાબ્હેન, જેઓ સરદાર ભોળાનાથ સારાભાઈના પુત્રી હતા.

એમણે પ્રાથમિક કેળવણી બકુધા રા. બા. મગનભાઈ કન્યાશાળામા અને ઉચ્ચ માધ્યમિક કેળવણી મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફેર વિમેનના અંગેની સરકારી ગર્લ્સ હાઈસ્કૂલમા લીધેલી. ન્હાનપણમા પિતાની ઉમરેઠ બદલી થઈ, બહારગામ રહેવાનુ થતા, પોતાના પર કેવા સંસ્કાર પડેલા, તેમજ તે સમયે ઉચ્ચ કેળવણી લેનાર સ્ત્રીવર્ગ પ્રતિ હિન્દુસમાજ તરફથી કેવા અઘટિત આક્ષેપો મૂકાઇ, તેમના માર્ગમા મુસ્કેલીઓ ઉભી કરવામા આવતી હતી, એ બધી હકીકત "શારદા" માસિકમા એમનું આત્મવૃત્તાત આપે છે, તેમા એમણે રોષ દાખવ્યા વિના રમુજભરી રીતે વર્ણવી છે; અને તે સાથે સ્ત્રીકેળવણી વિષે લોકભાવના અને વિચારમા કેવુ પરિવર્તન થવા પામ્યુ છે, તેનો તેમાથી અચ્છો ચિતાર મળે છે.

ઈ. સ. ૧૮૯૭મા એઓ મેટ્રીકમા પાસ થયા; અને ઈ. સ. ૧૮૯૮ થી૧૯૦૧સુધી અમદાવાદમાં ગુજરાત કોલેજના અભ્યાસમા એટલી વિશેષ અનુકૂળતા હતી કે એમના મ્હોટા બ્હેન લેડી વિદ્યાગવરી એમની સાથે હતા; અને એ બંને બ્હેનોએ સન ૧૯૦૧મા બી. એ ની પરીક્ષા લૉજીક અને મૉરલ ફીલોસોફી ઐચ્છિક વિષય લઈને પાસ કરેલી, જે ગુજરાતમા સ્ત્રી કેળવણીના ઇતિહાસમા એક અવનવો અને અપૂર્વ બનાવ હતો અને જે સદા સુવર્ણ અક્ષરે અંકિત રહેશે.

એમનુ લગ્ન સન ૧૮૯૯ મા સુરતના જાણીતા સુધારક ડૉ. બટુકરામના જ્યેષ્ઠ પુત્ર શ્રીયુત સુમન્તભાઈ સાથે થયુ હતુ. એમના પતિના વિલાયતના વસવાટ દરમિયાન તેમજ વડોદરામા આવી વસ્યા પછી, પતિ પત્ની વચ્ચેનો સંબંધ અને પ્રેમ કેવી રીતે વિકાસ પામતો જતો હતો અને એ જોડુ વડોદરામા સંસ્કારી જીવન ખીલવવા કેવા પ્રયત્નો કરતુ તેમ સ્વદેશી માટે એમને કેવો રંગ શરૂઆતથી લાગેલો, એનુ રસિક વૃત્તાત ઉપર ઉલ્લેખ કરેલા એમના આત્મવૃત્તાતમા મળી આવે છે.

જાહેર અને સામાજિક હિલચાલમા તેઓ શરૂઆતથી રસપૂર્વક ભાગ

લેતા અને સ્ત્રી કેળવણી તેમજ સ્ત્રીજીવન વિકાસ માટે સતત્ પ્રયત્ન કરતા; ડૉ. સુમન્તભાઈએ છેલ્લાં દશ વર્ષથી દેશસેવા ખાતર વડોદરા રાજ્યની મોટી અને માનભરી નોકરી છોડી દીધી, ત્યારથી એઓ બંને પોતાનો બધો સમય જનહિતના કાર્યમાં ગાળે છે; અને બારડોલી સત્યાગ્રહની લડત વખતે તેમ અત્યારે મહાત્માજીએ શરૂ કરેલા સમરસના સંગ્રામમાં તેઓ કેટલો કિંમતી ફાળો આપી રહેલા છે, એ બધી હકીકત જનતાને સુવિદિત છે.

એમનું કુટુંબ મોટું તેમ સંસ્કારી અને સુશિક્ષિત છે. ગૃહજીવન કેટલોક સમય માગી લે જ; અને જાહેર હિલચાલમા પણ ઘણો સમય વ્યતિત થાય. તેમ છતાં નિયમિત વાચન અને અભ્યાસ તો ખરોજ. એ અભ્યાસવૃત્તિના પરિણામે, જે કાંઇ અવકાશ મળે તેમાં તેઓ કેટલુંક લેખન કાર્ય કરવા શક્તિમાન થયા છે; અને એમની પુસ્તકપ્રવૃત્તિ પણ એમના અન્ય કાર્યોની પેઠે યશસ્વી નિવડી છે.

**એમના ગ્રંથોની યાદી:**

પુરાણોની બાલબોધક વાર્તાઓ અને બાળકોનું ગૃહશિક્ષણ સન ૧૯૦૫
સુધાહાસિની ( લેડી વિદ્યાબ્હેન સાથે ) સન ૧૯૦૭
[શ્રી. રમેશચંદ્ર દત્તના The Lake of Palms નું ભાષાંતર]
ફ્લોરેન્સ નાઇટીંગેલનુ જીવનચરિત્ર સન ૧૯૦૭
હિંદુસ્તાનના સામાજિક જીવનમા સ્ત્રીનુ સ્થાન (લેડી વિદ્યાબ્હેન સાથે) ,, ૧૯૧૧
['The Position of women in India'નો તરજુમો]

---

## શંકરપ્રસાદ છગનલાલ રાવલ

શંકરપ્રસાદ રાવળનો જન્મ સને ૧૮૮૭ ના જાન્યુઆરીની છવ્વી-સમી તારીખે એમની વતનભૂમિ વડોદરા (મહીકાંઠા એજન્સી) મા થયો હતો. વડોદરા ગામ અમદાવાદ પ્રાંતીજ રેલ્વેના ડભોડા સ્ટેશનથી એક માઇલને આસરે નાની ખારી નદીને કાંઠે આવેલું છે એ જ્ઞાતિએ ઉદીચ્ય સહસ્ર બ્રાહ્મણ છે. એમના કુટુંબનો ધંધો ખેતીનો છે.

એમના પિતાનું નામ છગનલાલ જાદવજીએ બહોળા વસ્તારી હતા અને એમની સ્થિતિ સાધારણ હતી. શંકરપ્રસાદે એમના ગામની સરકારી ગુજરાતી નિશાળમાં પાચ વર્ષની ઉમ્મરે અભ્યસ શરૂ કર્યો. એમની નવ વર્ષની વયે એમના પિતાનું કોલેરાથી એકાએક અવસાન થયું. કુટુંબમાં બીજો કોઈ પુરુષ ન હોવાથી એના નિર્વાહનો ભાર એમની માતા જડાવ-બાઇને માથે પડયો.

વડોદરા ગામમા ત્રણ ધોરણો પુરા કરી શંકરપ્રસાદ એમની બહેનને ત્યા ભરૂચ વધુ અભ્યાસ કરવા ગયા. ભરૂચ મ્યુનીસીપાલીટીની છઠ્ઠા નંબરની (નવા દહેરાની) અને પહેલા નંબરની (લાલ બજારની) શાળામા એમણે પાચ ધોરણ પુરા કર્યા. આ પછી સરકારી શિષ્યવૃત્તિઓની હરિફાઈની પરીક્ષા પાસ કરવાથી માસિક રૂપીઆ ત્રણની મદદ મળવાથી એમણે ભરૂચની લોકહિતેચ્છુ સભાની એ. વી. સ્કુલમા અંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો. અંગ્રેજી ત્રીજા ધોરણમા હાઇસ્કુલ સ્કોલરસીપ રૂપીઆ પાચની દર માસે મળવાથી એમણે ભરૂચની દલાલ હાઇસ્કુલમા પ્રવેશ કર્યો. અને ૧૯૦૬ મા ઉપલે નંબરે મેટ્રીક અને સ્કુલ ફાઇનલ પરીક્ષાઓ પાસ કરી.

પોતાનો અભ્યાસ જારી રાખવા એમને તીવ્ર ઇચ્છા હતી પણ કુટુંબ નિર્વાહની ચાલુ ચિંતાને લીધે એ ઇચ્છાને દબાવી દેવા સિવાય બીજો માર્ગ નહોતો.

૧૯૦૮ મા મુબાઇ જઇ એમણે રજીસ્ટ્રેશન ખાતામાં સરકારી નોકરી લીધી પણ તેમની અભ્યાસિક વૃત્તિના ઊછાળાઓના દબાણથી તેનું રાજીનામું આપી સને ૧૯૦૯ મા મુબાઈની વિલ્સન કોલેજમા એમણે અભ્યાસ ફરી શરૂ કર્યો. પણ દિવસે દિવસે વધતી જતી કૌટુંબિક ચિન્તાઓએ વળી ફરી અભ્યાસમા ખલેલ કર્યું ને તે વર્ષ નિષ્ફળ જવાથી શરીર બગડતા મુંબાઇ

છોડી ફરી ભરૂચ આવી ત્યાંની અંગ્રેજી શાળામાં સને ૧૯૦૯ માં શિક્ષકની નોકરી લીધી.

સને ૧૯૦૩ માં એમનું પ્રથમ લગ્ન થયું હતું. બીજી વારનું લગ્ન સને ૧૯૧૧ માં થયું હતું.

શંકરપ્રસાદને છેક બાલ્યાવસ્થાથી કવિતા તરફ ખાસ અભિરૂચિ હતી. ભરૂચમાં એ રસવૃત્તિને ઘણુંજ પોષણ મળ્યું. પાઠ્ય-પુસ્તકોના અભ્યાસ ઉપરાંત બહારનું પુષ્કળ વાંચન વાંચવાની એમને ચાલુ ટેવ હતી. ભરૂચના નવા દહેરાના ઓટલે જામતી ભારત અને રામાયણની રસિક કથાઓ અને પ્રત્યેક ચાતુર્માસની ભાગવતકથા પ્રત્યે એમને અદ્ભુત શોખ હતો. આપણી આ વીર સંહિતાઓના એકકે એક પ્રસંગથી એ છેક નાની ઉમરમાંજ સુપરિચિત થઇ ગયા હતા. 'નર્મગદ્ય' એમનું ખાસ પ્રિય પુસ્તક હતું.

દલપતશાહી કાવ્ય જેવાં જોડકણાં જોડવાનો એમને છેક નાની ઉમરથી પ્રેમ હતો અને હાઇસ્કુલમાં જતાં પિંગળ વગેરેના વાચનથી પ્રેરાઇ કાવ્યો લખવાનું એમણે શરૂ કરી દીધું હતું. ટુંકી વાર્તાઓ લખવાનો પણ એમણે એજ અરસામાં આરંભ કર્યો હતો. શિક્ષકજીવનના સુયોગથી ગુજરાતી સાહિત્યનાં અંગોનો રીતસર અભ્યાસ કરવા એ પ્રેરાયા હતા.

સાહિત્યના વાચન અને લેખન પ્રત્યે એમને પ્રેરણા કરનાર આત્રી વ્યક્તિઓમાં એ ઘણીવાર સ્વર્ગસ્થ માણેકલાલ જગજીવનદાસ સુરતી (ભરૂચના લોકો એમને 'વિલાયતી' ઉપનામથી ઓળખતા) ને એ ખાસ પૂજ્યભાવથી યાદ કરે છે. એમના સંસ્કૃત અને અંગ્રેજી અભ્યાસની શરૂઆત કરનાર એ પુરૂષ હતા.

સમભાવી મિત્રમંડળ એમનું બીજું બળ પ્રેરક હતું અને એમાં ખાસ કરીને સ્વ. મૂલચંદ તેલીવાળા, રા. રા. હરિભાઇ અમીન અને તે વખતનાં બાર્ગવકુલક મંડળના સભ્યો રા. કનૈયાલાલ મુનશી વગેરે હતા. નર્મદાના સૌદર્યતટ ઉપર ઉનાળાની ઘણીએક રમ્ય સંધ્યાઓ એમણે આ સાહિત્ય અને સંગીત રસિક મિત્રમંડળીમાં ગાળી હતી.

શંકરપ્રસાદે આ અરસામાં ભાષાંતરરૂપે અને સ્વતંત્રપણે ઘણાં કાવ્યો લખ્યાં છે. અને ત્યારથી અત્યાર સુધી અવારનવાર એ કાવ્યલેખન ચાલુ રહ્યું છે. સન ૧૯૧૫મા એમણે ગોલ્ડસ્મીથના ડેઝર્ટેડ વીલેજનું

"ભાગેલું ગામ" એ નામથી ભાષાતર પ્રગટ કર્યું. "કથાવિહાર" નામથી એમનો કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થનાર છે.

ગુજરાતના જુદા જુદા માસિકોમા એમની એમની કેટલીક નવલિકાઓ પ્રસિદ્ધ થઇ છે અને આ પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ વાર્તાઓનો એક સારો સંગ્રહ થઇ શકે તેમ છે.

ભક્તકવિ દયારામભાઇનું જીવનચરિત્ર લખી તે સને ૧૯૧૯ મા પ્રસિદ્ધ કરાવ્યુ છે.

મુબાઇની ગુજરાતી સાહિત્ય સંસદના એ આરંભથી સભાસદ છે. એમના વિવેચન લેખોની સંખ્યા પણ મોટી છે. "ગુજરાતી ગદ્યસાહિત્યનો વિકાસ" "દયારામની ગોપી," "સાહિત્યકલા અને શ્રીયુત મુનશીની સાહિત્યકૃતિઓ" વગેરે વગેરે લેખો એમનો ઉત્સાહ ને ઉંડી અભ્યાસવૃત્તિના પુરાવા છે.

### એમના ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| ભાગેલુ ગામડું | સન ૧૯૧૫ |
| દયારામનું જીવનચરિત્ર | ,, ૧૯૧૯ |
| પ્રબોધ બત્રીસી | ,, ૧૯૩૦ |

## શિવપ્રસાદ દલપતરામ પંડિત

એઓ જાતે વિસલનગરા નાગર બ્રાહ્મણ (ગૃહસ્થ વિભાગના) છે એમનો જન્મ અમદાવાદમા તા. ૧૫ મી ઑગસ્ટ ૧૮૮૫ ને દિને થયે હતો. એમના પિતાનું નામ દલપતરામ હીમતરામ પંડિત અને માતાનુ નામ મણિબ્હેન છે. એમના પિતા રાજપૂતાનામા કોટારાજ્યમા મ્હોટા અધિકાર ઉપર હતા અને ત્યા એમણે એકનિષ્ઠા તથા પ્રમાણિકપણે રાજ્યની સેવા કરી, જકાત, બાગ, તથા કારખાનાના ખાતાઓને સુવ્યસ્થિત પાયા ઉપર મૂક્યા હતા. કોટામાજ લગભગ ૪૩ વર્ષની વયે એમના પિતાને ટાગામા બેસીને ફરવા જતા અકસ્માત ઇજા થઈ અને ત્હેને પરિણામે ત્હેમનુ મૃત્યુ નીપજ્યુ. શિવપ્રસાદની ઉમર એ સમયે દોઢેક વર્ષની હતી.

પિતાના મૃત્યુ પછી એમને ઉછેરવાનો ભાર એમના અપર માતુશ્રી સ્વર્ગસ્થ જમનાબાએ પોતાના ઉપર લીધો. એ સાવકી માતાનો પુત્ર પ્રત્યે પ્રેમ અનન્ય અને અસાધારણ હતો. એટલે સુધી કે એમના જન્મદાતા માતુશ્રી હયાત હોવા છતા અપર માતાએ જ ત્હેમને સ્તનપાન કરાવ્યુ હતું એ માતાની અસર એમના જીવન ઉપર ઘણી થઇ છે, અને એમના ઉપકારોનું સ્મરણ કરીને એમણે પોતાની પ્રથમ કૃતિ ‘ મૈત્રી ’ એમને સમર્પણ કરી છે.

પિતાનું મૃત્યુ થતા એમનુ કુટુંબ અમદાવાદ આવ્યુ અને શિવપ્રસાદે સરકારી મિડલ સ્કૂલ તથા હાઈસ્કૂલમા અંગ્રેજી અભ્યાસ કર્યો. ઈ. સ. ૧૯૦૨ મા યુનિવર્સિટી સ્કૂલ ફાઇનલ તથા ઈ. સ ૧૯૦૩મા મેટ્રીક્યુલેશનની પરીક્ષા પાસ કરી. એમણે થોડો સમય અજમેરની ગવર્નમેન્ટ કોલેજ તથા મુબાઈની વિલ્સન કોલેજમા અભ્યાસ કર્યો, એ અરસામા એમનું કોટા જવું થયુ અને ત્યાજ નોકરી કરવાની ઇચ્છા થતા ઈ. સ. ૧૯૦૪ થી ત્યા નોકરીમા જોડાયા. નિશાળમા ભણતા હતા તે સમયે સ્વ છોટુભાઇ શંકરજી દેસાઇ તથા અમદાવાદ હાઈસ્કૂલના હેડમાસ્તર ખા. બા. એદલજી દોરાબજી તલાટીના નૈતિક ઉપદેશોની એમના ઉપર સચોટ અસર થઇ હતી. એ ઉપદેશોને પરિણામે તેઓ અમલદાર તરીકેની નોકરીમા અનેક લાલચોમાથી બચ્યા છે. પચીસ રૂપિયાના માસિક પગારથી શરૂ કરી તેઓ પોતાની પ્રામાણિકતા તથા સત્યપરાયણતાને લીધે એસિસ્ટન્ટ સુપરિન્ટેન્ડન્ટ ઑફ એકસાઇઝના હોદ્દા સુધી પહોચ્યા છે.

ન્હાનપણથી એમને સામાજિક સુધારા અને સાહિત્ય માટે અત્યંત પ્રીતિ હતી. પ્રાર્થના સમાજમાં સ્વર્ગસ્થ રમણભાઇના ધર્મોપદેશ એમને ઘણાં હૃદયગ્રાહી લાગતા. ડૉ. હરિપ્રસાદ તથા રા. રમણીક મહેતા સાથે અમદાવાદમા હતા ત્યા લગી, પ્રાર્થના સમાજમા લગભગ નિયમિત હાજરી આપતા. ધાર્મિક વલણ એમનું એકેશ્વરવાદી હોવાથી મહર્ષિ દયાનંદ સરસ્વતી, રાજર્ષિ રામમોહનરાય અને મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર માટે એમને બહુ પૂજ્ય બુદ્ધિ છે.

સાહિત્યની અને સંસાર સુધારાની એમના જીવનપર ઉંડી અસર થયલી છે. સુધારક વિચારના હોઇને જ્ઞાતિ ઉત્કર્ષ અર્થે ઘણા સમયથી તેઓ ભારે પરિશ્રમ સેવે છે; અને પોતાની જ્ઞાતિનો મોટો સમૂહ જે ઉત્તર હિંદમાં વસે છે, તેમના નિકટ પરિચય અને સહવાસમા આવી પરસ્પર જ્ઞાતિ સંબંધ દૃઢ કરી વિકસાવ્યો છે; એટલે સુધી કે પોતે પોતાની બીજી પુત્રીને મથુરામા એક કેળવાયલા ગ્રેજ્યુએટ સાથે પરણાવી છે અને પોતાનું બીજું લગ્ન સુરતમા કર્યું હતું. એમનો સુધારો સાચો, વ્યવહારૂ અને સમભાવી છે; અને પોતે વિચાર પ્રમાણે વર્તન કરે છે, એ તેની વિશેષ મહત્તા છે.

એજ પ્રમાણે સાહિત્યમા એમની સેવા પ્રશંસનિય કહી શકાય.

એમનો પ્રિય વિષય જીવનચરિત્ર છે; અને એ વિષયમા ગુજરાતીમા જેટલું વાચન સાહિત્ય એમણે પૂરૂં પાડયું છે, એટલું સ્વ. નારાયણ સિવાય બીજા કોઇએ આપ્યુ હોય એવુ અમારા જાણવામા નથી.

વિશેષમા એમનું ઈંગ્રેજી જ્ઞાન સારૂં છે. તે ઉપરાંત પરદેશ સેવવાથી હિન્દી અને બંગાળીમા પણ નિપુણતા પ્રાપ્ત કરેલી છે, તેથી કેટલાક સારા ગ્રંથો એ ભાષાઓમાથી ગુજરાતીમા ઉતારવા શક્તિમાન થયલા છે; અને તે ગ્રંથો બોધપ્રદ અને ઉંચી કોટીના છે, એમ કહેવુ જોઇએ. ખાસ કરીને સ્ત્રીઆ માટે વાચનસાહિત્ય આપીને એમણે સ્ત્રીવર્ગની વિશેષ સેવા કરી છે. "ભારતના સ્ત્રીરત્નો" ના ત્રણ મોટા પુસ્તકો સાથે એમનું નામ સદા જોડાયલું રહેશે. એ ગ્રન્થનો હિન્દી ભાષામા પણ અનુવાદ થયો છે.

ભારતવર્ષના મહાન પુરુષોના જીવન ચરિત્રનો એક મ્હોટો ગ્રન્થ અનેક ભાગોમા લખવાનો એમનો અભિલાષ છે અને એની કેટલાક તૈયારી પણ એમણે કરી રાખી છે.

## એમના ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| ૧ મૈત્રેયી [પંડિત સીતાનાથ તત્ત્વભૂષણનાં ગ્રંથો પરથી] | સન ૧૯૦૮ |
| ૨ દેવી અઘોર કામિની [શ્રીયુત અમૃતલાલ ગુપ્તના બંગાળી લેખનો અનુવાદ.] | સન ૧૯૧૦ |
| ૩ પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરનું જીવનચરિત્ર | સન ૧૯૧૧ |
| ૪ ભારતનાં સ્ત્રીરત્નો ભા. ૧ | સન ૧૯૧૨ |
| ૫ „ ભા. ૨ | સન „ „ |
| ૬ „ ભા. ૩ | સન ૧૯૧૩ |
| ૭ આનંદીબાઇ જોશીનું જીવનચરિત્ર [પ્રો. સખારામ દેઉસ્કરના બંગાળી ગ્રંથનો તરજુમો.] | સન ૧૯૧૨ |
| ૮ કથા ગુચ્છ [ જુદા જુદા બંગાળી લેખકોની ટુંકી વાર્તાઓ. ] | સન ૧૯૧૨ |
| ૯ ભારતના સન્ત પુરુષો ભા. ૧ | સન ૧૯૧૩ |
| ૧૦ ભારતની દેવીઓ | સન ૧૯૧૪ |
| ૧૧ દેશબંધુ ચિત્તરંજનદાસ | સન ૧૯૨૧ |
| ૧૨ આદર્શ દૃષ્ટાંતમાળા ભા. ૧ | સન ૧૯૨૫ |
| ૧૩ „ ભા. ૨ | „ ૧૯૨૮ |
| ૧૪ મહાન્ સાધ્વીઓ | „ ૧૯૩૦ |

## શંભુપ્રસાદ છેલશંકર જોષીપુરા ઉર્ફે કુસુમાકર

જાતે તેઓ વડનગરા નાગર ગૃહસ્થ છે. એમના માતાનું નામ મહાકુંવર; વતન ગોંડલ અને જન્મ જામનગર—મોસાળમાં તા. ૮મી જાન્યુઆરી ૧૮૯૨ના રોજ થયો હતો. ગોંડલમાં સંગ્રામજી હાઇસ્કુલમાં શ્રીયુત 'લલિત'ના સંસર્ગમાં આવ્યાથી, એમની કવિતા પ્રતિની રુચિ અને મમતા વિકસેલાં; એવીજ રીતે રાજકોટમાં આલ્ફ્રેડ હાઇસ્કુલમાં શ્રીયુત કૌશિકરામ વિ. મહેતા તરફથી પણ એમને પ્રોત્સાહન મળેલું. વળી એમના વડિલ બંધુ રા. વૈકુંઠપ્રસાદે પણ એ જાગૃત થયલા સંસ્કારોને પોષીને વિશેષ ઉત્તેજન આપ્યું હતું.

એમણે સન ૧૯૧૪ માં બી. એ., ની પરીક્ષા ઑનર્સ સાથે પુનાની ફરગ્યુસન કૉલેજમાંથી ઐચ્છિક વિષય તત્ત્વજ્ઞાન લઇ, પાસ કરેલી અને સન ૧૯૨૦ માં એસ. ટી. સી. ડી; ની કેળવણી ખાતા તરફથી લેવાતી પરીક્ષામાં ઉત્તીર્ણ થયલા. ફરગ્યુસન કૉલેજમાં પ્રો. ભાટેએ પણ એમના પર વિશેષ અસર કરેલી; ત્યારથી પ્લેટોની ફિલસુફી માટે પક્ષપાત બંધાયલો; અને એ અરસામાં સ્વર્ગસ્થ રણજીતરામના પરિચયમાં આવતાં, તેમણે એમને સાહિત્ય પ્રતિ ખેંચેલા, એટલુંજ નહિ પણ એમના જીવનપર ઉંડી છાપ પાડી હતી. આવી અનેકવિધ અસરોના કારણે, શાળા તથા કૉલેજમાં બીજી ભાષા ફ્રેન્ચ છતાં એમણે ઉપનિષદ્ સુધી સંસ્કૃત ગ્રંથના મહાસાગરમાં ઝંપલાવ્યુ છે.

અત્યારે તેઓ સુરત મિડલ સ્કુલમાં શિક્ષક છે. એમના પ્રિય વિષયો કવિતા અને ફિલસુફી છે. જર્મન કવિ ગેટેના Sorrows of werther પરથી "અરવિન્દના આંસુ" એ નામનું એક પુસ્તક તૈયાર કર્યું છે, જે હજી અપ્રકટ છે; તેમજ એમના ગદ્ય લેખોનો એક સંગ્રહ થવા જાય છે, જે તેઓ 'સ્મૃતિ મન્દિર' એ નામથી પ્રકટ કરવાની અભિલાષા રાખે છે. એમનો કાવ્ય સંગ્રહ "ઝૂલ–હિન્ડોળ" નામે તુર્તમા પ્રકટ થવા સંભવ છે. સન ૧૯૧૫ થી લેખન વ્યવસાય શરૂ થાય છે; અને અત્યારનવાર જૂદાં જૂદાં માસિકોમા એમના કાવ્યો, લેખો વગેરે આવે છે.

## સાકરલાલ અમૃતલાલ દવે.

જાતે ખાજખેડાવાળ બ્રાહ્મણ, વતની નડિયાદના; તેમનો જન્મ સન ૧૮૮૬માં તા. ૨૬ મી મે એ નડિયાદમા થયો હતો. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ એજ સ્થળે પ્રાપ્ત કરેલું. સન ૧૯૦૫મા ગ્રેજ્યુએટ થયેલા. તે પછી સરકારી ખાતામા જોડાયેલા અને અત્યારે મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ અંગેની ગર્લ્સ હાઇસ્કૂલ અમદાવાદ–મા શિક્ષક છે.

પુનાની ડેકન કૉલેજના પ્રોફેસર બેઇનના અતિ રસમય અને સુદર ઈંગ્રેજી વાર્તા પુસ્તકોના ગુજરાતીમા અનુવાદ કરવાનું કાર્ય એમણે હાથ ધરેલું અને તે અનુવાદ, કહેવું જોઈએ કે, મૂળ ગ્રથને ન્યાય આપે એવો, સરળ અને શુદ્ધ છે., ગયે વર્ષે એમણે ટોલસ્ટૉયના 'The Christian Teaching' પુસ્તકનો અનુવાદ 'જીવનસિદ્ધિ' એ નામથી છપાવ્યો છે.

સામાન્ય રીતે શાળાના કામકાજમાથી જે કાંઇ સમય મળે તે તેઓ સાહિત્યના અભ્યાસવાચનમા ગાળે છે અને પ્રસગોપાત્ત સાહિત્યની ચર્ચામા પણ ભાગ લે છે.

| અનુવાદ | મૂળ ગ્રથ | પ્રકાશનની સાલ |
|---|---|---|
| અનંગભસ્મ | Prof. Bain's "The Ashes of a God" | સને ૧૯૧૬ |
| નીલનેની | ,, "A Draught of the Blue." | ,, ૧૯૧૭ |
| જીવનસિદ્ધિ | Tolstoy's "The Christian Teaching" | ,, ૧૯૨૯ |

## સીતારામ જેસીંગભાઇ શર્મા

જાતે બ્રહ્મભટ્ટ; મૂળ વતન કડી. એમનો જન્મ પોતાના મોસાળ પ્રાંતિજમાં તા. ૧૬મી ઑગસ્ટ સન ૧૮૯૧ના રોજ થયો હતો. પિતા તેમને પાંચ વર્ષના મૂકીને મૃત્યુ પામેલા; એટલે તેઓ મોસાળમાંજ ઉછરી મોટા થયલા. સ્થિતિ ગરીબ તેથી અભ્યાસના સાધન પણ સંકુચિત. અમદાવાદમાંથી સ્વર્ગસ્થ સર ચીનુભાઇ માધવલાલ, પહેલા બેરોનેટની મદદ મેળવવાને તજવીજ કરેલી; તેમજ પ્રાંતિજમાં એ સમયે મિશનરી સ્ટીવન્સન રહેતા હતા, તેમની સાથે મૈત્રી થયલી; પણ એ બધાનું ઇચ્છેલું પરિણામ નહિ આવેલું. માત્ર સાત ધોરણ પૂરા કરી, વર્નાક્યુલર ફાઇનલની પરીક્ષા પાસ કરી. અંગ્રેજી પાંચ ધોરણ સુધી અભ્યાસ કરી સંતોષ માનેલો. સંજોગવશાત્ લોકલ બોર્ડની શાળામાં છએક માસ શિક્ષક તરીકે રહેલા અને પછી મુંબાઇ નસીબ અજમાવવા ગયલા, જ્યાં શરૂઆતમાં એક વેપારીની પેઢીમાં નામુ લખવાને રહ્યા. એવામાં મુંબાઇ ગુજરાતી નાટક કંપનીમાં ટીકીટ આપવાની નોકરી મળી. અહિં એમના લેખન વાચનના શોખને ઉત્તેજન મળ્યું.

લેખનવાચનનો શોખ શાળામાંથી શરૂ થયલો. કોઇક વખત કવિતા લખવાને ઉર્મિ થઇ આવતી; એક બે વાર્તાઓ પણ લખેલી; તેમજ કોમી "બ્રહ્મભટ્ટ શુભેચ્છક" પત્રમાં સન ૧૯૦૯ માં મરણ પછીની તેરમાની નાતોનો વિરોધ કરતી ટુંકી વાર્તા અને બેએક નિબંધો લખી મોકલેલા. પણ હજુ ધંધામા ઠરેઠામ થયા નહોતા. એ અરસામાં 'વડોદરા વર્તમાન' માં ચાલુ લાંબી વાર્તા લખવાનું કાર્ય આરંભેલું; મહિકાંઠા એજન્સીમાં સરકારી નોકરી લીધેલી પણ મનને નિરાંત થતી નહિ. વર્ત્તમાનપત્ર માટે વિશેષ આકર્ષણ તેથી તે પ્રતિ ખેંચાતા, વડોદરા વર્તમાનના તંત્રી મંડળમાં થોડાક દિવસ કામ કર્યું; અને સન ૧૯૧૪માં 'ગુજરાતી પંચ'માં જોડાયા; તે પછી બધુ જીવન એ ધંધામાં વ્યતીત થતું આવ્યું છે. સન ૧૯૧૭મા 'હિન્દુસ્તાન' સાપ્તાહિકમા સહતંત્રી તરીકે રહ્યા; તે સાથે 'વાર્તા મંદિર' નામનું એક ટુંકી વાર્તાઓનું માસિક કાઢયું; પણ ૭ માસમાં તેનો વહિવટ અન્યને સોંપી દીધો. સન ૧૯૨૦ થી ૧૯૨૨ સુધીમાં કોમી પત્ર 'બ્રહ્મભટ્ટ' પોતા હસ્તક લીધું. પહેલે વર્ષે તે ત્રિમાસિક રહ્યું; બીજે વર્ષે દ્વૈમાસિક કર્યું અને ત્રીજે વર્ષે તે માસિક થયું, એમ ઉત્તરોત્તર એની પ્રગતિ થતી ચાલી હતી.

દરમિયાન દૈનિક અને સાપ્તાહિક પત્રોમા લાબી વાર્તાઓ લખવાનું કામ ચાલતુ હતું. એ વાર્તાઓના નામ નીચે મુજબ છેઃ—

નિરંજન, સત્તરમી સદીનું બંગાળા, ગુર્જરવીર અણહીલ, ભારતનું ભવિષ્ય, ઝાંઝવાનું જળ, ભવસાગર, સંસારયંત્ર, જીવતા મૂડદા, મરમના ઘા અને જયસ્વદેશ.

પત્રકારિત્વનો એમનો અનુભવ અને સહવાસ લાંબો તેમજ વિધવિધ છે. મુંબઈના ઘણાખરા છાપાઓમા તેમણે કામ કરેલું છે.

ગયા વર્ષથી તેઓ 'નવયુગ'ના તંત્રી નિમાયા છે, નવભારતને સાહસિક અને નિર્ભય, સ્વતંત્ર અને સ્વાશ્રયી કરવાના તેઓ ભારે કોડ ધરાવે છે; અને તે દિશામા એમનું નાવ હંકારી રહ્યા છે. પ્રભુ એમના મનોરથો પાર પાડે.

## એમના ગ્રંથોની યાદીઃ

| | | |
|---|---|---|
| ૧ | આપણો સંસાર સુખી કેમ થાય ? [નિબંધ] | ૧૯૧૦ |
| ૨ | પ્રસન્નાંજલિ [કાવ્યસંગ્રહ] | ૧૯૧૫ |
| ૩ | અમેરિકાના ગરીબ વિદ્યાર્થીઓ [નિબંધ-હિંદી ઉપરથી] | ૧૯૧૬ |
| ૪ | સ્વદેશ ગીતો | ૧૯૨૦ |
| ૫-૬ | વીણાવિહારી ભાગ ૧-૨ [નવલકથા-મરાઠી ઉપરથી] | ૧૯૨૩-૨૪ |
| ૭ | જુવાનીમાની વાતો [ટૂંકી વાર્તાઓનો સંગ્રહ] | ૧૯૨૮ |

## સોરાબજી મં. દેશાઈ

એઓ નવસારીના જાણીતા દેશાઇ ખાદાનના નબીરા છે, પ્રખ્યાત દેશાઇજી ખુરશેદજી ટેમુલજીના છઠી પેઢીના નબીરા છે. ગાયકવાડ સરકારનુ ગુજરાતમા રાજ્ય સ્થાપનારા એ ખુરશેદજી તથા તેમના બાપ ટેમુલજી હતા એ કારણે ખાદાનને મોટી જાગીરો, ઇનામી ગામ, રોકડ નેમણુકો, પાનકીમા બેશી ફરવાની આસામી, ગાદી મસાનની નિમણુક વગેરે આપનામા આવેલી તે આજે પણ ચાલુ છે બ્રિટીશ સરકાર અને ગાયકવાડ સરકાર વચ્ચે તહનામા કરાવેના હોવાથી તે સરકાર તરફથી પણ ઇનામી જમીનો આપવામા આવી, અગ્રેજ સરકારે ગેરટી આપી બાહેવરીમા એ કુટુંબને આજ સુધી રાખેલુ છે.

દેસાઇજી ખુરસેદજી ટેમુલજીએ પોતાને હાથે પોતાનું જીવનચરિત્ર (Autobiography) લખી રાખ્યુ હતુ જે "દેસાઈ ખાદાન તવારીખ" મા છપાયુ છે, તેવીજ રીતે આ ભાઇએ પોતાનુ વૃત્તાત લખી રાખ્યુ છે, જેમાથી ટુક ટુંક નોધ નીચે આપી છે

એવણુનો જન્મ તા ૧૫ મી આગષ્ટ ૧૮૬૫ મા થયો હતો એટલે આજે ૬૫ વરસની ઉમર છે ન્હાનપણથી શરીરે મજબુત અને લાડકા હોવાથી તોફાની, મસ્તીખોર, અને તીખલી છોકરા હતા શિખવા ભણવા ઉપર ઝાઝું લક્ષ ન હતુ, પણ જ્યારે અભ્યાસ કરવા ઉપર આવે તો આસ પાસના કટાળે એટલી મહેનત લેતા એવણ પોતે લખે છે તેમ, પ્રખ્યાત થવાની અને કીર્તિ મેળવવાની હોશ કાચી ઉમ્મરમાજ એટલી બધી હતી કે, તે ઉમરેજ લખાણુ કરવાનો શોખ લાગો. "અથોરનના શિવાય મેહદીનોથી કુસ્તી નહીં વડી શકાય," એ બાબતનું ૪ પાનાનુ હેન્ડબીલ લખી કાઢી, પાસે પૈસા ન હોવાથી પોતાની કલાસના ગોઠિયાઓ પાસે નકલો કરાવી ઈ સ ૧૮૮૧ મા નવસારીમા વહેંચાવ્યા હતા, મેટ્રીક્યુલેશન સુધીનો અભ્યાસ કરી નવસારીની સર કાવસજી જેહાગીર હાઈસ્કુલમા કેળવણી લીધી, પરતુ નીચના વર્ગમા હતા ત્યારથી ન્યુસપેપરો અને ચોપાન્યામા લખાણો લખી વડેરા પ્રખ્યાત થવા માટે અભ્યાસના પુસ્તકો વાચવાને બદલે, ઉમદા પુસ્તકો ઉજાગરા કરીને વાચતા ઈ સ ૧૮૮૫ થી "મધુર વચન" "ગુલ અફશાન" 'હિન્દી મારીક' વિગેરેમા ન્હાની ન્હાની બાબતો છપાવવા લાગ્યા. ઈ. સ ૧૮૮૭ થી એવણે અગ્રેજી તથા કાઠિયાવાડ

તથા ગુજરાતના ગુજરાતી ૧૦ પેપરોમા લેખો લખ્યા, અને કેટલાક ચોપાનીયામા ૪૫ વરસ લખાણો કર્યો છે, તેની ટીપ પોતાને હાથે લખી છે, જે પેપરો અને ચોપાનીયાની સંખ્યા ૫૦ ઉપર થાય છે. કોઇ પેપરોમા ચાલુ ખબરોની, તો કોઇમા ચાલુ આર્ટીકલો લખતા. ઇ. સ. ૧૮૮૮ થી "વડોદરા વત્સલ" નામના વડોદરા રાજ્યના ગવર્નમેંટ ગેઝેટમા રૂ. ૧૦ ના પગારથી ગુજરાતી વિભાગ અધિપતિ તરીકે લેખો લખતા. ઈ. સ ૧૮૮૯ થી "આનંદી" "નવરંગ" અને "નવસારી પત્રિકા" મા પણ એજ મુજબ ૧૯૦૬ સુધી અધિપતિ હતા, જુદી જુદી બાબતોના ન્હાના મોટા ૩૮ પુસ્તકો લખ્યા, અને "દુ:ખીને દિલાસો" જે વિષયની હારમાળા "હિન્દી ગાઇડ" મા પ્રથમ છપાઇ હતી તેના બીજા ૫૬ પુસ્તકો હમણા સુધી બહાર પાડયા, અને ૬૦ પુસ્તકો સુધી છપાવવાનો એવણનો ઇરાદો છે. પોતાની ઉપર દુ:ખો પડવાથી જ આ સાહસ એવણે માથે ઉપાડ્યો છે

તેઓ કેટલાક ખાતાઓના સેક્રેટરી અને "નવસારી જ્ઞાન પ્રસારક મંડળી" ના આજથી ૪૦ વરસ ઉપર સેક્રેટરી નિમાયા હતા તે ઓદ્ધો ૩૮ વરસ ચલાવ્યા બાદ હાલ છુટા થયાથી એ મંડળીએ તેમને કાયમના વાઇસ પ્રેસીડંટ નિમ્યા છે.

પોતાની નોકરીના અંગે અને જાહેર સેવા બજાવવાની મકસદે એવણ લગભગ ૨૦ ખાતા સાથે, કોઇમા સેક્રેટરી, કોઇમા ટ્રસ્ટી, અને કોઇમા કારોબારી કે ઉપપ્રમુખ રહેલા હતા. આ બધા કામો નવસારી ડીસ્ટ્રીક્ટ લોકલબોર્ડના અકાઉન્ટન્ટ અને હેડકલાર્કની નોકરી પોતાના કામોની સાથે, અને કોર્ટોના કેસોની જંજાળો સાથે સાથે કરતા હતા.

"The Gaikwar and his relations with the British Government" નામની વડોદરા રેસીડંટ કર્નલ આર વૉલસની ૭૨૦ પાનાની અગ્રેજી ચોપડીનો તરજુમો કરવાનુ કામ, દિવાન બહાદુર મણીભાઇ જશભાઇએ રૂ. ૨૦૦૦ રાજ્ય તરફથી મદદના આપવા કહી કરાવ્યુ, અને તેનો ભાષાતરનો હક્ક મરહુમ પ્રોફેસર દાદાભાઇ નવરોજીએ મહા મહેનતે લન્ડન સુધી ખટપટ કરીને અપાવ્યો, ત્યારે કાઉન્સીલે એવુ ઠરાવ્યુ કે, કમિટી નિમીને ભાષાતર તપાસાવ્યા વગર મદદ આપી ન શકાય, ત્યારે ગુસ્સો આવ્યાથી આખું કોરસપાન્ડસ કાઢી નાખી પોતાનેજ ખરચે ૪૮ ભાગમા છપાવવા ધાર્યું, અને ત્રણ વરસમા આ ભાષાતર પૂરૂ કરવાનું

ઠરેલું છતા રાતને દહાડો એજ કરીને ૭ મહિનામા અને તેબી વળી માન એકજ કલમ વાપરીને પુરૂ કર્યું હતું. એવીજ ખંત પકડીને ઝીણા બારીક અક્ષરોના આઠ પોષ્ટ કાર્ડો એવણે લખ્યા હતા, જેમાનો એક લગભગ ૪૨ હજાર શબ્દનો કાર્ડ મેસર્સ ભમગરાની કુંપની ઇ.સ. ૧૮૮૯ ના પારીસના પ્રદર્શનમા લઇ ગઇ હતી, અને લંડન તથા મુબઇના મ્યુઝીઅમોને, પ્રો. સ્કોટને તથા નવસારીની મહેરજીરાણા લાયબ્રેરીને, તથા રાસ્ત ગોફ્તારની ઓરીસને બીજા કાર્ડો આપ્યા હતા.

મી. બેશિલ હોગ્સન સ્મીડ ઉર્ફે ગેબી મદદગારના નામક સીરીલ ઉપરની રીદાગીરીને લીધેજ એવણ થીઓસોફીસ્ટ થયા હતા, પરંતુ પોતાની નોંધમા જણાવ્યુ છે તેમ, વેદાન્ત ઉપર વિશેષ ભાવ હોવાથી શ્રી. ગોસ્વામી દેવકીનંદનાચાર્યજી મહારાજનાં શિક્ષણો મેળવવાને ખાસ ઇંતેજાર રહી, તેમની સોબતમા એમને ઘણુ જાણવાનું મળ્યું.

મી. દેશાઇને જુના પુરાણા હસ્તલેખો, જુના સિક્કા, પુરાણી વસ્તુઓનો બેહદ શોખ હોવાથી એમનો આ સંગ્રહ મોટો અને સારો છે. પ્રથમ એમણે જરનાલીઝમમા ઝંપલાવ્યું, અને આજ ૨૫ વરસથી એ લાઇન એમણે છોડી દીધી છે. કવિતા કરવા અને કાવ્ય વાચવાનો ભારે શોખ હોવાથી, તેમજ તવારીખ ખાસ કરીને પારસી તારીખનો ઘણો ચરસ હોવાથી "ગંજે શાયરાન"–"તવારીખે નવસારી," "પારસી વિપ્રો" ના પુસ્તકો ખાસ રચ્યા છે. સંસારના સુખ અને સંસારની નીતિ રીતિ વગર બધુ નકામુ સમજી હાલ એમણે દશ નવા પુસ્તકો બહાર પાડયા છે, અને બીજાં ત્રણ છપાવવાની ઉમેદ રાખે છે. જન–સેવા બજાવવાનો એવણને ભારે શોખ છે, પરંતુ હવે અનેક જંજાળો વધવાથી એવણ પોતાનું કામ કમી કરતા જાય છે.

"દુખીને દિલાસા" ના ૫૬ ભાગો પ્રગટ કીધા પછી સંસારસુખના ૧૦ અને જીવનચરિત્રોના ૬ પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં, જેમા સદ્‌ગુરૂ શ્રી ઉપાસની મહારાજ જેવા પરમહંસના જીવનના બે વાલમો વિશેષ વખણાયા હતા. આઠ વરસથી એઓ સદ્‌ગુરૂ શ્રી મેહેરબાબા જેવા ખુદારસીદા સાહેબના સમાગમમા આવ્યા પછી વેદાંતના ધોરણ ઉપર "ખુદા નામુ" નામના પાચ વાલમો એમણે રચ્યા છે, જે પેકી ૨ દફતરો છપાઇ ચુક્યા છે. નવસારીમા ઇ. સ. ૧૯૧૦મા અને ઇ સ. ૧૯૧૧મા ભરવામા આવેલા

મોટાં પ્રદર્શનોના એ જનરલ સેક્રેટરી હતા. છેલ્લાં પ્રદર્શનમાં એઓની મહેનતની કદર કરવામાં આવી સોનાનો ચાંદ ભેટ કરવામાં આવ્યો હતો. તેમજ મુંબઈની "બઝો રોઝે અહુરમઝદ" ની ઘણાંક વરસો સેવા બજાવ્યાથી ચાંદીનું કપ આપવામાં આવ્યું છે. હાલ સરકારી નોકરીમાંથી નિવૃત્ત થતાં પેનશન ઉપરાંત એમને રૂ. ૧૫૦૦નું વિશેષ ઇનામ આપવામાં આવ્યું હતું. "દુ:ખીને દિલાસા" ના ૬૬ ભાગો સાથે ગણતાં એમનાં નાનાં મોટાં પુસ્તકો મળી સરવાળો ૯૫ સુધી થશે. નવસારી ડીસ્ટ્રીકટ લોકલબોર્ડમાં ઇનામદારો તરફે એઓ સભાસદ નિમાયા છે. આજે પણ સાત આઠ માસિક ચોપાનિયામાં પોતાના લેખો ચાલુ પ્રસિદ્ધ કરતા રહે છે. અંગ્રેજી, ફારસી, ગુજરાતી, સંસ્કૃત, ઉરદુ, હિંદુસ્થાની, મરાઠી વિગેરે ભાષાઓના લગભગ ૭ ૭ હજાર પુસ્તકોનો સંગ્રહ એમણે કરેલો છે; તેમાં દુર્લભ પુસ્તકો (Rare books) પણ ઘણાં છે. નવસારી હાઈસ્કુલમાં જરથોસ્તી ધર્મના અભ્યાસ માટે બે વાર સ્કોલરશીપો મેળવી હતી. હિન્દુઓના સ્નાન સુતકો જેવાં સ્નાન સુતકો અસલ જરથોસ્તી ધર્મશાસ્ત્ર "વંદીદાદ"માં અનુક્રમવાર જણાવેલાં હોવા વિષે એમણે અંગ્રેજી તથા ગુજરાતી પુસ્તક પ્રસિદ્ધ કર્યાથી પારીસ એકેડેમીના તેમજ અમેરિકન પાઠશાળાના વિદ્વાન્ અભ્યાસીઓએ ઉત્તમ અભિપ્રાય આપ્યા છે. "ખુદા નામા" નામના પુસ્તકોમાં વિષ્ણુના ૧૦૦૦ નામોની સરખામણી કરીને જરથોસ્તીઓમાં ભણાતાં ૧૦૧ ખુદાના નામોની અને મુસલમાનોમાં અલ્લાહના ૯૯ નામોની સાથે એમણે પુસ્તકો અને માસિકોદ્વારા પ્રકટાવવા માંડી છે. કાવ્યરસનુ પુસ્તક જુદા જુદા ૨૨૫ અલંકારોની ઘટનાવાળું વિશેષ ઉપયોગી છે, જેમાં અનેક ભાષાનાં દૃષ્ટાંતો આપ્યાં છે.

### એમનાં ગ્રંથોની યાદી:

| | |
|---|---|
| ૧ પારસી અટકો અને નામો | સન. ૧૮૯૧ |
| ૨ આતસબેહરામે દેશાઇ ખોરશેદ | ,, ૧૮૯૩ |
| ૩ એપામે નૌસાલો હિંગામે નૌરોઝ | ,, ૧૮૯૬ |
| ૪ સીધા સંસાર (નાટક) | ,, ૧૮૯૭ |
| ૫ તવારીખે નવસારી | ,, ૧૮૯૭ |
| ૬ હિંદુસ્તાનના આતશબહરામો | ,, ૧૮૯૯ |
| ૭ નવસારીની પારસી પ્રજાને અપીલ | ,, ૧૮૯૯ |
| ૮ ગાયકવાડ અને બ્રિટાનિયા | ,, ૧૮૯૯ |

## રા. બા. રાજરત્ન હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા
### —સાહિત્ય માર્તંડ—

તેઓ ઉમરેઠના વતની, પણ નિવાસસ્થાન વડોદરા ઘણા સમયથી. જાતે વીસા ખડાયતા વણિક અને જન્મ દિવસ ઈ. સ. ૧૮૪૯, સંવત ૧૯૦૦, અષાડ વદ પાચમ. તેમની માતાનું નામ જમુનાબાઈ હતું.

નાની વયમાં ગુજરાતીનું ઉચું જ્ઞાન મેળવી તેમજ ગણિત, ભૂમિતિ, બીજગણિત અને ત્રિકોણમિતિનો સારો અભ્યાસ કરી અમદાવાદ ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થયલા. તે વખતે ટ્રેનિંગ કૉલેજને વર્નાક્યુલર કોલેજ કરવાથી તેમને ઉચા પ્રકારનું જ્ઞાન દેશી ભાષા મારફત મેળવવાની સારી તક મળી હતી. તે સાથે તેમણે સંસ્કૃત, મરાઠી, ઉર્દુ અને ઇંગ્રેજીનું જ્ઞાન પણ પ્રાપ્ત કર્યું હતું. શરૂઆતમા તેઓ પ્રેક્ટિસિંગ સ્કુલમા જોડાયલા પણ રા. સા. મહીપતરામભાઇની સલાહ અને સૂચનાથી ઈંગ્રેજીનો વધુ અભ્યાસ કરી મેટ્રીકની પરીક્ષા પાસ કરી. તેથી એમનો ભાગ્યોદય જલદી થયો. રાજકોટ ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલનો હોદ્દો મળ્યો અને તે પછી સર માધવરાવે તેમની સેવાની માગણી કરતા સન ૧૮૭૫-૭૬મા તેઓ વડોદરા રાજ્યના કેળવણી ખાતામા જોડાયા અને લાબી મુદત સુધી તે રાજ્યની એકનિષ્ઠાથી અને વફાદારીથી ચાકરી કરી.

ટ્રેનિંગ કૉલેજમા અભ્યાસ કરતા હતા ત્યારથી માસિકોમા લખાણ કરવાનો શોખ લાગેલો જે અદ્યાપિપર્યંત ચાલુ છે. સન ૧૮૬૪મા 'પાણીપત' નામનું વીર રસથી છલકાતુ કાવ્ય બહાર પાડયુ હતું, જે ખૂબ પંકાયલુ તે પછી શાળોપયોગી પુસ્તકો એમના મિત્ર સ્વ. લાલશંકર સાથે લખ્યા, જેવા કે, 'ગુજરાતી ભાષાનું વ્યાકરણ, નવું અંકગણિત, લેખ પદ્ધતિ, નામાની પદ્ધતિ, રાજકોટમાં હતા તે વખતથી સ્વદેશી માટે ખરો પ્રેમ લાગેલો, ત્યા એક પ્રદર્શન ઉભું કરેલુ અને તદર્થ 'દેશી કારીગરીને ઉત્તેજન 'એ નામના બે પુસ્તકો પણ રચ્યા હતા.

શાસ્ત્રી નાથાશંકર પુજાશંકરને મદદમા લઇ પ્રાચીન કાવ્યના છુટક ગ્રથો ને પછીથી ત્રિમાસિકની યોજના શરૂ કરેલી, જે પાછળથી વડોદરા રાજ્ય તરફથી પ્રકટ થયલી પ્રાચીન કાવ્યમાળામા પરિણમી.

કાવ્યો એડિટ કરી પ્રસિદ્ધ કરવા ઉપરાત એમણે કેળવણીનું શાસ્ત્ર અને તેની કળા, ભૂતળવિદ્યા, મહીસુરની મુસાફરી, સસાર સુધારો, સ્ત્રીોન્નતિના

કર્ત્તવ્ય તેમજ વાર્તાનાં પુસ્તકો, અંધેરી નગરીનો ગર્ધવસેન, બે બ્હેનો અને રાણી રૂપસુંદરી એ પુસ્તકો લખેલાં છે.

વળી તેમણે વડોદરા રાજ્યમાં મિલિટરી સેક્રેટરી તરીકે પણ કેટલોક સમય કામ કર્યું હતું.

સન ૧૯૦૩માં એમના કાર્યની કદર બુજીને સરકારે એમને રાવ બહાદુરનો ઈલ્કાબ આપ્યો હતો. સન ૧૯૦૫માં તેઓ લુણાવાડાના દિવાન નિમાયા હતા.

પરંતુ દેશ અને સ્વદેશી માટે પ્રથમથી પ્રેમ એટલે ઉદ્યોગ તરફ પણ એમનું લક્ષ રહેતું; અને એ વૃત્તિના પરિણામે વડોદરામાં એમણે મીલ સ્થાપવાનું સાહસ ખેડેલું, તે ફતેહમંદ નિવડયું છે.

નિવૃત્ત થયા પછી પણ તેઓ શાન્ત બેસી રહ્યા નથી. કેવળપુરી કૃત કવિતા, વિશ્વની વિચિત્રતા, ગૂઢ વિદ્યા વગેરે પુસ્તકો સતત લખી પ્રસિદ્ધ કર્યાં છે; અને એમની ટચુકડી સો વાતોના પાંચ ભાગ માટે બાળકવર્ગ એમને સદા આભારપૂર્વક યાદ કરશે.

સન ૧૯૨૦માં તેઓ છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ નિમાયલા અને થોડાજ વખત પર શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડે એમની લાંબી અને યશસ્વી સાહિત્યસેવાની કદર કરી 'સાહિત્ય માર્તંડ' નામક સુવર્ણ ચંદ્રક પહેલવહેલો એમને અર્પ્યો છે.

વળી તેમની સખાવત પણ બહોળી અને સર્વદેશી છે. સાહિત્ય પરિષદને જેમ રૂ. ૧૦૦૦૦) આપ્યા તેમ પોતાના ઇષ્ટદેવના ભંડોળ ખાતે રૂ. ૩૦૦૦) ભેટ ધર્યાં હતા; તેમજ જ્ઞાતિના તથા અન્ય કેળવણી મંડળોને સારી રકમ આપવાનું વિસર્યાં નથી.

એમના મોટા પુત્ર મટુભાઇ મીલ એજંટ હોવા ઉપરાંત "સાહિત્ય" નામનું માસિક છેલ્લાં ૧૭ વર્ષથી ચલાવે છે, તેમાં વખતોવખત એમના લેખો આવતા રહે છે અને તેમાનો પ્રાચીન કાવ્ય વિભાગનું તંત્ર તેમનાજ હાથમાં છે.

સારા કેળવણીકાર, સાહિત્ય સેવક, સુધારક અને દેશપ્રેમી અગ્રેસર તરીકે એમણે સારી પ્રતિષ્ઠા અને નામના મેળવ્યાં છે અને આજે ૮૬ વર્ષની ઉમ્મરે પણ એક યુવકને પાછો હઠાવે એવી નિયમિતતાથી ઉદ્યમ કરે છે.

## એમના ગ્રંથોની યાદીઃ

નાત સુધારો
નીતિ અને લૌકિક ધર્મ
નીતિ ધર્મ
પાણીપત અથવા કુરુક્ષેત્ર
દેશી કારીગરીને ઉત્તેજન ભાગ ૧
" " " ભા. ૨
મહીસુરની મુસાફરી
ભૂતળ વિદ્યા ( પાઠ્ય પુસ્તક-
વડોદરા તથા ઈંગ્રેજી રાજ્ય)
બે બહેનો
અઘોરી નગરીનો ગર્ધવસેન
સંસાર સુધારો
કેળવણીનું શાસ્ત્ર અને તેની કળા ભા.૧
" " ભા.૨
લઘુ વ્યાકરણ
મોટું વ્યાકરણ
અંકગણિત ભા. ૧
અંકગણિત ભા. ૨
લેખ પદ્ધતિ
નામાની પદ્ધતિ
કન્યાવાચનમાળા (પાઠ્ય પુસ્તક ઉ૦ રાજ્ય) પુસ્તક ૧, ૨, ૩
બાળજ્ઞાનમાળા પુ ૧, ૨, ૩
(વડોદરા રાજ્ય પાઠ્ય પુસ્તક)
પ્રાચીન કાવ્યમાળા-૩૫ ભાગ
રાણી રૂપસુંદરી
સ્ત્રી જાતિના કર્ત્તવ્ય
ઉદ્ધવ કૃત રામાયણ
ટચુકડી સો વાતો ૫ ભાગમાં
દેવળપુરી કૃત કવિતા
વિશ્વની વિચિત્રતા
ભાલણ કૃત દશમસ્કંધ -
સામળશાનો મોટો વિવાહ
ગૂઢવિદ્યા...વગેરે



## હરભાઇ દુર્લભજી ત્રિવેદી

એઓ ભાવનગર પાસે આવેલા વરતેજના મૂળ વતની અને જ્ઞાતિએ ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ છે. એમનો જન્મ સં. ૧૯૪૯ ના કાર્તિક વદ ૭ ના રોજ વરતેજમાં થયો હતો. એમના પિતાનું નામ દુર્લભજી રૂઘનાથજી ત્રિવેદી અને માતાનું નામ જીવકુંવર છે. એમણે ઘણોખરો અભ્યાસ ભાવનગરમાં જ કર્યો હતો. તેઓ સન ૧૯૧૬માં બી. એ. થયા હતા. બી. એ.,ની પરીક્ષામાં એમનો ઐચ્છિક વિષય સંસ્કૃત તથા અંગ્રેજી હતો. અભ્યાસ પૂરો કર્યા પછી તેમણે દોઢેક વર્ષ સુધી મુંબઇમાં શિક્ષક તરીકે રહેલા. બાદ તેઓ દક્ષિણામૂર્તિ ભવનમાં આજીવન સભ્ય તરીકે જોડાયા છે અને અદ્યાપિ ત્યાંજ શિક્ષકનું કામ કરે છે. આજે તેઓ વિનય મંદિરના આચાર્ય તરીકે કામ કરે છે. કેળવણી અને પ્રયોગિક માનસશાસ્ત્ર એ એમના પ્રિય વિષયો છે અને જાતીય પ્રશ્નની ચર્ચામાં પણ તેઓ ઉંડા ઉતરેલા છે. એમનાજ પ્રયત્નથી દક્ષિણામૂર્તિ ભવન સહ શિક્ષણ coeducationનો અખતરો અજમાની રહ્યું છે; અને તેમાં સફળતા મેળવી શક્યું છે, વિદ્યાર્થીઓના નિત્ય સહવાસમાં તેઓ વસે છે, એટલે વિદ્યાર્થી માનસનું એમનું જ્ઞાન પણ ઉંડું છે.

### એમના ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| તથાગત | ઈ. સ. ૧૯૨૪ |
| વિદ્યાર્થીઓનું માનસ | „ ૧૯૨૪ |
| શરીર વિકાસ | „ „ |
| જાતક કથાઓ | „ ૧૯૨૮ |
| નૃસિંહ સાર | |
| ગુજરાતી કવિતા વર્ષ, ૧, ૨, ૩, ૪, | „ „ |
| જાતીય વિકૃતિનાં મૂળ | „ „ |
| ડોલ્ટન યોજના | „ ૧૯૨૯ |
| ભયનો ભેદ | „ „ |
| ગ્રામ પુનર્ઘટના | „ „ |

## ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

એઓ જ્ઞાતિએ બ્રહ્મક્ષત્રિય છે. એઓ મૂળ વતની ખેડા જીલ્લામાં નડિયાદ પાસે આવેલા અલીણા ગામના છે. એમના પિતાનું નામ વ્રજરાય ખુશાલરાય દેસાઈ અને માતાનું નામ સુભદ્રા બ્હેન હતું. એઓ સરકારી નોકરીમાં હોઈ, એમને જુદે જુદે ગામે ફરવાનું ઘણું થતું અને તે વખતે નોકરીમાં પગાર પણ જૂજ. તેમ છતાં સુભદ્રા બ્હેન ઘરનો કારભાર, કરકસર કરી કુશળતાથી ચલાવતા. તેઓ બહુ સુશીલ સ્વભાવના અને સંસ્કારી બાઇ હતા; તેમ માયાળુ અને મમતાવાળા પણ એવા જ. એમના મોટા પુત્ર તે ડૉ. હરિપ્રસાદ. એમનો જન્મ સન ૧૮૭૯ માં ગોધરામા થયલો. પ્રાથમિક શિક્ષણ એમણે ગુજરાતની જુદી જુદી નિશાળોમાં લીધેલું. તેઓ સેકન્ડથી સેવંથ સુધી ન્યુ ઇંગ્લીશ સ્કૂલ અમદાવાદમાં ભણેલા. ત્યાં ટી. કે. ગુપ્તે માસ્તર જેઓ ન્યુ ઇંગ્લીશ સ્કૂલમાં હેડ માસ્તર હતા એમની અસર એમના જીવનપર બહુ સારી અને પ્રબળ થયેલી અને મેટ્રિક સુધી પહોંચેલા. બાદ અમદાવાદની મેડિકલ-સ્કુલમાં જોડાઈ આસિસ્ટંટ સર્જન થયલા; પણ ત્યાં મતભેદ ઉઠતાં કલકત્તા જઇને એલ. સી. પી. એસ ની ડીગ્રી મેળવી આવેલા. અત્યારે તેઓ રજીસ્ટર્ડ મેડિકલ પ્રેક્ટીશનર છે.

બચપણમાંથી માતા પાસેથી ઉન્નત સંસ્કાર પ્રાપ્ત થયલા, તે એમનામાં દિવસે દિવસે ખીલી ફાલ્યા છે. વાચનનો, સભાઓમાં જવાનો, રમતોમાં ભળવાનો શોખ છેક ન્હાનપણથી; વિનોદી સ્વભાવ પણ ખરો. ગરીબ સ્થિતિના એટલે હાથ પણ સંકુચિત રહે; તેમ છતાં મન એવી રીતે કેળવલું કે તેઓ સદા આઝાદી અનુભવે. જૂદા જૂદા પ્રકારના વાચનમાં અને મિત્રોના સહચારમા; અને એમના એ ન્હાનપણ અને વિદ્યાર્થી અવસ્થાના સ્મરણો પણ સ્ફૂર્તિદાયક અને રમુજી માલુમ પડશે (જુઓ કુમાર વો. ૫ સુ.)

એમનો ધંધો ડૉક્ટરનો; પરંતુ એમનો શોખ અને અભ્યાસ જોઇએ તો અનેકવિધ, જૂદા જૂદા ક્ષેત્રોમા એક સરખો, દરેકમાં ચંચુપાત કરેલો અને તેના મુખ્ય મુખ્ય અંશો ગ્રહણ કરેલા દેખાશે.

તેથી એમના ભાષણોમાં અને એમના જીવનમાં રસિકતાની વિવિધતા દૃષ્ટિગોચર થાય છે.

એકાદ વર્ષ માટે એમણે સન ૧૯૦૫-૬ માં એમની જ્ઞાતિનું ત્રિમાસિક એડિટ કરેલું અને તેને રસ્તે ચઢાવી આપેલું. વળી ઉદ્બોધન નામના

રાષ્ટ્રીય માસિકમા પ્રસંગોપાત્ લેખો લખેલા. ગુજરાત સાહિત્ય સભાના મંત્રી પણ તેઓ ઘણા વર્ષો સુધી હતા અને અત્યારે તેઓ તેના ઉપ-પ્રમુખ છે.

કળા અને સંગીતનો શોખ પણ વિશેષ, પંચરંગી લાવણી તો એમની; અને અમદાવાદના એક ચિત્રકાર સ્વ. મગનલાલના ચિત્રોની પહેલવહેલી કદર એમણે જ કરેલી અને કરાવેલી. તે પછી અમદાવાદ અને ગુજરાતની કળાનુ એમણે પદ્ધતિસર અને ઐતિહાસિક અવલોકન કરેલુ છે.

અમદાવાદમા ભરાયલી સંગીત પરિષદના સ્વાગત મંડળના તેઓ મુખ્ય સંચાલક હતા અને હાલ પણ રાષ્ટ્રીય સગીત મંડળના પ્રમુખ છે.

જાતે ડૉકટર એટલે આરોગ્ય વિષે સારૂ જ્ઞાન હોય જ. તે માન ચોપડીમાનું નહિ; પણ તે અનુભવજન્ય. અમદાવાદ શહેરની આદર્શ સફાઇ કરવાનું માન એમને પ્રાપ્ત થયલુ છે અને તે કાર્યમા થયલો એમનો અનુભવ બીજાને માર્ગદર્શક થઈ બોધપ્રદ નિવડશે.

આ પ્રમાણે જૂદી જૂદી પ્રવૃત્તિઓમા તેઓ હમેશ જોડાયના રહે છે; તે સાથે સાહિત્યવાચન અને અભ્યાસ પણ જારી હોય છે. રોજ બે કલાક અભ્યાસમા ખરા; તે ઉપરાત વિશેષ અનુકરણિય તે, રાત્રે સુતા પહેલા રોજના કામનુ નિરીક્ષણ-આતરપરીક્ષણ, એ બધુ એમના જીવનની કુચીરૂપ છે.

વળી ડૉકટરનુ દવાખાનુ એટલે માત્ર દવા મળવાનુ સ્થળ નહિ; પણ જૂદી જૂદી પ્રવૃત્તિઓનુ અને તેને લગતી માહિતી મેળવવાનુ એક જીવત કેન્દ્ર.

શરીર પણ એમણે શરૂઆતથી સારૂ ખીલવેલુ, એટલે દરજ્જે કે ઘણા વર્ષો સુધી અહીંની ન્યુ ઇંગ્લિશ સ્કુલમા એક કસરત શિક્ષક તરીકે એમણે કામ કરેલુ; અને એમના એ વિષય પરના પ્રેમના કારણે પ્રથમ વ્યાયામ પરિષદ સન ૧૯૨૮ મા નડિયાદમા ભરાયલી તેના પ્રમુખ એમને નિમવામા આવ્યા હતા.

પણ સૌથી વિશેષ આકર્ષક એમનો આશાવાદ, અને દરેકમાથી કંઇક ને કંઇક રમુજ મેળવવાનો આનદી સ્વભાવ છે, જે તેમને અધિક ચેતન અને બળ બક્ષે છે, અને તેમના કાર્યને ગતિમાન કરવામા મદદગાર થાય છે.

એમણે લખેલા ગ્રંથો પણ આઠેક છે. તે ફકત વૈદક, આરોગ્યને લગતાજ નહિ પણ વાર્તા, ચરિત્ર વગેરે ભિન્ન ભિન્ન વિષયો પર છે. પ્રકીર્ણ

લેખો પણ સારી સંખ્યામાં મળશે; તેમાં નૈનીતાલ, સાંચી, જર્મન કવિ ગિટિ વગેરે ખાસ ધ્યાન ખેંચે છે.

## એમનાં પુસ્તકોની યાદીઃ

ગેશેરિયા તાવ.
આરોગ્યની વાતો.
બાળ કલ્યાણ.
સંસારનાં સુખ. ('Pleasures of Life' નો અનુવાદ.)
પાપીની દશા (ટાલસ્ટૉયની 'Forty years' અનુવાદ]
સાહિત્યનો વિકાસ કેમ થાય
સાહિત્યના પ્રેરક બળો
દાદાભાઈ નવરોજજી (જીવનચરિત્ર)
આરોગ્યશાસ્ત્ર

## હરિરાય ભગવંતરાય બુચ

જ્ઞાતિએ (વડનગરા) નાગર ગૃહસ્થ. જન્મ, ઑગસ્ટ ૧૮૮૨મા. મૂળ વતન જુનાગઢ, હાલ ઘણા વર્ષોથી વડોદરામા નિવાસ કરે છે, સન ૧૯૦૯ થી 'સયાજી વિજય'ના ઉપતંત્રી તરીકે કામ કરે છે. વડોદરાની સાહિત્ય વિષયક તેમજ અન્ય સાર્વજનિક હિલચાલોમા આગળ પડતો ભાગ લે છે, એક જાહેર કાર્યકર્તા અને વક્તા તરીકે તેઓ સારી રીતે જાણીતા છે; અને એક લેખક તથા પત્રકાર તરીકે પણ તેમણે ઉંચી છાપ પાડેલી છે. 'સયાજી-વિજય' ગુજરાતના અઠવાડિકોમા જે વાગવગ અને બહોળો પ્રચાર ધરાવે છે, તેની લોકપ્રિયતામા એમનો હિસ્સો જેવો તેવો નથી એમના પ્રિય વિષયો ઇતિહાસ અને પુરાતત્ત્વ છે એમના પુસ્તકોની યાદી નીચે નોધી છે તે પરથી જોઈ શકાશે કે એમની કલમ કયા કયા ક્ષેત્રોમા ફરતી રહી છેઃ—

### એમના ગ્રંથોની યાદીઃ

| | | |
|---|---|---|
| ૧ 'હારમાળા' અને તેનો લેખક | | સન ૧૯૧૨ |
| ૨ કમલાકુમારી અથવા પૂર્વ પશ્ચિમનો હસ્તમિલાપ | [એસ એમ. મિત્રના 'હિંદુપુર' નામક અંગ્રેજી નવલકથાના ઉપરથી અનુવાદ] | સન ૧૯૧૨ |
| ૩ પાર્લામેન્ટ અથવા બ્રિટિશ રાજ્યસભા | [સયાજી-સાહિત્યમાળા તરફથી | સન ૧૯૧૯ |
| ૪ ચક્રવર્તી અશોક [સયાજી સાહિત્યમાળા તરફથી] | | સન ૧૯૨૧ |
| ૫ ,, ,, [બાલ સાહિત્યમાળા તરફથી] | | સન ૧૯૨૬ |



## હિમતલાલ ગણેશજી અંજારિયા

એમનો જન્મ ઈ. સ.૧૮૭૭માં ઓકટોબર મહિનાની ૨૭ તારીખે (સંવત ૧૯૩૩ના ભાદરવા વદ ૧૦) રાજકોટમાં થયલો; જાતે વડનગરા નાગર ગૃહસ્થ છે. માતાનું નામ નરભેકુંવર હતું. તેઓ સન ૧૮૯૮માં બી. એ., સન ૧૯૦૫માં એમ. એ; અને ત્યારપછી ૧૯૧૩માં એલ એલ. બી; સને ૧૮૯૯થી ગોડલ રાજ્યના કેળવણી ખાતાની નોકરીમાં જોડાયા, અને એમ. એ થયા પછી સન ૧૯૦૬થી મુંબાઇ કોરપોરેશનમાં સ્કુલ કમિટીમાં મુંબાઈની સ્કુલોના પ્રથમ આસીસ્ટંટ સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે અને ૧૯૧૫થી ગુજરાતી સ્કૂલોના સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે નિમાયલા અને તે હોદ્દા પર હજુ ચાલુ છે.

ગોંડલ રાજ્યમાં તે વખતે સન ૧૯૦૩માં ગોંડલ રાજ્યનો ઇતિહાસ પ્રકટ કરેલો અને તે અરસામાં જ 'કાવ્ય માધુર્ય' નામનું અર્વાચીન કવિતામાથી સારી સારી કવિતાઓના સંગ્રહનું પુસ્તક પાલ્ગ્રેવની ગોલ્ડન ટ્રેઝરીના ધોરણે એડિટ કરી સારી ખ્યાતિ મેળવી હતી. તે પછી 'કવિતા પ્રવેશ', 'સંગીત મંજરી,, 'સાહિત્ય પ્રવેશિકા,' પદ્યસંગ્રહ અને શાળાશિક્ષણને લગતા પાઠ્ય પુસ્તકો ભૂગોળ અને કેળવણીના વિષયો પર લખેલાં છે.

એમના ગ્રંથોની યાદીઃ

| | |
|---|---|
| ગોંડલનો વાર્તારૂપ ઇતિહાસ | ૧૯૦૩ |
| કાવ્ય માધુર્ય | ૧૯૦૩ |
| દેશભક્તિનાં કાવ્યો | ૧૯૦૫ |
| ગદ્યશૈલીના બે શિષ્ટ લેખકો ('વસન્ત' માસિકમા) | ૧૯૦૫ |
| કવિતા પ્રવેશ (કરીમ મહમદ માસ્તર સાથે) | ૧૯૦૮ |
| સંગીત મંજરી | ૧૯૦૯ |
| મુબઇ બેટની ભૂગોળ | ૧૯૧૪ |
| હિંદુસ્તાનની ભૂગોળ | ૧૯૧૫ |
| મધ્યબિન્દુ | ૧૯૧૫ |
| કિન્ડરગાર્ટન સંબંધી ૬ લેખો. | ૧૯૧૬ |
| બાળ સ્વભાવ અને બાળઉછેર | ૧૯૨૦ |
| સાહિત્ય પ્રવેશિકા. | ૧૯૨૨ |
| શિક્ષણ ચંદ્રિકા | ૧૯૨૩ |
| પદ્ય સંગ્રહ (શ્રી ગુ. વ. સોસાઇટી તરફથી) | ૧૯૨૬ |
| કવિતા વિનોદ. | ૧૯૨૬ |

# પરિશિષ્ટ

## પ્રેસ કૉપી અને પ્રુફ રીડિંગ

ગ્રંથલેખનની સાથેસાથ જ તેના મુદ્રણની વ્યવસ્થાનુ કામ પણ સંકળાએલુ છે, એમ કહીએ તો ચાલે. છતા આપણા લેખકોનો મોટો ભાગ તેનાથી પૂર્ણ પરિચિત નહિ હોય. જે થોડોઘણો પરિચય હશે તે, એ ધંધા સાથેના પ્રસંગને અંગે એળેમેળે થઈ ગયો હોય તેટલો જ. એટલે તે પણ આધકચરો હોવાનો.

એ ધધાની આંટીઘૂંટી અને વિગતોમા ઉતરવાની સૌને જરૂર ન હોય, પરંતુ પુસ્તકના પ્રકાશનને અંગે જે બે બાબતોમા પોતાને તેની જોડે સંસર્ગમા આવવાનુ હોય છે તે વિષયો પૂરતુ તો સારૂ જેવુ જ્ઞાન પ્રત્યેક ગ્રંથકારને હોવુ જોઇએ પશ્ચિમના દેશોનો તો પ્રત્યેક ગ્રથકાર એ બે બાબતોમા પારગત હોય છે. પહેલુ, છાપખાના માટે પોતાના ગ્રથની હાથ-પ્રત તૈયાર કરવાનુ, બીજુ તેના પ્રુફ વાચવાનું બંને બહુ નજીવા દેખાતા કામ છે, પણ ઘણીવાર બને છે તેમ, આ બે નજીવી વસ્તુઓ ઉપર જ આખા પુસ્તકના ઉદ્ભવ—ઉઠાવ, સૌંદર્ય, ભૂલરહિતતા, સુઘડતા વગેરેનો આધાર છે.

એ ખરૂ છે કે આપણે ત્યા મુદ્રણકળાનો વિકાસ હજી જોઇએ તેવો થયો નથી, એટલે મનમાન્યા પુસ્તક-પ્રકાશનો થઈ શકતા નથી. પણ તેથી તો ગ્રંથકારો જેવા તેના સબધમા આવતા સંસ્કારી વર્ગે એ ધધા તરફ જરા વધુ કાળજી ધરાવવાની અગત્ય ઊભી થાય છે.

હાથ-પ્રત અને પ્રુફ, એ બેમા બીજાની સરળતાનો આધાર પહેલા ઉપર બહુ અવલબે છે તમે જો તમારી હાથ પ્રત બરોબર ચીવટથી, સુઘડતાથી અને બધી બાબતોની ચોકસાઈ રાખીને તૈયાર કરી હશે તો પ્રુફ વાચવામા જરા યે અગવડ નથી પડવાની. છેકાછેકીવાળું લખાણ, ગરબડિયા અક્ષરો, અશુદ્ધ અને ભૂલોવાળી જોડણી, ખોટા લેખન ચિહ્નો અને આડીઅવળી ગોઠવણવાળી પૅરેગ્રાફ વગેરેની સૂચનાઓ—આ અથવા આમાની કોઈપણ ખામી છાપખાનામા આપવાની હાથ પ્રતમા હરગીઝ ન ચાલે.

હાથ-પ્રતમા લખાણનો પહેલો ને મુખ્ય મુદ્દો જે જોઇએ તે તો સામાન્ય રીતે સૌ જાણતા હશે, કે પ્રત્યેક લખાણ સ્વચ્છ, ઉકલે એવા

સ્પષ્ટ અક્ષરે, છૂટી લીટીમાં, એકધારું અને કાગળની એક જ બાજુ લખેલું હોવું જોઇએ. કેટલાકને પોતાના લખાણ પુસ્તકના આકારમાં બાંધેલી નોટમાં કાગળની બંને બાજુએ લખવાની ટેવ હોય છે. પોતાની અંગત સંગ્રહપ્રતને માટે એ ચાલે, પણ છાપખાનામાં આપવા માટે તો છુટાછુટા કાગળો ઉપર અને એક જ બાજુએ લખેલી પ્રત તૈયાર કરવી જોઇએ; કેમકે સો કાંઇ એક જ બીબાં ગોઠવનારને આખું પુસ્તક કંપોઝ માટે આપવામાં નથી આવતું, પણ ઝડપી નિકાલ માટે જુદાજુદા કારીગરોને આખું કામ વહેંચી નાખવું પડે છે. એટલે તમે છુટા પાનાની પ્રતને બદલે આખી બાંધેલી નોટ આપી હોય તો તેને ફાડીને પાના છુટા કરી લેવા પડે છે. લખાણ એક જ બાજુએ એટલા માટે હોવું જોઇએ કે તેથી સુઘડતા જળવાય છે, અને બીબાં ગોઠવનારને એમાં સુગમતા પડતી હોવાથી કામ સ્વચ્છ અને ઝડપી થાય છે. એકબીજાની પાછળ લખેલા લખાણ ઘણીવાર આરપાર ઊઠી આવે છે, ચોમાસા જેવી ઋતુમાં તો પાછળ ફૂટી નીકળે છે અને પરિણામે હાથ-પ્રત અસ્પષ્ટ અને ગંદી બની જાય છે.

બીજો મુદ્દો તે જોડણી અને લેખન ચિહ્નોનો. આપણે ત્યાં કેળવાએલા વર્ગમાં પણ જોડણીની અનિશ્ચિતતા અને અરાજકતા પ્રવર્તે છે ત્યાં છાપખાનાના અધકચરું ભણેલા કારીગરો પાસેથી તે બાબતની ચોકસાઈની આશા કેવળ વ્યર્થ છે. તેઓ તો સંચાની પેઠે નિર્જીવપણે તમારી હાથ પ્રત પ્રમાણે જ બીબાં ગોઠવ્યે જાય છે. વિલાયતના છાપખાનાઓમાં તો પ્રુફરીડરો અને કારીગરો, લખાણમાં અજાણપણે રહી ગએલી જોડણીની કે એવી ગલતીઓ આપમેળે સુધારી લે છે, એટલું જ નહિ પણ ત્યાંના પ્રુફરીડરો તો વાક્ય-રચનાઓ, વ્યાકરણના નિયમો, શબ્દોના હળવાભારે પ્રયોગો, તેમની અર્થ-છાયાઓ વગેરેના પણ ઠીક નિષ્ણાત હોય છે, એટલે ત્યાં એ બાબતની ચિંતા લેખક બહુ ન કરે તોપણ ચાલે એવું હોય છે, છતાં ત્યાં પણ હાથ-પ્રત તો સંપૂર્ણ શુદ્ધ તૈયાર કરીને પહેલેથી જ આપવાની પદ્ધતિ છે. એને મુકાબલે આપણે ત્યાં તો એ બાબતમાં અત્યંત કાળજીની જરૂર દેખીતી છે.

પોતાની જ વિશિષ્ટ જોડણી રાખવાનો જેમને આગ્રહ હોય તેમણે તો અવશ્ય તે મુજબ જ લખાણની હાથ-પ્રત તૈયાર કરવી, અને છાપખાના-વાળાને પણ તેમાં કશા સુધારાવધારા કર્યા વિના તેને ચુસ્તપણે વળગી રહેવાની પહેલેથી સૂચના આપવી. બીજાઓએ, પોતાને માન્ય હોય તેવા કોઈ પણ

જોડણીકોષના નિયમોને અનુરૂપ પણ સળંગ, એકધારી ને શુદ્ધ જોડણી-વાળું જ લખાણુ હાથ-પ્રતમા તૈયાર કરી આપવું જોઇએ.

ત્રીજો મુદ્દો તે લખાણમા આવતા અવતરણો, કાવ્યો, ફુટનોટો, કોઇ વિષયને લગતા કોઠાઓ, હાસિયામા લેવાના લખાણો, પેટા મથાળાં અથવા પૅરેગ્રાફના પડખામા મૂકાતા (માર્જિનલ) મથાળા, અમુક વિષયમાં બતાવવાના ભારદર્શક કાળા અક્ષરો વગેરેની સૂચનાઓનો. આ બધા લખાણમાં જ્યાંજ્યાં આવતા હોય ત્યાત્યા બરોબર તે મુજબ જ લખીને તૈયાર કરી આપવાં જોઈએ, અને ઉપરાત તે વિષયની સ્પષ્ટ સૂચના પણ લખાણની બાજુએ પેન્સિલથી કરવી જોઇએ. અવતરણો કે કાવ્યોના ઉતારા, ચાલુ કાવ્યોમા આવતા છંદ, રાગ કે ઢાળના નામ, ફુટનોટો વગેરે પુસ્તકના ચાલુ ટાઇપ કરતા જરા નાના બીબામા ગોઠવવાનો રિવાજ છે. કાળજીથી હાથ-પ્રત તૈયાર કરનાર માણસ તો એ મુજબ એ બધા અક્ષરો, પોતાના ચાલુ અક્ષરોની લઢણ કરતા નાના કરે જ. પણ તેમ ન બને તો તે નાના ટાઇપમા લેવાની સૂચના અવશ્ય કરવી. વળી કેટલાક લેખકો અવતરણોને ચાલુ લખાણ કરતા સાંકડા માપમા—બંને બાજુ હાસિયા રાખીને—પેટામાં લેવડાવે છે. તેવી ઇચ્છાવાળાઓએ તે મુજબની પણ સ્પષ્ટ સૂચના હાથ-પ્રતમાં જ કરવી જોઇએ, અને તે મુજબ લખી પણ બતાવેલું હોવું જોઇએ; કેમકે આવા બધા સુધારા પાછળથી પ્રુફ વખતે કરાવવામા બેવડી મહેનત અને વખત લાગે છે, અને તે બદલ છાપખાનાવાળો વધુ નાણા પણ માગી શકે છે.

કોઇ ખાસ વિષયને લગતા કોઠાઓ હોય તો તે પોતાને જોઇએ એ મુજબ જ આબેહૂબ આકી ગોઠવીને જ તૈયાર કરી આપવા જોઇએ, કે જેથી બીબા ગોઠવનારને ઓછામા ઓછી ગૂંચવણ અને મહેનત પડે, તથા પાછળથી એ કામમા બહુ ફેરફાર કે ઉથામવાપણુ ન રહે. કેમકે આવા કોઠાઓ ગોઠવવા એ બીબા ગોઠવવામા અઘરામા અઘરૂં કામ હોય છે અને ઘણીવાર તો લાબો કોઠો એકેક કારીગરનો અરધો કે આખો દિવસ ખાઈ જાય છે. એવા કામમા પાછળથી તમે ઉથામણ કે ફેરફાર કરાવો તે મહેનત અને વખત બંને માગે, અને તેથી છાપખાનાવાળો તેના વધારે દામ માગે એ દેખીતું છે.

છેલ્લી વાત રહી તે સર્વસામાન્ય ઘડતરના, ઉઠાવ અને એકધારા-પણા વિષેની. સામાન્ય રીતે પ્રત્યેક ગ્રંથકારે, પોતાનું પુસ્તક કેવું થવું જોઇએ

તેનો કાંઇક ઝાંખો જેવો આદર્શ ઘડી રાખ્યો હોય છે, અથવા એકાદ પુસ્તકનો નમૂનો નજર સામે રાખ્યો હોય છે. એ આદર્શ અથવા નમૂનાને બને તેટલો અનુરૂપ પોતાની હાથ-પ્રતનો નમૂનો તૈયાર કર્યો હોય તો પછી જરા ઉત્સાહી છાપખાનાવાળા પાસેથી પોતાનું મનમાન્યું કામ લેતાં કશી મુશ્કેલી નથી આવતી.

સુઘડતા જાળવવામાં તો, પોતાના અક્ષરો જો સ્વચ્છ અને સ્પષ્ટ થતા હોય તો કાંઇ હરકત નથી આવતી; નહિતર કોઈ સારા અક્ષર લખનાર પાસે હાથ-પ્રત તૈયાર કરાવી લેવી એ પરિણામે ઓછું ખર્ચાળ નીવડે છે. ઘણાખરા શક્તિસંપન્ન તો હવે ગુજરાતી ટાઇપરાઇટર વસાવે છે.

એકધારાપણું જાળવવાને, ઉપર બતાવેલા મુદ્દાને ચીવટથી અનુલક્ષીને લખાણ તૈયાર કર્યું હોય તો બસ. કેટલાક ચીવટવાળા અને કુશળ લખનારાઓ તો પોતાના નમૂના માટે જે પુસ્તક ધાર્યું હોય તેની લીટીએ લીટી અને પાને પાના મુજબ, પહેલેથી ગણતરી કરીને લખાણ તૈયાર કરે છે. દાખલા તરીકે, છાપેલા પુસ્તકના એક પાનામા પચીસ લીટી આવતી હોય અને એકેક લીટીમા ત્રીસને શુમારે અક્ષરો આવતા હોય તો, બરાબર તે જ મુજબ, કાળજીપૂર્વક દરેક લીટીમા ત્રીસ ત્રીસ (અથવા તેની આસપાસ) અક્ષરો આવે અને એવી પચીસ લીટી દરેક પાનામા લખાય એવી રીતે આખી હાથ-પ્રત તૈયાર કરવામાં આવે તો એ નમૂનેદાર હાથ-પ્રત ગણાય. એવી હાથ-પ્રતમાં જ્યાં અવતરણો, કોઠાઓ, પેટા મથાળાં વગેરે આવતાં હોય તે તે મુજબ મૂક્યાં હોય, નવા પ્રકરણો શરૂ થતા હોય ત્યાં પદ્ધતિસર કોરી જગ્યા રાખીને શરૂઆત કરી હોય, પ્રકરણના પ્રથમાક્ષરો ઇચ્છા મુજબ માપસર મોટા દર્શાવ્યા હોય, લખાણમાં આવતાં વિશેષ નામો વગેરે જે કાંઇના પ્રથમાક્ષરો કાળા લેવડાવવા હોય ત્યાંત્યા નીચે લીટી દોરીને દર્શાવ્યું હોય, એટલે તે આદર્શ હાથ-પ્રત થઇ. એવી હાથ-પ્રત ઉપરથી, પહેલી જ નજરે, તમારૂ પુસ્તક કેટલા પાનાંનું ઉતરશે તેનો નિશ્ચિત અંદાજ તમે કાઢી શકો, તેનું ખર્ચ ગણી શકો અને એ હાથ-પ્રત છાપખાનાવાળાને આશીર્વાદ રૂપ થઇ પડે. તમારૂં કામ હોશેહોશે, ઓછામાં ઓછી ભૂલોવાળું ને વધારેમાં વધારે ઝડપથી ચાલતું થાય અને એક જ વખતના સુધારાથી ઝાઝી મહેનત વિના તમને તરત સ્વચ્છ, સુઘડ અને ભૂલરહિત, તમારા મનમાન્યા નમૂના મુજબનું કામ મળે.

રખડુ
ટોળી





હાથ-પ્રતની સાંથે પોતાની કલ્પના મુજબનો, પુસ્તકના રૂપ ઉઠાવ તથા પાનાની ગોઠવણનો નમૂનો છાપખાનાવાળાને કેમ કરી આપવો તેની ઢબ આ ઉપર બતાવી છે. કરકરિયાળી લાઈનથી દરેક પાનાનું માપ બતાવ્યું છે. મથાળાનું પહેલું ચિત્ર, પુસ્તકના પૂઠાનો નમૂનો બ્લૉક વગેરેના સ્કેચ સાથે કેમ કરી આપવો તે દર્શાવે છે. પછીના ચિત્રમા નવું પ્રકરણ કેવી ઢબથી શરૂ કરવું તે દર્શાવ્યું છે. શણગારનો બ્લૉક તથા પ્રકરણના અંક

ગ્રેટ પ્રાઈમર

ગ્રેટ પ્રાઇમર બ્લૅક

૧૮ પૉઇન્ટ ગુજરાતી

ટુ લાઈન

થ્રી લાઈન

ફોર લાઈન

ફાઈવ લાઈન

આ પુસ્તક જે ટાઇપમાં છપાયું છે તેનું નામ પાઈકા. સામાન્ય રીતે બધા પુસ્તકો, માસિકો વગેરે સામાન્ય વાચન એ જ ટાઇપમાં છાપવાનો રિવાજ છે. એ જ માપમા વધારે કાળા લેવાના અક્ષરો તે પાઇકા બ્લૅક. સ્મૉલ ટાઇપ અવતરણો, ફુટનોટો વગેરેમા વપરાય છે. વર્તમાનપત્રોમાં ઓછા અગત્યના લેખો, સમાચારો વગેરે પણ જગ્યા બચાવવા માટે એ સ્મૉલ પાઇકા ટાઈપમા છપાય છે. એ જાતના ઘાટા ઉઠાવનાર ટાઇપ તે સ્મૉલ બ્લૅક. પેટા મથાળાં વગેરે જેવા કામ માટે તે ઠીક ઉપયોગનો.

આમવર્ગ માટેના પુસ્તકો, ભજનના ગુટકા, બાળવાચનના પુસ્તકો વગેરે માટે ઇંગ્લિશ પાઇકા અથવા ગ્રેટ પ્રાઇમર વપરાય છે. વાચનમાળા જેવાં બાળકોનાં પ્રાથમિક વાચન માટેનાં પુસ્તકો ગ્રેટ બ્લૅકમા પણ છપાય છે. ૧૮ પૉઇન્ટ ગુજરાતી સુંદર મરોડનો મધ્યમસરની મોટાઇનો ટાઇપ છે. નાનકડાં પુસ્તકોનાં પ્રકરણોનાં મથાળા માટે તે અથવા ઇંગ્લિશ બ્લૅક ઠીક દીપી નીકળે. તે સિવાય મથાળા માટે સામાન્ય રીતે ટુ લાઇન જાત પ્રચલિત છે. 'નવજીવન'નાં સુઘડ અને પ્રમાણશુદ્ધ લાગતાં મથાળાં એ ટાઈપમાં આવે છે. પછીના મોટા ટાઇપો તે વર્તમાનપત્રોનાં મથાળા અને જાહેર-ખબરો ગોઠવવા માટે જ ઘણાખરા ખપના છે. પુસ્તકોમાં તે માત્ર શરૂઆતના

અગ્રપૃષ્ઠ (ટાઈટલ પેજ) માટે કે પૂઠા માટે વાપરી શકાય, અને પ્રકરણોની શરૂઆતમા પ્રથમાક્ષર તરીકે ખપમાં આવે.

હવે છેલ્લી રહી તે પ્રુફ સુધારવાની બાબત. શરૂઆતમા કહ્યું તેમ હાથ-પ્રત જો બધા અગત્યના મુદ્દાઓ ધ્યાનમા લઇને તૈયાર કરવામાં આવે તો પાછળથી પ્રુફનું કામ ઘણુ જ આસાન બની જાય છે; છતાં એ સુધારવાનાં તો આવે જ, એટલે તે વિશેનું સામાન્ય જ્ઞાન સૌને માટે આવશ્યક છે.

પ્રુફ વાચતી વખતે ખાસ ધ્યાન લખાણના વિષય તરફ ન રાખતાં છાપની વિગતો અને ત્રુટિની ઝીણવટ તરફ આપવું જોઇએ. સૌથી પહેલાં બરાબર મન પરોવીને કાળજીથી છાપભૂલો સુધારી જવી, અને તેમાં જોડણી, લેખન-ચિહ્નો, જગ્યાની સુયોગ્ય વહેંચણી, યોગ્ય પૅરેગ્રાફો વગેરે બરાબર થયાં છે કે નહિ તે તપાસી જવું. વિષય બહુ અટપટો ન હોય તો હાથ-પ્રત કોઇને વાચવાનું કહેવું અને તે ધીમેથી, સ્પષ્ટપણે, વિરામચિહ્નો વગેરે દર્શાવતો વાંચતો જાય તે મુજબ તમારે પ્રુફ સુધારતા જવા. આમ મૂળ હાથ-પ્રત સાથે લખાણ મેળવવાની ખાસ જરૂર જ હોય છે, કેમકે ઘણીવાર કાચો કારીગર કે શિખાઉ બીબા ગોઠવનાર ઉતાવળમા વચ્ચે એકાદ શબ્દ કે ઘણી વાર સરખા શબ્દોથી શરૂ થતી વચ્ચેની આખી લીટી જ ભૂલી જાય છે. એક વાર આમ મેળવીને ઝીણવટથી લખાણની ભૂલો તપાસી લીધા પછી જરૂર લાગે તો લખાણના વિષયની દૃષ્ટિએ ફરીથી પ્રુફ વાચી જવા. આ વખતે ઝીણી વિગતોમાથી મન છૂટું થએલું હોવાથી તમે નિરાતે વિષયમા મન પરોવી શકશો અને ઘટતા સુધારાવધારા કરી શકશો.

પ્રુફના સુધારાઓની બાબતમા એટલુ ધ્યાનમા રાખજો કે મૂળ હાથ-પ્રતમા ન હોય એવા મોટા ઉમેરા કે સુધારા તમે પાછળથી કરો તે કરવા છાપખાનાવાળાને ભારે પડી જાય છે અને તેને માટે એ વધારાના પૈસા માગવાને હકદાર છે, કેમકે તેમા એને મહેનત વધારે પડે છે. દાખલા તરીકે પચીસ લીટીના એક પૅરેગ્રાફમા તમે ચોથી લીટીમા ત્રણ નવા શબ્દો ઉમેરાવ્યા. એ તો સામાન્ય રીતે સમજાય એવુ છે કે ગોઠવાએલી લીટીમા એ ત્રણ શબ્દો સમાવવા જેટલી ખાલી જગ્યા તો હોતી જ નથી; એટલે કંપોઝિટરને એની જગ્યા કરવા માટે એ ચોથી પંક્તિની બીજી એકવીસે ય લીટીઓના શબ્દો ઠેલતા જઇને બધી લીટીઓ ફરીથી ગોઠવવી પડે. આ પ્રકારના આડદસ સુધારા તમારા લખાણમા આવે એટલે સુધારનાર કારીગરનો સારો જેવો વખત નાહકનો બગડે. માટે સલામત માર્ગ એ છે કે હાથ-પ્રત

અને ટાઈપની રચના કરીને મથાળું કેમ બાંધવું, પાનાને મથાળે તથા પ્રકરણના નામ અને લખાણુ વચ્ચે કેટલી જગ્યા કોરી મૂકવી, પ્રકરણનો પ્રથમાક્ષર કેવડો મોટો લઇને તેના પેટામાં બરોબર લખાણની એ જ લીટી સપ્રમાણ કેમ સમાવવી અને સમસ્ત પૃષ્ઠની પ્રમાણબદ્ધ રચના કેમ કરવી તેનો એ નમૂનો છે.

પુસ્તકનાં બાકીનાં ચાલુ પાનાંઓની રચના કેમ કરવી તેનું સૂચન નીચલા નમૂનામા કર્યું છે. પુસ્તકનાં સામસામાં આવતાં બેકી તથા એકી ક્રમનાં પૃષ્ઠ ઉપર, રૂલ લાઇન મૂકીને પુસ્તકનું નામ તથા પ્રકરણનું નામ કેમ ગોઠવવું, પાનાંના ક્રમના અંક કયાં ગોઠવવા, કયા અક્ષરો ઘાટાઘેરા તથા કયા ચાલુ બીબાંમાં લેવા, દરેક પૃષ્ઠમાં કેટલી લીટીઓ લેવી, પૅરેગ્રાફો કેટલી જગ્યાથી શરૂ કરવા, વચ્ચે કવિતા કે અવતરણ આવે તો સાંકડા માપમાં કેમ ગોઠવવાં વગેરે બધી બાબતોનો તેમાં સમાવેશ કર્યો છે. ઉપરાંત, આખા પુસ્તકનો ઉઠાવ દીપી નીકળે તે માટે, પુસ્તકની મથાળાની બાજુ તથા અંદરની બાધણીની બાજુએ સાંકડા માર્જિન અને પડખેની તથા નીચેની (ધસારો લાગવાની) બંને બાજુએ પહોળી જગ્યાના મોટા માર્જિન છોડીને, પુસ્તક છાપવા માટે મશિન પર ચડાવતી વખતે તેનાં પાનાં ત્યાં કેવી રીતે ગોઠવવાં તેની સૂચના પણ સાથોસાથ એ નીચલા નમૂનામાં આવી જાય છે.

ઉપર જણાવ્યું તેમ, પુસ્તકના કદનો વિચાર પણ હાથ-પ્રતની સાથોસાથ જ કરવો જોઈએ અને બને તો પોતાના ધારેલા નમૂનાના પુસ્તકના પાન પ્રમાણે જ હાથ-પ્રત તૈયાર કરવી જોઈએ. પુસ્તકોનાં જે જુદાંજુદાં કદ હોય છે તેની ઝાઝી ઝીણવટમાં અહીં નહિ ઉતરીએ, પણ તે બધાંની જાણવાર ઓળખ મેળવવા સારૂ તેમનાં નામ અને નમૂના જાણી લઇશું એટલે સમજમાં આવી જશે.

પુસ્તકોનાં જે જુદાંજુદાં કદ કહેવાય છે તે ખરી રીતે તો કાગળોનાં જુદાંજુદાં માપના નામ છે. તે તે માપના કાગળને ચોવડો, આઠવડો, સોળવડો કે બત્રીસવડો વાળતાં જે કદ આવે તે કદ અને માપનું એ પુસ્તક કહેવાય. અત્યારે ડેમી, ક્રાઉન, રૉયલ, સુપર રૉયલ અને ફુલ્સકેપ એ પાંચ માપ પ્રચલિત છે. 'સાહિત્ય', 'વસંત', 'બુદ્ધિપ્રકાશ' વગેરે માસિકો છપાય છે તે રૉયલ આઠ પેજી સાઇઝ,—એટલે કે રૉયલ માપના કાગળને આઠવડો

વાળીએ ને આવે તે કદ. તેને બેવડું વાળતાં તેનાથી અરધી બને તે રૉયલ સોળ પેજી. કવિ ખબરદારની 'ભરતવિકા', 'કાવ્યમાધુર્ય' વગેરે એ કદનાં પુસ્તકો છે. એ કદ પુસ્તકો માટે પહેલાં પ્રચલિત હતું. પણ આજકાલ તો ક્રાઉન સોળ પેજી કદ જ 'સ્ટૅન્ડર્ડ' ગણાય છે. 'ધૂમકેતુ'ના 'તણખા', નવજીવન પ્રકાશન મંદિરનાં પુસ્તકો એ તે કદનાં. એનાથી બમણું મોટું—એટલે કે ક્રાઉન આઠ પેજી—કદ તે 'કુમાર' 'નવચેતન' વગેરે માસિકોનું. રૉયલ જાતમાં પુસ્તકો માટે એક ત્રીજું કદ છે રૉયલ બાર પેજી. 'ગુજરાતી' પત્રની બધી ભેટો એ કદમાં છે. આ પુસ્તકનું કદ ડેમી આઠ પેજી છે, અને તેનાથી બમણું તે ડેમી ચાર પેજી 'બે ઘડી મોજ' વગેરે અઠવાડિકોનું. 'નવજીવન', 'સૌરાષ્ટ્ર' વગેરેનાં કદ ફુલ્સકેપ ચાર પેજી, અને 'બાલમિત્ર', 'શિક્ષણ પત્રિકા' વગેરે તેનાથી અરધાં તે ફુલ્સકેપ આઠ પેજી. તેનાથી યે અરધાં ફુલ્સકેપ સોળ પેજી તે 'સૂર્યોદય' વગેરે કદનાં પુસ્તકો. એનાં નાનાં કદમાં દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિરની 'બાળસાહિત્યમાળા' તે ડેમી સોળ પેજી, 'આનંદમંજરાવલિ' તે ક્રાઉન બત્રીસ પેજી અને ગીતાના ગુટકા આવે છે તે રૉયલ બત્રીસ પેજી.

પુસ્તકનાં કદના પરિચયની સાથોસાથ છાપવાનાં બીબાંની જુદીજુદી જાતોની ઓળખ પણ કરી લઈએ એટલે એ પ્રદેશનું પ્રાથમિક જ્ઞાન પૂરું થયું. યુરોપ-અમેરિકામાં તો મુદ્રણકળાની પ્રગતિ હમણાંહમણાં એટલી ઝડપથી થાય છે કે દર વર્ષે એકબે નવી ઢબનાં બીબાં ઢળ્યાં જ હોય છે. એટએટલું વૈવિધ્ય, સૌંદર્ય અને નવીનતા એમાં હોય છે કે છક થઈ જઈએ. આપણે ત્યાં તો આ ધંધો જ ખૂણે પડેલો છે, એટલે ગુજરાતી બીબાંમાં શરૂઆતથી જે થોડીક વિવિધતાઓ ચાલતી આવી છે તે ને તે હજી કાયમ રહી છે. આ નીચે એ બીબાંનાં નામની લીટીઓ, તે તે જાતનાં બીબાંમાં ગોઠવીને જ આપી છે, એટલે વાચકો તેનાં નામ અને પ્રકાર બંનેનું જ્ઞાન એકીસાથે થઈ જશે.

સ્મૉલ પાઈકા

સ્મૉલ બ્લૅક

પાઈકા

**પાઈકા બ્લૅક**

સવાઈ પાઈકા અથવા ઇંગ્લિશ પાઈકા

**ઇંગ્લિશ પાઈકા બ્લૅક**

ઉપરના સુધારા કરીને શુદ્ધ કરી ગોઠવેલું લખાણઃ

ત્યારે 'સાહિત્ય' એટલે શું ?

માણસના આત્મામાં રહેલા ભાવોની ઉપર વર્ણવી તે તેબધી સન્નિવિષ્ટ રસાનુભવ ઈ સંતર્પણની સ્થિતિઓ છે તેવી સ્થિતિ ભાવ અને રસના તેવા અનુભવ, મનુષ્યમાત્રને સર્વ-સામાન્ય હોવાથી તે સર્વનું પ્રત્યક્ષીકરણ વા આલેખન જેમાં હોય તેવી રચના—કાવ્ય કે નાટક, નવલ નવલિકા કે રસભર નિબંધ,—પ્રત્યેક માણસને માણસ તરીકે, રસ હરકોઈ રૂપમાં જેનું ઉચિત છે તેવા બુદ્ધિમાન લાગણીવાન સ્મૃતિશીલ કલ્પનાશીલ પ્રાણી તરીકે, આકર્ષે છે અને વશ કરે છે; તેના આત્માને સૂક્ષ્મતમ અલૌકિક સંતૃપ્તિનો અધિકારી કરાવે છે. એવાં આકર્ષણ ને વશીકરણ કરનાર હરેક રચના તે 'સાહિત્ય' અને તેનો રચનાર તે જ સાહિત્યકાર અને બીજો નહિ.

એવા સાહિત્યકારને તો સિસૃક્ષા* એ જ સાચું ને ઉત્કૃષ્ટ જીવન છે. કોઈ સ્થૂળ પદાર્થ કે દશ્ય, અથવા વળી અણધારી અકળ અંતઃપ્રેરણા જ્યારેજ્યારે એ સિસૃક્ષાને જાગ્રત કરે છે ત્યારે-ત્યારે સાહિત્યકારને હાથે એવું ધન્ય ને અમર સર્જન થઈ જાય છે જે 'સાહિત્ય' સંજ્ઞાને પાત્ર કરે છે.

વિજયરાય કલ્યાણરાય

---

* સિસૃક્ષા એટલે અહર્નિશ કંઈ ને કંઈ સરજ્યા કરવાની માનવસહજ અનિવાર્ય એષણા

ઉપરના બંને નમૂના સુધારા કરવાની પદ્ધતિનો ઠીક ખ્યાલ આપી રહેશે. ચિહ્નો બરોબર યાદ રહી જાય એટલે પ્રુફ સુધારવા એ બહુ સહેલું કામ બની જાય છે. માત્ર ઝડપ આવતા થોડી વાર લાગે છે, તે મહાવરાથી આવી જાય છે.

બચુભાઈ રાવત

જ પહેલેથી એવી ચોકસાઇથી તૈયાર કરવી કે પાછળથી આવા કોઇ ઉમેરાને અવકાશ ન રહે. અને સંજોગવશાત્ જો ક્યાક એવા સુધારાની અનિવાર્ય જરૂરત ઊભી થાય તો પોતાનું ચાલે ત્યા સુધી એવી રીતે સુધારા કરવા કે ઝાઝી ફેરવણી ન થાય. ત્રણ નવા અગત્યના શબ્દો ઉમેરવા હોય તો બીજા ઓછા ઉપયોગના કોઇ શબ્દો કમી કરીને અથવા વાક્યરચનાને જરા સંકોચીને કે ટૂંકાવીને તેની જગ્યા કરવી.

પ્રુફ સામાન્ય રીતે બે વખત મળે. પહેલા ગૅલી પ્રુફ અને બીજાં પેઇજ પ્રુફ. ગૅલી પ્રુફ એટલે લખાણ પહેલવહેલું એકસામટું કંપોઝ કરી નાખ્યું હોય તેના સળંગ પ્રુફ. તે તમે વાચી આપો એટલે તે મુજબ સુધારા કરી લઇ, તેને પાનાના રૂપમા છૂટા ભાગલા પાડી, ઉપર પાનાંના ક્રમ તથા વિષય–મથાળા વગેરે ગોઠવીને છેવટના તૈયાર કરે અને તમને વાચવા આપે. આ પેઇજ પ્રુફ. તમારે જે કાંઈ મોટા સુધારા કરવા હોય, નવા પૅરેગ્રાફ પાડવા હોય, વધારાના શબ્દો કાઢી નાખવા હોય કે ક્યાક ઉમેરવા હોય વગેરે બધુ પહેલી વખતના ગૅલી પ્રુફ વખતે જ પતાવી લેવું. પેઇજ પ્રુફમાં એકાદ ઠેકાણે પણ આવો ફેરફાર કરાવો એટલે કારીગરને તે પછીના બધા પાના ફેરવવા પડે. કોઈવાર ગૅલી પ્રુફમા આવા મોટા સુધારા ઘણા થયા હોય તો સલામતી ખાતર તેના બીજી વારના ગૅલી પ્રુફ માગવા સારા. તેમા ચોકસાઇથી સુધારા તપાસી લઇને પછી જ આગળ પાના પાડવાની સૂચના આપવી.

પ્રુફ પોતાને ત્યા મળ્યા પછી બને તેટલી ઝડપથી—બને ત્યા સુધી તે ને તે જ દહાડે વાચી સુધારીને પાછા મોકલી દેવા; કેમકે છાપખાનાવાળાઓ પાસે બીબાંનો ભારે મોટો જથ્થો નથી હોતો, અને તેથી તમે પ્રુફ વાચીને ન મોકલો ત્યા સુધી તમારા કામમા એના જે બીબા રોકાઈ રહે તેટલા પૂરતુ તેટલો વખત એનુ બીજુ કામ થતુ અટકે.

પ્રુફ વાચવામા ભૂલોના સુધારા દર્શાવવા માટે પદ્ધતિપૂર્વકના અમુક ચિહ્નો ઠરેલા છે. સર્વત્ર એ સામાન્ય હોવાથી તમે એટલા યાદ રાખી લો એટલે ગમે ત્યા તમારૂ કામ ચલાવી શકો. તેને બદલે તમે તમારી પોતાની ઉપજાવેલી મનસ્વી રીતે સુધારા કરો તો તમારી એ પદ્ધતિ બીજા સુધારનારને સમજવી પડે, તેમા વખત લાગે, ગોટાળા થાય, ભૂલો રહી જાય ને ફરી સુધારા કરવા પડે. આ બધી મુશ્કેલી ઊભી કરવા કરતા સર્વમાન્ય પદ્ધતિ જાણી લેવી હિતાવહ છે. અને તેના ચિહ્નો યાદ રાખી લેવા જરા યે મુશ્કેલ નથી. આ નીચે તેની સમજણ આપી છે.

| | |
|---|---|
| ꝺ અથવા ꝺ | વધારાનો અક્ષર છે તે કાઢી નાખો. |
| ⁄ અથવા ^ | નવો ઉમેરો કરો. (ઉમેરવાની વસ્તુ લાબી હોય તો તેની આસપાસ કુંડાળું કરી દર્શાવવું.) |
| / | અક્ષર (અથવા ચિહ્ન) બદલીને તેને બદલે બીજો દર્શાવ્યા મુજબનો મૂકો. |
| ×/ | અક્ષર ભાગેલો અથવા ખરાબ છે; બદલીને સારો મૂકો. |
| ๑ | અક્ષર ઊંધો છે તેને ઉલટાવો. |
| ⊥ | વચ્ચે 'સ્પેસ' ઊઠી આવે છે તેને બેસાડી દો. |
| # | બે અક્ષરો ભેગા છે તેને છુટા પાડો. |
| ⁐ | છુટાછુટા છે તેને ભેગા કરો. |
| ⌄ | વચ્ચેની જગ્યા અણુસરખી છે તે એકસરખી કરો. |
| ⌣ | શબ્દો વચ્ચે બહુ જગ્યા છે તે માફકસર કરો. |
| ,/ ;/ | અલ્પવિરામ કે અર્ધવિરામ મૂકો. |
| ⊙ | પૂર્ણવિરામ મૂકો. |
| * ’ | ફુટનોટનું ચિહ્ન, એપોસ્ટ્રોફી અથવા અવતરણચિહ્ન ઉમેરો. |
| trans. ⌒ | શબ્દો ઉલટાસુલટા છે તેનો ફેરબદલો કરો. (બે કરતા વધારે શબ્દોનો ફેરબદલો કરાવવો હોય તો દરેકની નીચે જોઇતા ક્રમ મુજબ ૧ ૨ ૩ ૪ એમ અંક મૂકીને દર્શાવવું.) |
| ¶ | નવો પૅરેગ્રાફ પાડો. |
| no ¶ | પૅરેગ્રાફ છે તે કાઢી નાખીને સળંગ લખાણ લો. |
| ⟵ | ખસેડીને વચ્ચે લો. (આઘું પાછું અથવા વચ્ચે, જેમ જોઇતું હોય તે મુજબ દર્શાવવુ) |
| □ | એક 'એમ' જગ્યા ઉમેરો. ('એમ' એટલે ૧/૨ ઇંચ.) |
| ▭▭ | બે 'એમ' જગ્યા ઉમેરો. |
| \|—૧—\| | એક 'એમ' લંબાઇની ડૅશ ઉમેરો. |
| \|——૨——\| | બે 'એમ' લંબાઈની ડૅશ ઉમેરો. |
| wf | રૉંગ ફૉન્ટ—એટલેકે ખોટી જાતનો ટાઇપ છે; બદલો. |
| stet | સુધારો ન કરતા, છે તેમ ને તેમજ કાયમ રાખો. |
| /// | લીટીઓ વાંકીચુંકી છે તે સરખી કરો. |

ગુજરાતી લખાણુમા ચાલુમા કોઇ અક્ષરો વચ્ચે કાળા લેવડાવવા હોય તો તેની નીચે લીટી દોરી પડખે 'બ્લૅક' લખવુ, એટલે તે જ જાતના

ઘેરા ઘાટા ટાઈપ મૂકાશે. અંગ્રેજીમાં આવા બ્લૅક ઉપરાંત કૅપિટલ, સ્મૉલ કૅપિટલ, ઈટાલિક એમ જુદીજુદી જાતો મૂકાવવાની સૂચનાઓ લખાય છે.

પ્રૂફ વાંચતી વખતે લીટીમાં જે સ્થળે ભૂલ આવે ત્યાં તે મુજબનો છેકો મારીને અથવા તેનો સુધારો દર્શાવતું ચિહ્ન મૂકીને પછી બહાર બાજુની કોરી જગ્યામાં તે મુજબનો સુધારો અથવા ચિહ્ન મૂકી એક નાની ઊભી લીટી દોરવી, તે એમ દર્શાવવા કે તે સુધારો ત્યાં પૂરો થયો. પછી બીજો સુધારો એ જ લીટીમાં આવે, ત્યાં તેનું ચિહ્ન કરી, બહાર પહેલા સુધારા પછી તે દર્શાવવો અને ફરી ઊભી લીટી દોરવી. આમ જે તે લીટીની અંદર આવતા સુધારાના ક્રમમાં જ બહારની બાજુએ તે તે સુધારા દર્શાવવા. આ નીચે એવા સુધારા દર્શાવતો ફકરો, તથા પછી તે મુજબ સુધારા થએલી પ્રૂફ કેવી હોય તે ફકરો, એક પછી એક ગોઠવીને બતાવ્યાં છે.

ત્યારે 'સાહિત્ય' એટલે શું
માણસના આત્મામાં રહેલી લાગણીની ઉપર
વર્તતી તે તે બધી સ્થિતિઓ રસાનુભવ ઉર્ફે સં
સતર્પણની સ્થિતિઓ છે. તેવી સ્થિતિ, ભાવ
અને રસના તેવા અનુભવ મણિસમાત્રને સર્વ
સામાન્ય હોવાથી તે સર્વનું પ્રત્યક્ષીકરણ વા
આલેખન જેમાં તેવી રચના કાવ્ય કે નાટક,
રસભર નિબંધ, નવલિકા કે નવલ—પ્રત્યેક
માણસને માણસ તરીકે આકર્ષે છે અને વશ
કરે છે. તેના આત્માને એવા ઉચ્ચ સૂક્ષ્મતમ
તૃપ્તિનો અધિકારી બનાવે છે.
એવા આકર્ષણ ને વશીકરણ કરનાર હરેક
રચના તે સાહિત્ય અને તેનો રચનાર તે જ
સાહિત્યકાર અને બીજો ન. એવા સાહિત્ય-
કારને તો સિસૃક્ષા* એજ સાચું ને ઉત્કૃષ્ટ
જીવન છે. કોઈ સ્થૂળ પદાર્થ કે દૃશ્ય, અથવા
વૃત્તિ અણધારી અકળ અંતઃપ્રેરણા જ્યારેજ્યારે
એ સિસૃક્ષાને જાગૃત કરે છે ત્યારેત્યારે સા-
હિત્યકારને હાથે એવું ધન્ય ને અમર સર્જન
થઈ જાય છે જે સાહિત્ય સંજ્ઞાને પાત્ર ઠરે છે.

(પાઈકા બ્લૅકમાં) વિજયરાય કલ્યાણરાય

*સિસૃક્ષા એટલે અહર્નિશ કે સર્જન કરવાની ને આનંદદાયક અનિવાર્ય એષણા

ઉપરના સુધારા કરીને શુદ્ધ કરી ગોઠવેલું લખાણઃ

ત્યારે 'સાહિત્ય' એટલે શું ?

માણસના આત્મામાં રહેલા ભાવોની ઉપર વર્ણવી તે તે બધી સૌન્દર્યમય રસાનુભવ કરે સંતર્પણની સ્થિતિઓ છે. તેવી સ્થિતિ ભાવ અને રસના તેવા અનુભવ, માણસમાત્રને સર્વસામાન્ય હોવાથી તે સર્વનું પ્રત્યક્ષીકરણ વા આલેખન જેમાં હોય તેવી રચના—કાવ્ય કે નાટક, નવલ નવલિકા કે રસભર નિબંધ,—પ્રત્યેક માણસને માણસ તરીકે, રસ હરકોઈ રૂપમાં જેનું જીવિત છે તેવા બુદ્ધિમાન લાગણીવાન સ્મૃતિશીલ કલ્પનાશીલ પ્રાણી તરીકે, આકર્ષે છે અને વશ કરે છે; તેના આત્માને સૂક્ષ્મતમ અલૌકિક સંતૃપ્તિનો અધિકારી ઠરાવે છે. એવાં આકર્ષણ ને વશીકરણ કરનાર દરેક રચના તે 'સાહિત્ય' અને રચનાર તે જ સાહિત્યકાર અને બીજો નહિ.

એવા સાહિત્યકારને તો સિસૃક્ષા* એ જ સાચું ને ઉત્કૃષ્ટ જીવન છે. કોઈ સ્થૂળ પદાર્થ કે દૃશ્ય, અથવા ઊંડી અણુવારી અકળ અંતઃપ્રેરણા જ્યારેજ્યારે એ સિસૃક્ષાને જાગૃત કરે છે ત્યારે-ત્યારે સાહિત્યકારને હાથે એવું ધન્ય ને અમર સર્જન થઈ જાય છે જે 'સાહિત્ય' સંજ્ઞાને પાત્ર ઠરે છે.

વિજયરાય કલ્યાણરાય

* સિસૃક્ષા એટલે અહર્નિશ કંઈ ને કંઈ સરજ્યા કરવાની માનવસહજ અનિવાર્ય એષણા

ઉપરના બંને નમૂના સુધારા કરવાની પદ્ધતિનો ઠીક ખ્યાલ આપી રહેશે. ચિહ્નો બરોબર યાદ રહી જાય એટલે પ્રુફ સુધારવા એ બહુ સહેલું કામ બની જાય છે. માત્ર ઝડપ આવતા થોડી વાર લાગે છે, તે મહાવરાથી આવી જાય છે.

બચુભાઈ રાવત